"શ્રી જ્ઞાનવર્ધક રત્નમાળા"નું પુ. [illegible]

# જીવન-સુધારણાના સન્માર્ગ

(ભાગ ૧-૨ સાથે)



અનુવાદક

વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ, બી. એ.

પ્રકાશક

જીવણલાલ અમરશી મહેતા,

પ્રકાશક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"—ભાવનગર.

કિંમત [illegible]

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું પુસ્તક ૨૩ મું.

# જીવન-સુધારણાના સન્માર્ગ.

કેટલાક અંગ્રેજી લેખો ઉપરથી

પ્રયોજક

વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ, બી. એ. (ભાવનગર.)

He who seeks the mind's improvement
Aids the world, in aiding mind !
Every great commanding movement
Serves not one but all mankind.

C. Swain.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા

મેનેજર—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.

કિંમત રૂ. દોઢ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૧૦૦ ઈ. સ. ૧૯૨૦.



यावत्स्वस्थमिदं शरीरमरुजं यावज्जरा दूरतो
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ॥
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्
संदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥
श्री सुभाषितरत्नभाण्डागारः.

જમાલપુર રોડ ઉપર આવેલા ધિ "નટવર" પ્રીન્ટીંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું—અમદાવાદ.

# અર્પણ.

પૂજ્ય માતુશ્રી !

આપનાં શુદ્ધ વાત્સલ્યનાં અને અસંખ્ય ઉપકારોનાં સ્મરણચિહ્ન રૂપ આ પુસ્તક આપનાં પરમ પવિત્ર ચરણે સંપૂર્ણ પૂજ્યભાવ અને નમ્રતા સહિત અર્પણ કરૂં છું. જેનો સ્વર્ગમાં પણ સ્વીકાર કરવાની કૃપા યાચતો,

હું છું

આપનો ચરણકિંકર

વિઠ્ઠલદાસ.

# વિષયોની અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.


૧ લોકપ્રિય થવાની કળા. ... ... ...પૃ. ૧ થી ૨૦
૨ આનંદપ્રાપ્તિના માર્ગો. ... ... ... ૨૧ થી ૩૧
૩ જીવનસૌન્દર્ય. ... ... ... ૩૧ થી ૪૪
૪ સ્વાશ્રયી બનો ... ... ... ૪૫ થી ૮૦
૫ સત્ય મિત્રતાનું સ્વરૂપ ... ... ... ૮૧ થી ૧૦૨
૬ માનસિક મિત્રો અને શત્રુઓ ... ...૧૦૨ થી ૧૧૨
૭ વાચનદ્વારા શિક્ષણ ... ... ...૧૧૨ થી ૧૩૨
૮ મહત્વાકાંક્ષા. ... ... ...૧૩૨ થી ૧૫૧
૯ આત્મ-સુધારણા ... ... ...૧૫૨ થી ૧૬૬
૧૦ નિદ્રા દરમ્યાન ચારિત્ર્યનું બંધારણ. ...૧૬૬ થી ૧૭૬


## ભાગ ૨ જો.


૧૧ આભ્યંતર શાંતિ ... ... ...૧૭૭ થી ૧૮૩
૧૨ વ્યક્તિગત આકર્ષણશક્તિ. ... ...૧૮૩ થી ૧૮૯
૧૩ સમજશક્તિની બક્ષિસ ... ...૧૯૦ થી ૧૯૭
૧૪ મનુષ્યની પ્રભાવશીલતા. ... ...૧૯૮ થી ૨૦૬
૧૫ ઉતાવળ વિનાશનું કારણ છે. ... ...૨૦૭ થી ૨૧૩
૧૬ આત્મ-નિર્ભરતાનું મહત્વ ... ...૨૧૪ થી ૨૨૪
૧૭ ઉદ્યોગપરાયણતા ... ... ...૨૨૪ થી ૨૩૪
૧૮ બોધક સૂત્રો. ... ... ... ...૨૩૫ થી ૨૪૦

# બે બોલ.

We live in deeds, not years; in thoughts, not breaths; In feelings, not in figures on a dial; We should count time by heart-throbs. He most lives who thinks most, feels the noblest, acts the best. BAILEY.

જગતમાં મનુષ્યનું ચિત્ત પુત્રજન્મથી જેટલા હર્ષથી ઉલ્લસિત બને છે તેટલો જ હર્ષ સાહિત્યનાં ક્ષેત્રમાં પ્રવૃત્તિ શરૂ કરનાર પોતાની લિખિત વસ્તુને પુસ્તકરૂપે જોતાં અનુભવે છે. તદનુસાર મારા પ્રથમ પ્રયાસનાં ફલરૂપ આ પુસ્તકને ગુજરાતી વાચકવર્ગ સમક્ષ મુકતાં મને પણ તેમ બને તો તે અસ્વાભાવિક નથી.

આ ગ્રંથમાં આવેલા નિબંધો કેટલાક અંગ્રેજી લેખોના આધારે લખેલા હોવાથી તે સંબંધી કેટલોક ખુલાસો અત્ર આપવામાં આવે તો તે અસ્થાને નહિ ગણાય. આ ગ્રંથમાંના વિષયો કોઈ એકજ લેખકના અમુક પુસ્તકના અનુવાદરૂપે નથી, પરંતુ જુદા જુદા લેખકોનાં જુદાં જુદાં પુસ્તકો ઉપરથી લીધેલા છે. 'આનંદપ્રાપ્તિના માર્ગો', 'આભ્યંતર શાંતિ', 'મનુષ્યની પ્રભાવશીલતા', 'ઉતાવળ વિનાશનું કારણ છે', 'આત્મનિર્ભરતાનું મહત્વ', અને 'ઉદ્યોગપરાયણતા' એ છ નિબંધો વિલિયમ જ્યૉર્જ ગાર્ડનના 'મેજેસ્ટી ઑફ કૉમનેસ' નામના પુસ્તકના આધારે લખવામાં આવ્યા છે. 'વ્યક્તિગત આકર્ષણ શક્તિ', 'સમજશક્તિની બક્ષિસ' અને 'બોધક સૂત્રો' એ ત્રણ લેખો 'ધિ હૅરોલ્ડ ઑફ ધિ ગોલ્ડન એઇજ' નામના ત્રિમાસિક પત્રમાંથી અનુવાદિત કરવામાં આવ્યા છે. અને બાકીના લેખો સુવિખ્યાત અમેરિકન વિચારક મિ. ઓ. એસ. માર્ડનના કેટલાક લેખોના આધારે લખેલા છે.

અંહિંથી પ્રકટ થતા 'આત્માનંદપ્રકાશ' નામના જૈન માસિક માટે કંઇક લખવાનો વિચાર સ્ફુરતાં મિ. માર્ડનનાં કેટલાંક પુસ્તકો સાદ્યંત વાંચી જોયાં. તે ઉપરથી એવી દૃઢ પ્રતીતિ થઇ કે તે સમર્થ વિદ્વાનનાં સર્વ પુસ્તકો ઘણા જ સુંદર વિચારોથી ભરપૂર હોવાથી જો તેનું અવતરણ આપણી ભાષામાં પુસ્તકો વા માસિકો-દ્વારા બહાર પાડવામાં આવે તો ગુજરાતી સાહિત્યમાં કિંમતી ઉમેરો થવા સાથે તે જનસમૂહને આત્મહિત સાધવામાં ઘણે અંશે સહાયરૂપ થઇ પડે. તેથી આજકાલ લોકરૂચિ જે વિષય તરફ વળેલી હોય તે વિષે લખવા કરતાં તેને આવાં ઉચ્ચ કોટિનાં વાંચન તરફ વાળવાના અને કેળવવાના વિચારથી પ્રેરાઇને મેં મિ. માર્ડનનાં વાંચેલા પુસ્તકોમાંથી મને સર્વોત્તમ લાગ્યા તેવા કેટલાક નિબંધોનો અનુવાદ કરી ઉક્ત માસિકમાં પ્રસિદ્ધિ અર્થે મોકલી આપ્યા. આ સર્વ નિબંધોને માસિકમાં કટકે કટકે સ્થાન આપવામાં આવ્યું તે માટે માસિકના મુખ્ય નિયામક શ્રીયુત્ વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધીનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવાનું યોગ્ય ધારૂં છું.

આ નિબંધો માસિકમાં પ્રકટ થવા લાગ્યા ત્યારથી તેના વાચકો તરફથી પ્રસંગોપાત અનેક પ્રશંસાપત્રો પ્રકાશકને મળવા લાગ્યા. જે ઉપરથી મને ખાતરી થઇ કે લોકોની અભિરૂચીને એ દિશા તરફ વાળવા માટે માત્ર પ્રયત્નની જ અપેક્ષા છે. ઉપરોક્ત માસિક એક જૈન સંસ્થા તરફથી પ્રકટ થતું હોવાથી તેની અંદર કેવળ જૈન ધર્મ સંબંધી અને જૈન સમાજને જ ઉપયોગી પ્રશ્નો ચર્ચવામાં આવતા હશે એવી ધારણાથી કદાચ જૈનેતર બંધુઓ તેના વાંચન માટે ન આકર્ષાય એ સંભવિત છે. એ કારણથી આવાં સર્વોપયોગી અને સર્વને સરખી રીતે હિતકારક વાચનનો લાભ સૌ કોઇને મળી શકે તો વિશેષ સારૂં એવી ભાવનાનો મારા હૃદયમાં ઉદ્‌ભવ થતાં મેં શ્રીયુત્ જીવનલાલ અમરશી મહેતાને આ નિબંધોનો સંગ્રહ

પુસ્તકાકારે તેમની "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" તરફથી બહાર પાડવા વિનતિ કરી જેનો તેમણે ઉત્સાહપૂર્વક એકદમ સ્વીકાર કર્યો, અને તેના પરિણામે મારી આંતરિક ભાવના સિદ્ધ થવા પામી છે, તેનું સર્વ માન બંધુ જીવનલાલને જ ઘટે છે. હવે જે હેતુથી આ કાર્ય હાથ ધરવામાં આવ્યું છે તે હેતુની સિદ્ધિ કેટલે અંશે થાય છે તે બતાવી આપવાનું સુજ્ઞ વાચકવર્ગને સોંપું છું.

એક ભાષામાંથી બીજી ભાષામાં અનુવાદ કરવામાં કેટલીક વખત જે મુશ્કેલીઓ પડે છે તેનો ખ્યાલ અનુભવીને જ આવી શકે છે. મૂળ લેખકના શબ્દોને વળગી રહેવા કરતાં તેના ભાવને જો આપણા પોતાના શબ્દોમાં ઉતારવામાં આવે તો જ તે વાચકોની મનોવૃત્તિને ખેંચી શકે અને સંતોષી શકે એવું મારું નમ્ર માનવું છે. આ અનુવાદમાં ઉક્ત નિયમનું જેમ બને તેમ વિશેષ પાલન કરવા તરફ તેમજ શબ્દોની તથા વાક્યરચનાની સરલતા તરફ ખાસ લક્ષ આપવામાં આવ્યું છે. છતાં કોઇ કોઇ સ્થળે ભાષામાં ક્લિષ્ટતા કે કઠિનતા પ્રવેશવા પામી હશે તો તેમ નિરૂપાયે જ બન્યું હશે એમ સમજી વાચક બંધુઓ દરગુજર કરશે એવી આશા છે.

છેવટે આ પુસ્તકની ઉપયોગિતા વધારવા સંબંધી મારા જે જે હિતસ્વી સ્નેહીઓએ યોગ્ય સૂચના અને સાહાય્ય કરી છે તે સહુનો ખરા દિલથી આભાર માની અને કોઇ પણ દોષથી રહી ગયેલી ભૂલો તરફ ક્ષમાદૃષ્ટિથી જોવા વાંચકવર્ગને વિનતિ કરી ગુણગ્રાહી સજ્જનો આમાં નિર્દિષ્ટ કરેલા "જીવન-સુધારણાના સન્માર્ગે" વિચરી આ જીવનયાત્રાનું સાફલ્ય પ્રાપ્ત કરે એવી શુભેચ્છા સહિત વિરમું છું.

ભાવનગર,<br>
તા. ૮-૨-૧૯૨૦.

વિ. મૂ. શાહ.

# પ્રકાશકના બે બોલ.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ના બાલ, યુવાન, વૃદ્ધ–સ્ત્રી પુરૂષ દરેકને સરખી જ રીતે બોધક થઇ જીવન–સુધારણાના સન્માર્ગો યથાર્થ રીતે દર્શાવનારૂં આ પુસ્તક આપતાં અમને અતિશય સંતોષ થાય છે; અને આશા છે કે અમારા ગુણગ્રાહી ગ્રાહકોને પણ તેવોજ સંતોષ તેના વાચનથી મળ્યા વિના નહિં જ રહે. આ કિંમતી લેખ–સંગ્રહ નિષ્કામભાવનાથી અમને આપવા માટે ભાઇ વિઠ્ઠલદાસના અમે તેમ જ આ "માળા" ના વાચકો ઘણા જ આભારી છીએ.

**અમારો આશય અને અનુભવ**—અમારો આશય સંગીન અને ફલદાયી વાચન પુરૂં પાડવાનો હોવાથી પુસ્તકોની પસંદગી તે દૃષ્ટિબિન્દુથી થાય છે અને તેથી અર્થહીન–આશયહીન–નૉવેલોના ભરતીના આ સમયમાં ઉપરચોટીઉં વાંચનારાઓને તે કદાચ બહુ અંશે આકર્ષી શકયાં પણ નહિ હોય. પરંતુ પાંચ વર્ષના અનુભવ ઉપરથી અમને એટલી તો પ્રતીતિ થઇ છે કે આજ સુધીમાં અમે બહાર પાડેલાં તમામ પુસ્તકો વિચારશીલ ગુર્જર વાચકોની પ્રીતિને પાત્ર નીવડયાં છે. સંગીન સાહિત્ય પ્રત્યેની જોઇતી લાગણીના અભાવે તેવાં પુસ્તકોને આ સ્થિતિએ પહોંચતાં બે ત્રણ વર્ષ લાગે છે. પ્રકાશક તેટલી ધીરજ રાખે તો ત્યાર પછી તેની ખપતનાં દ્વાર ખુલ્લાં જ છે, એ આનુભવિક સત્ય છે.

**ચાલુ સાલનાં પુસ્તકો**—"પુસ્તકમાળા" ના કામકાજમાં વધી પડેલી મુસ્કેલીઓનું અને અમારાં પુસ્તકોની કિંમતના કાયમી ધોરણનું સૂચન આ સાથેજ અપાતા **મેવાડ–પતન** નાટકમાં કરેલું હોવાથી અત્ર પુનરૂક્તિ કરવાની આવશ્યકતા રહેતી નથી. સને ૧૯૨૦ ના પહેલા હપતાનાં બે પુસ્તકો આ સાથે જ ગ્રાહકોને અપાયાં છે અને બીજાં ત્રણ બીજા હપતામાં અપાશે. તેમાંનું

"**કથામંજરી**" અર્ધ ઉપરાંત છપાઇ ગયું છે, "**ગીતા પરિચય**" તૈયાર છે, અને ત્રીજું પણ લખાઇને તૈયાર થઇ ગયું છે. આ ત્રણે પુસ્તકો સાથે જ મોકલવાનો વિચાર રાખ્યો છે.

**ઐચ્છિક પુસ્તકો:—**

આ વર્ષમાં નીચેનાં પુસ્તકોમાંથી જેને જે જોઇએ તે ઐચ્છિક દાખલ અર્ધી કીંમતે આપીશું. વિ. પી. પોસ્ટેજ ખર્ચ જુદું :—

આ પુસ્તકોની નકલો થોડી થોડી જ અમને મળવાથી સિલેક હશે ત્યાંસુધી જ અમે આપી શકશું. અમારી પાસેની નકલો ખલાસ થયા પછી અમે આપવા બંધાઇ શકતા નથી.

૨–૦–૦ **સ્વામી દયાનંદ સરસ્વતીનું જીવન ચરિત્ર.** (રોયલ આઠ પેજી મોટી સાઇઝનાં ૩૦૦ પૃષ્ટનું વિસ્તૃત જીવનચરિત્ર છે. પાકું સોનેરી નામનું સુન્દર પુંઠું.)

૧–૮–૦ **પૈસા કેમ કમાવા?** (લેખક રા. રા. વિઠલદાસ ધનજીભાઇ પટેલ. વ્યવહારિક વિષયો પરત્વેનું સામાન્ય જ્ઞાન. પાકું પુંઠું.)

૦–૧૦–૦ **આરોગ્યદર્પણ** (વૈદક અને આરોગ્ય જ્ઞાનની સારી માહીતી આપનારૂં ૧૫૦ પૃષ્ટનું ઉપયોગી પુસ્તક.)

૦–૮–૦ **ઉષાનન્દિની** (પ્રો. એઇનની કથાનું ભા. કર્તા સ્વ૦ ઉર્મિલા ગીડુમલ. નિર્ણયસાગર પ્રેસની સુન્દર છાપ ને સોનેરી પુંઠું.)

૦–૧૨–૦ **પંચરત્ન** વા **પ્રેમમય જગત્** (બોધદાયક નાની નાની પાંચ મઝેદાર વાતો. ગ્લેઝ કાગળ ને કાચું પુંઠું.)

**જુના તેમજ નવા થનાર ગ્રાહકોને આ લાભ મળશે, નવા ગ્રાહક થનારે પ્રવેશ ફીના આઠ આના પ્રથમ મોકલવા.**

**જીવનલાલ અમરશી મહેતા,**

સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; **અમદાવાદ.**

# જીવન-સુધારણાના માર્ગો.

## (૧) લોકપ્રિય થવાની કળા.

"The power to please is a great success asset. It will do for you what money will not do, It will often give you capital which your financial asaets alone would not warrant. People are governed by their likes and dislikes. We are powerfully influenced by a pleasing, charming, personality. A persuasive manner is often irresisltble. Even judges on the bench feel its fascination."

( અન્યને પ્રસન્ન કરવાની શક્તિ એ લોકપ્રિય થવાની અર્થાત્ સમાજમાં વિજય પ્રાપ્ત કરવાની એક મહાન્ કળા છે. જે સાધ્ય થઇ શકતું ન હોય તે તેનાથી તમે સાધ્ય કરી શકશો. તેનાથી તમે માત્ર આર્થિક સંપત્તિના કરતાં વધારે વૈભવ પ્રાપ્ત કરશો. રૂચિકર અને અરૂચિકર વસ્તુઓ લોકો પર સામ્રાજ્ય ભોગવે છે. એક રમ્ય અને અને આનંદપ્રદ વ્યક્તિને આપણે સંપૂર્ણ આધીન થઇએ છીએ. એક આકર્ષક અને પ્રોત્સાહક રીતભાત ઘણી વખત અનિવાર્ય અને દુર્ઘર્ષ થઇ પડે છે. ન્યાયાસન પર બેઠેલા ન્યાયાધીશો પણ તેની મોહિનીને વશ થાય છે. )

લૉર્ડ ચેસ્ટરફીલ્ડે બીજાને પ્રસન્ન કરવાની કળાને એક મહાન્ બક્ષીસ તરીકે ગણી છે. તે એક મહાન્ શક્તિ છે. જો તમોને લોકપ્રિય થવાની ઇચ્છા હોય તો લોકોને રૂચિકર અને અનુકૂળ થાય તેવી વૃત્તિ ધારણ કરવી જોઇએ. અને વિનોદી તથા ચિત્તરંજક સ્વભાવના થવું જોઇએ. તમારા સહવાસથી લોકોને આનંદ નહિ થાય તો તેઓ તમારાથી દૂર રહેવા યત્ન કરશે. પરંતુ જો તમારો સ્વભાવ માયાળુ અને આનંદી હશે, જો તમે દરેક દિશામાં પ્રકાશ પ્રસરાવી શકતા હશો કે જેથી કરીને લોકો તમારાથી દૂર નાસી જવાને બદલે તમારા મેળાપને માટે અવિચ્છિન્ન યત્ન કરશે, તો લોકપ્રિય થવાનું કાર્ય તમને લેશ પણ મુસ્કેલીભર્યું જણાશે નહિ. લોકોને તમારા પ્રતિ આકર્ષવાનો સૌથી સરલ અને ઉત્તમ માર્ગ એ છે કે તમે તેઓમાં અને તેઓનાં કાર્યોમાં ઉલ્લાસથી રસ લ્યો છો એમ તેઓને ખાતરી કરાવવી જોઇએ. આ કાર્ય તમારે ખરા અંતઃકરણપૂર્વક કરવું જોઇએ, નહિ તો તેઓ તમારા દંભ અને છલકપટને સત્વર શોધી શકશે. એક યુવક જે કાંઈ કરે છે અને ભવિષ્યમાં કરવા ધારે છે તેમાં તમને ખરેખરો રસ પડે છે એમ ખાતરી કરાવવાથી તેનું હૃદય તમે જેવું જીતી શકો છો તેવું બીજા કશાથી થવું અશક્ય છે. તમે લોકોથી દૂર રહેશો તો તેઓ તમારાથી દૂર રહેશે એમાં જરા પણ સંદેહ નથી. તેમજ જો તમે હમેશાં તમારા પોતાના વિષે અને તમારા અદ્ભુત કાર્યો વિષે વાતો કરશો તો તમે જોશો કે લોકો તમારાથી દૂર રહેવા યત્ન કરશે. આનું કારણ એ છે કે તેમ કરવાથી તમે તેઓને ખુશી કરતા નથી. તમે તેઓનાં કાર્યોમાં રસ લેવાનું અને તેઓના વિષે વાતો કરવાનું શરૂ કરો એમ તેઓની આશા અને ઇચ્છા હોય છે.

જો તમે સદા શોગીયો ચ્હેરો ધારણ કરશો, જો તમારો સ્વભાવ

ચીડીયો હશે તો તમારા સેવકવર્ગમાં અને અન્ય જનોમાં તમે પ્રિય નથી થઇ પડતા તેથી તમારે આશ્ચર્ય પામવા જેવું નથી. પ્રત્યેક માણસને આનંદી ચહેરો પસંદ છે. આપણને હમેશાં પ્રકાશમાં રહેવુંજ ગમે છે અને આપણે અંધકારમાંથી નાસી જવા ઇચ્છીએ છીએ.

ઘણા માણસો એમ ધારે છે કે ખરેખરી કેળવણી અને સંસ્કૃતિનો મોટો ભાગ કેવળ દંભ અને ઢોંગ જ હોય છે; તેઓ એવી દલીલ કરે છે કે જો કોઈ માણસ પ્રમાણિક હોય અને જો તે શ્રેષ્ઠ ગુણોથી અલંકૃત અને સત્યનિષ્ઠ હોય તો તેના બાહ્ય વિરૂપ દેખાવની ગણના કર્યા વગર લોકો તેને માન આપશે અને તે લોકપ્રિય થઈ પડશે. આ દલીલ અમુક અંશે જ સાચી છે. અનાવિદ્ધ અને અસંસ્કૃત રત્નના વિષયમાં જે સત્ય લાગુ પડે છે તે અસંસ્કૃત મનુષ્યના વિષયમાં પણ લાગુ પડે છે. રત્નનું મૂલ્ય ગમે તેટલું હોય તો પણ કોઇ માણસને અસંસ્કૃત રત્નો ધારણ કરવા ગમશે જ નહિ. કોઇ માણસ પાસે આવાં રત્નો લાખો રૂપિયાની કિંમતનાં હોય તો પણ જ્યાં સુધી તે સંસ્કૃત અને સ્વચ્છ થયેલાં નહિ હોય ત્યાં સુધી કોઈ તેની કિંમત કરશે નહિ. બીન અનુભવી દૃષ્ટિ આવાં રત્નો અને પત્થરના કટકાનો ભેદ જોઈ શકશે નહિ. હીરકારના હાથમાં ગયા પછી તેમાંથી જે સૌંદર્ય અને ચળકાટ નીકળે છે તેના પ્રમાણમાં જ તેની કીંમત અંકાય છે. તેવી જ રીતે કોઈ માણસ અનેક પ્રશસ્ય ગુણોથી વિભૂષિત હોય, પરંતુ જો તેઓ વિરૂપ બાહ્ય દેખાવથી આચ્છાદિત થયેલ હશે તો તે ગુણો તેઓની અંતર્ગત કિંમતથી રહિત થઇ જશે. માત્ર તિક્ષ્ણ અવલોકનશક્તિવાળા માણસો અને ચારિત્ર્યના પ્રવીણ પરીક્ષકોનાજ જોવામાં તે ગુણો આવશે. જેમ અનાવિદ્ધ અને અસંસ્કૃત રત્નની કિંમત સંસ્કારથીજ થાય છે તેમ અસંસ્કૃત મનુષ્ય રૂપ રત્નની કિંમત કેળવણી રૂપી સંસ્કારથી થાય છે.

કોઇ પણ મનુષ્ય વિષે જે સારા અથવા ખરાબ વિચારો પ્રથમથી બંધાઇ ગયા હોય છે તે બદલવાનું કાર્ય અસંત કઠિન છે. આપણે કોઇને પ્રથમ વખત મળીએ છીએ ત્યારે કેટલી ત્વરાથી મન પોતાનું કાર્ય કરે છે તે આપણે સમજી શકતા નથી. આપણાં નેત્રો અને કર્ણ આસપાસનું બધું જોવામાં અને સાંભળવામાં ગુંથાય છે; ત્યારે આપણું મન વિચારનાં ત્રાજવા ઉપર તે માણસની તુલના કરવામાં પ્રવૃત્ત બને છે. મન ઘણી જ ત્વરાથી પ્રત્યેક શબ્દ, પ્રત્યેક કૃતિ અને પ્રત્યેક રીતભાતને ગ્રહણ કરી લે છે, અને આપણો અંતિમ વિચાર ત્વરાથી બંધાય છે. એટલુંજ નહિ પરંતુ એવો મજબૂત બંધાય છે કે તે પુરૂષના પ્રથમ ચિત્રને સર્વથા વિસરી જવાનું અત્યંત મુશ્કેલ અને લગભગ અસંભવિત થઇ પડે છે. બેદરકાર અને ચાતુર્યરહિત લોકો પોતે જે છાપ પહેલી બેસાડે છે તે લુપ્ત કરવા માટે યત્ન કરવામાં પોતાના સમયનો મોટો ભાગ ગાળે છે. તેઓ નમ્રતાપૂર્વક ક્ષમા યાચે છે અને દરેક બાબતનું સ્પષ્ટીકરણ કરે છે. પરંતુ એ ક્ષમા અને સ્પષ્ટીકરણથી જોઇએ તેવી અસર થતી નથી; કેમકે તે અસર પ્રથમ બેસાડેલી છાપના સબળ અને સચોટ ચિત્ર કરતાં એટલે બધે અંશે નિર્બળ હોય છે કે અનેક યત્નો કરવા છતાં ઉક્ત છાપ લુપ્ત થતી નથી. તેથી અભ્યુદયની આકાંક્ષા રાખનાર પ્રત્યેક યુવકે બીજાના મન ઉપર પોતે જે છાપ પાંડે છે તેની અત્યંત સંભાળ રાખવાની ખાસ આવશ્યકતા છે; કારણ કે પ્રથમ પાડેલી ખરાબ છાપથી જીવનના આરંભકાળમાં જ અપયશ અને નિંદાને પાત્ર થવાનો સંપૂર્ણ સંભવ છે. જો તમે બીજાના હૃદય ઉપર એવી છાપ પાડશો કે તમે એક મનુષ્ય છો, તમારૂં મનુષ્યત્વ અન્ય સર્વ વસ્તુઓથી ઉત્કૃષ્ટ છે, તમારી પ્રમાણિકતા, સત્યનિષ્ઠા અને ઉદારતા

તમારા બીજા સઘળા ગુણો કરતાં અધિક પ્રાધાન્ય અને ઉચ્ચતર પદ ભોગવે છે, અને તમે જે કંઇ બહાર દર્શાવો છો તેની પાછળ જો લોકો ખરેખરો મનુષ્ય જોઇ શકે છે તો તમે જગતના વિશ્વાસપાત્ર અને પ્રેમપાત્ર બનશો જ, એ વાત નિર્વિવાદ છે.

હું એક વ્યક્તિને જાણું છું—એ પ્રકારના બીજા હજારો હશે—તે શા કારણથી લોકો તેનાથી દૂર રહે છે તે સમજી શકતો નથી. તે કોઇ સામાજીક સંમેલન અથવા મેળાવડામાં જાય છે તો તે બેઠો હોય છે તે સ્થળેથી દરેક માણસ દૂર ચાલ્યો જાય છે. જ્યારે બીજા લોકો પ્રકીર્ણ વાર્તાવિનોદથી અથવા હસાહસથી આનંદ અનુભવતા હોય છે ત્યારે તે પોતે એક ખુણામાં મૌનભાવ ધારણ કરી એકલો બેસી રહે છે. જો દૈવયોગે કોઇ અકસ્માતથી તે આકર્ષણના મધ્ય કેન્દ્રમાં પહોંચે છે તો એક પ્રકારનું મધ્યકેન્દ્રત્યાગી બળ તેના પર સત્તા ચલાવે છે, અને તેને તેના એકાંત ખુણામાં પુનઃ ઘસડી જાય છે. તેને ક્વચિત્ કોઈ સ્થળે આમંત્રણ કરવામાં આવે છે. તે સમાજમાં કે મેળાવડામાં ઠંડા બરફના કટકા જેવો જ લાગે છે. તેનામાં કશી ઉષ્ણુતા હોતી નથી. તેમજ તે લેશમાત્ર આકર્ષણશક્તિ ધરાવતો નથી. આ માણસની અપ્રિયતાનું કારણ તેને પોતાને અગમ્ય અને અગોચર છે. તે એક મહાન્ શક્તિ ધરાવનાર પુરૂષ છે, જબરો કાર્ય કરનાર છે અને જ્યારે તેનું દૈનિક કાર્ય પૂર્ણ થાય છે ત્યારે આરામ લેવાની અને અન્ય માણસોની સાથે સંમિલિત થઇ તેઓના સમાગમનો લાભ લેવાની ઇચ્છા રાખે છે; પરંતુ જે આનંદ અને આરામની તેને ઉત્કંઠા છે તે પ્રાપ્ત કરવા તે અસમર્થ બને છે. બીજા લોકો પોતાને તજી દે છે, પોતાનાથી અલગ રહે છે તે જોઇને તેને અતિશય શોચ થાય છે. પોતાની શક્તિનો દશાંશ પણ નહિ ધરાવનારા લોકો જ્યાં

જાય છે ત્યાં સન્માન પામે છે તે તેને ખેદનો વિષય થઇ પડે છે. તેને વિચાર પણ આવતો નથી કે કેવળ સ્વાર્થપરાયણતા જ લોકપ્રિય થવામાં મુખ્યત્વે કરીને આડે આવે છે. તે નિરંતર પોતાની જાતનો જ વિચાર કરે છે. બીજાને સહાયભૂત થવા ખાતર અને તેઓના કાર્યમાં રસ લેવા ખાતર પોતાની જાતને અને પોતાના ધંધાને તે એક ક્ષણ પણ વિસારી શકતો નથી; જ્યારે જ્યારે તમે તેની સાથે વાતમાં જોડાશો ત્યારે ત્યારે હર વખત તે પોતાના વેપારવિષયક વાત તરફ તમને ખેંચી જવાને યત્ન કરતો માલૂમ પડશે. લોકપ્રિય થવામાં તેને અંતરાયભૂત થનાર બીજી એ બાબત છે કે તે આકર્પણનું રહસ્ય જાણતો નથી. પ્રત્યેક વ્યક્તિ એક લોહચુંબક છે તે વાત તેના જાણવામાં નથી. જે માણસ અહોનિશ પોતાની જાતનો જ વિચાર કરે છે તે એક પ્રકારનું આત્મ-લોહચુંબક બને છે, જેથી તે પોતાના સિવાય અન્ય કોઇને પોતાના તરફ આકર્ષી શકતો નથી. ઘણાં મનુષ્યો દ્રવ્ય-લોહચુંબક બને છે. તેઓ દ્રવ્યવિષયક વિચારો એટલા બધા લાંબા સમય સુધી કરે છે કે તેઓ દ્રવ્ય સિવાય બીજી કોઈ પણ વસ્તુને પોતાના પ્રતિ આકર્ષી શકતા નથી. કેટલાક મનુષ્યો અનીતિવાન, અધર્મી અથવા વિષયી હોય છે તેનું કારણ એ છે કે તેઓએ પોતાને અનીતિ, અધર્મ અથવા વિષયવાસનાના લોહચુંબક બનાવ્યા હોય છે.

બીજી બાજુએ જોઇએ તો ચિત્તની અને ચારિત્ર્યની એટલી બધી ચારુતા ધરાવનાર પુરૂષો અને સ્ત્રીઓ હોય છે કે જે કોઇ તેઓના સમાગમમાં આવે છે તેઓનાં હૃદયમાં તે સહુની સાથે નિકટ સંબંધ હોય એવી લાગણી અને ઊર્મિ ઉદ્દભવે છે. આસપાસના સર્વ લોકો તેઓને અંતઃકરણપૂર્વક ચાહે છે અને એક અવાજે તેઓની પ્રશંસા

કરે છે. આવા ઉદાત્ત અને વિશાળ હૃદયવાળા સ્ત્રીપુરૂષોને માટે સૌ કોઇના હૃદયમાં પ્રેમ અને માનની લાગણી ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે, કેમકે તેઓ સૌના ઉપર સમાન પ્રેમપૂર્ણ દૃષ્ટિ રાખે છે. તેઓ એવા પ્રકારનાં લોહચુંબક છે કે જે સર્વ કોટિના લોકોને આકર્ષી શકે છે, તેઓ સર્વને પોતાના જાણી આકર્ષવાને પુરતા વિશાળ અને વિસ્તૃત છે. તેઓ તે સર્વમાં રસ લે છે, સર્વ પ્રકારનાં કાર્યોમાં આનંદથી ભાગ લે છે; ટુંકામાં તેઓ પ્રત્યેક માટે લાગણીવાળા હોય છે.

અનુકૂળ પરિસ્થિતિમાં સ્વભાવતઃ આપણે કોઇ મનુષ્યના પ્રધાન ગુણોની અને તેની આસપાસની સર્વ હકીકતની તુલના કરીએ છીએ. આપણે તેના મુખ્ય ગુણો જોઇ શકીએ છીએ, તેમજ તે ઉચ્ચ વા નીચ કોટિનો છે તે તરત જ જાણી શકીએ છીએ. વળી તેના ઉપર અન્ય માણસો પ્રેમ રાખે છે અને તેના તરફ આકર્ષાય છે કે તેનાથી દૂર જાય છે તે પણ આપણા જાણવામાં તરત જ આવે છે.

જ્યાં સુધી માણસ કેવા સ્વાર્થપરાયણ અને પોતાની જાતના વિચારો કર્યા કરે છે ત્યાં સુધી તે બીજાઓ માટે આકર્ષણબળ ધરાવે એ અસંભવિત વાત છે. સૌ તેને ત્યજી દેશે અને કોઇ તેના તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોશે નહિ, કોઇ તેને સ્વેચ્છાથી શોધશે નહિ, અને તે પોતાને કેવા પ્રકારનું લોહચુંબક બનાવે તે પર સર્વ વાતનો આધાર રહે છે. જે ક્ષણે તે બીજાને માટે માન અને પ્રેમની લાગણી અને બીજાના કાર્યમાં રસ બતાવવાનો આરંભ કરશે કે તેજ ક્ષણે તે આકર્ષણબળના ગુણોથી સંપન્ન થશે અને સૌને પોતાના પ્રતિ આકર્ષવા સમર્થ બનશે. જેટલા પ્રમાણમાં તે બીજાનાં કાર્યોમાં રસ લેશે, તેટલા જ પ્રમાણમાં તે તેઓને પોતાના તરફ આકર્ષી શકશે.

તે બીજાના હિતમાં ખરેખરા અંતઃકરણપૂર્વક રસ લેશે અને પોતાને પોતાનાં કાર્ય સંબંધી વાતચીતનું મધ્યબિંદુ બનાવવાનો **યત્ન ત્યજી** દેશે કે તે જ વેળાએ બીજા લોકો પણ તેનામાં રસ લેવા લાગશે. **સર્વ મનુષ્યોપર સમાન દૃષ્ટિ અને પ્રેમભાવ રાખવાં તે જ લોકપ્રીતિ સંપાદન કરવાનો અમોઘ માર્ગ છે.** કેવળ આત્મભાન અને સ્વાર્થપરાયણતાના બંધનને પ્રેમભાવ તોડી નાંખશે. **પોતાની જાતના વિચાર કરવાનું વિસ્મરણ કરો અને બીજામાં રસ લેવાનું શરૂ કરો; બીજાને માટે પ્રેમભાવ, માનની લાગણી, તેઓને સાહાય્ય કરવાની ખરેખરી** ઇચ્છા કેળવો **અને પરિણામે લોકપ્રિય થવાના તમારા પ્રયત્નો ફળીભૂત થશે એ નિ:સંદેહ છે.**

ઘણા લોકોથી માણસો અલગ રહેવા મથે છે તેનું મુખ્ય કારણ એ છે કે તેઓ પોતાને જ સર્વસ્વ માને છે અને અહોનિશ પોતાના કાર્યમાં જ મગ્ન રહે છે. આ પ્રમાણે તેઓએ ઘણા લાંબા સમયસુધી જીવન વ્યતીત કર્યું હોય છે, જેથી તેઓએ બાહ્ય જગતની સાથેના સર્વ સંબંધ અને સહાનુભૂતિ ગુમાવી દીધાં હોય છે. ઘણા વખત સુધી આંતરિક-એકાંતજીવન ગાળ્યું હોવાથી તેઓને બાહ્યજીવન અશક્ય લાગે છે. તેઓના સમજવામાં આવ્યું હોતું નથી કે કેવળ સ્વાર્થપરાયણ એકાંતજીવનથી અને વર્ષો સુધી બીજામાં રસ નહિ લેવાથી તેઓની આકર્ષણશક્તિનો સદંતર નાશ થઇ ગયો છે, અને તેઓની લાગણીઓ એટલી બધી હદે સુકાઇ ગઇ હોય છે કે તેઓ કોઇપણ પ્રકારની શક્તિ અથવા ઉષ્ણતા ઉત્પન્ન કરવાને તદ્દન શક્તિહીન બની ગયા છે. આવા માણસોની હાજરીમાત્રથી આસપાસના વાતાવરણમાં સર્વત્ર શૈત્ય પ્રસરી રહે છે.

મનુષ્યનું નૈસર્ગિક બંધારણ જ એવું છે કે તે એકલો રહી શકતો જ નથી. તેના ઉત્તમોત્તમ જીવનનો ઘણોખરો ભાગ તે બીજાઓ પાસેથી જ મેળવે છે; તે બીજાના સહવાસ વગર રહી શકતો નથી, અને જ્યારે તે બીજાનો સહવાસ ત્યજી દે છે ત્યારે લગભગ તેનું અર્ધ બળ ગુમાવે છે. એવો એક નિયમ છે કે બીજાના પરિચયમાં આવી જ્યારે માણસ જાણે છે કે પોતાની અને અન્યની વચ્ચે જીવનોપયોગી અને અગત્યનો સંબંધ છે, તેઓના વિચારો અને જીવન પોતામાંથી વહે છે–ઉછળે છે અને પોતાના વિચારો અને જીવન તેઓમાંથી વહે છે ત્યારે જ તેને મોટો કહી શકાય છે.

દ્રાક્ષના ગુચ્છ વૃક્ષપરથી કાપી નાંખવામાં આવે છે કે તરત જ તે ચીમળાવા લાગે છે, જેનાથી તેનું પોષણ થાય છે તે લઈ લેવામાં આવે છે કે તેજ ક્ષણે તે તદ્દન નિરસ, શુષ્ક અને નિઃસત્વ થઇ જાય છે. જે ગુણ ગુચ્છમાં રહેલો છે તે દ્રાક્ષના વૃક્ષના ભૂમિ સાથેના સંબંધથી તેની અંદર આવે છે, અને જ્યારે તે પોષણ અને બળના સાધનોનો ઉચ્છેદ કરવામાં આવે છે, ત્યારે તે પ્રાયશઃ મૃતવત્ થઇ જાય છે. જગતરૂપી મહાન્ દ્રાક્ષલતા ઉપર માણસ એક ગુચ્છ સમાન છે. તેના સહચારીથી તે અલગ રહેવા લાગે છે કે તરત તે ચીમળાવા લાગે છે. મનુષ્યજાતિના એકીભાવમાં જ એવી કંઈ વિલક્ષણતા છે. જેવી રીતે હીરાના પરમાણુઓને એકબીજાથી ભિન્ન કરવાથી તેમાં રહેલા સંયુક્તપણાના ગુણનો નાશ થાય છે તેવીજ રીતે સમષ્ટિથી અલગ રહેવાથી વ્યક્તિને આત્મશક્તિનું ભારે નુકશાન સહન કરવું પડે છે. જે અણુઓનો હીરો બનેલો હોય છે તે અણુઓના સંયુકતપણામાં–અભિન્નત્વમાંજ હીરાનું મૂલ્ય સમાયલું છે. જે ક્ષણે તે અણુઓને એક બીજાથી ભિન્ન કરવામાં આવે છે તેજ

ક્ષણે તે નિરૂપયોગી અને નિર્મૂલ્ય થઈ જાય છે. તેજ પ્રમાણે એક શક્તિવાન મનુષ્ય પોતાની શક્તિનો ઘણો ભાગ તેના સહચારીઓના સમાગમથી પ્રાપ્ત કરતો હોવાથી તેઓને પરસ્પર ભિન્ન કરવામાં આવે તો તે શક્તિરહિત-નિર્બળ બની જાય છે.

જેવી રીતે મનુષ્યને શરીરપોષક ભોજનના ભિન્નભિન્ન પદાર્થોની જરૂર છે તેવી જ રીતે તેનું માનસિક ભોજન પણ વિવિધ પ્રકારનું હોવાની જરૂર છે. માનસિક ભોજનની આવી સામગ્રી ભિન્નભિન્ન રૂચિ અને પ્રકૃતિના લોકોના સમાગમમાં આવવાથી ઉપલબ્ધ થઇ શકે છે. કોઇ પણ માણસને તેના સમૂહમાંથી-મંડળમાંથી વિમુક્ત રાખવામાં આવે તો તે તત્કાળ અવનત થવા લાગે છે. સ્વાનુભવથી જોઈ શકાયું છે કે જે બાલકોને અન્ય મનુષ્યોના સહવાસથી અનેક વર્ષો સુધી અલગ રાખવામાં આવ્યા છે તેઓ ક્રમશઃ એવી અધોગતિને પામ્યા છે કે આખરે તેઓ તદ્દન જડબુદ્ધિ અને મૂર્ખ બની ગયા છે. જે ગુણ અને સામર્થ્ય માણસ બીજા પાસેથી ગ્રહણ કરે છે તેના પ્રમાણમાં તે ગુણવાન અને શક્તિવાન બને છે. બીજા શબ્દોમાં કહીએ તો જેટલા પ્રમાણમાં તે બીજા સાથે સામાજીક, માનસિક અને નૈતિક સમાગમમાં આવે છે તેટલા પુરતો તે શક્તિવાન છે અને જેટલે દરજ્જે તે બીજાથી અલગ રહે છે તેટલે દરજ્જે તે નિર્બળ છે.

બાહ્ય જગતની સાથેનો સર્વ સંબંધ અને વાસ્તવિક રીતે તેઓનો પરસ્પર વ્યવહાર તોડી નાંખીને કેવળ એકાંત સ્થળમાં રાખીને વ્યક્તિઓને અસીમ નીતિબળ ધરાવનારા બનાવવાનો કેટલાક દેશોમાં યત્ન કરવામાં આવ્યો છે; પરંતુ જેમ માનુષી એકીભાવની નૈસર્ગિક યોજનામાં વિક્ષેપ કરનારી અન્ય સર્વ યોજનાઓ નિષ્ફલ નિવડી છે, તેમ ઉક્ત પદ્ધતિ પણ નિષ્ફલ નિવડી છે.

મગજ અને મગજની વચ્ચે, આત્મા અને આત્માની વચ્ચે અમુક પ્રકારની શક્તિ રહેલી છે, જેનું માપ કરતાં આપણને આવડતું નથી. પરંતુ તે શક્તિ ઉત્તેજીત કરવાનું, બાંધવાનું અથવા તોડી નાંખવાનું સામર્થ્ય ધરાવે છે. આ જગતમાં મનુષ્યના મનને પોષણ અને બળ આપે અને નવીન ચૈતન્ય પ્રેરે એવા સહસ્ત્રાવધી સ્થળો છે, અને તે સ્થળો બંધ કરવાથી પરિણામ એ આવશે કે મનોબળ તદ્દન ક્ષીણ અને નિર્બળ થઈ જશે. મનુષ્યની પાંચ ઇન્દ્રિયો એક પ્રકારનાં સાધન અથવા માર્ગ છે, જે દ્વારા અંતઃસ્થ આત્માને સર્વ બાહ્ય વસ્તુનું જ્ઞાન પહોંચાડવામાં આવે છે. આ ઉપરાંત બીજી કેટલીક અગોચર અને પરોક્ષ શક્તિ છે જેનું કાર્ય હમેશાં મનને પ્રકાશિત અને તેજસ્વી કરવાનું છે. જે પોષક તત્ત્વનું આત્મા સર્વ સ્થળેથી ગ્રહણ કરે છે તે તત્વથી જ આપણે ટકીએ છીએ અને દિનપ્રતિદિન પ્રગતિ કરીએ છીએ. પરંતુ આ તત્વનું માપ અથવા તોલન કરવાનું કાર્ય પ્રત્યક્ષ બાહ્યેંદ્રિયોની શક્તિની બહાર છે. આપણે નેત્ર અથવા કર્ણદ્વારા જે ગ્રહણ કરીએ છીએ તે નેત્ર અથવા કર્ણના સ્નાયુદ્વારા આપણામાં આવતું નથી. કોઇ સર્વોત્તમ ચિત્રમાંથી જે મહાન્ વસ્તુ આપણામાં પ્રવેશે છે, તે કપડાપરના રંગમાં કે આકૃતિમાં નથી હોતી પરંતુ તે સર્વની પાછળ રહેલા ચિત્રકારમાં છે. એક અજબ અને અદ્દભુત શક્તિ જેનો ચિત્રકારના વ્યક્તિત્વમાં નિવાસ છે અને જે તેણે અનુભવેલી અને ગ્રહણ કરેલી સઘળી વસ્તુઓનો એકંદર સરવાળો છે. આ અજબ શક્તિની પ્રાપ્તિ કલ્પનાશક્તિદ્વારા અંતરાત્માને થાય છે, અને તે શક્તિનું માપ કરવા જ્ઞાની વિના કોઇ પણ મનુષ્યમાં સામર્થ્ય નથી.

જેઓ આપણા દુર્ગુણો અને દૂષણો જોવાને બદલે આપણા

સદ્દગુણો અને આપણામાં જે સારૂં હોય તે જુએ છે તેવા લોકોની સાથે સમાગમમાં આવી સંબંધમાં જોડાવાની તક દ્રવ્ય પ્રાપ્ત કરવાની તક કરતાં ઘણે દરજ્જે કિંમતી છે. ઉમદા અને ઉત્તમ ગુણોને ખીલવવાની આપણી શક્તિ તેનાથી દિનપ્રતિદિન વૃદ્ધિંગત થાય છે. જે લોકો હમેશાં બીજાની અવગણના કરતા હોય છે, જેઓ બીજાના વર્તનમાં દોષો જોયા કરતા હોય છે. અથવા જેઓ ધૂર્તતાથી એમ સૂચન કરતા જણાય છે કે તેઓએ જેવા બનવું જોઇએ તેવા તે બન્યા નથી એવા લોકોથી નિરંતર સાવધ રહો. આવા લોકોનો સહવાસ ભયંકર છે. આવા લોકો અવિશ્વસનીય છે. અન્ય માણસોની અવગણના કરનારૂં મન હમેશાં સંકુચિત અને અસ્વસ્થ હોય છે. આવું મન બીજામાં કશું સારૂં જોઇ શકતું નથી, તેમજ સારાની ગણના કરી શકતું નથી; તેથી આવા પ્રકારનું મન દ્વેષી અને ઈર્ષ્યાળુ ગણાય છે. કોઇપણ સદ્‌ગુણને માટે અથવા કોઇ શુભ કાર્ય માટે બીજાનું સારૂં બોલાતું હોય અથવા બીજાની પ્રશંસા થતી હોય તો તે આ પ્રકારના મનને અસહ્ય અને દુઃખદ થઇ પડે છે. બીજા માણસમાં કંઇક સારૂં છે એ વાતની તેનાથી ના પાડી શકાય એવું ન હોય ત્યારે પણ ‘ જો ’ અથવા ‘પણ’ શબ્દોથી તે તેની અવગણના કર્યા વગર રહેશે નહિ, અને પ્રશંસાપાત્ર બનેલા મનુષ્યના વર્તનપર શંકાશીલ દૃષ્ટિથી જોવા બીજી રીતે યત્ન કરશે.

વિશાલ અને સ્વસ્થ ચિત્ત બીજાના દોષો અને દૂષણો કરતાં ગુણો વધારે ત્વરાથી નિહાળી શકે છે; પરંતુ સંકુચિત અને નિરંતર અવગણના કરનારૂં ચિત્ત તો હમેશાં અન્યના દોષો જ જોઇ શકે છે. જે કંઇ સ્વચ્છ છે, સુંદર છે, સત્ય છે, સુઘડ છે, ઉદાત્ત છે તે તેના દૃષ્ટિબિંદુની બહાર જ રહે છે. તેને નષ્ટ કરવામાં અથવા તોડી પાડ-

વામાં જ એવા ચિત્તને આનંદ અને મઝા આવે છે. પણ તે બંધારણ કરવાની શકિત લેશમાત્ર પણ ધરાવતું નથી. જ્યારે જ્યારે તમે કોઇ માણસને બીજાની અવગણના અને નિંદા કરતા સાંભળો ત્યારે ત્યારે જો તમે તેનો ઉકત દોષ સુધારી શકો એમ ન હો તો તમારા મિત્રમંડળમાંથી તેને દૂર કરો. તમે એમ ન ધારતા કે જેઓ તમારા સમક્ષ બીજાના દોષો ગણાવે છે અને જેઓ તમારા સમક્ષ અન્યની ટીકા કરી તેને હાંસીપાત્ર બનાવે છે તેઓ અનુકૂળ પ્રસંગ આવશે ત્યારે તમારાવિષયક વાતમાં પણ એજ રીતે વર્તશે નહિ. આવા લોકો સાચા મિત્રો થવાને લાયક નથી. કેમકે સાચી મૈત્રી વિઘ્નરૂપ થવાને બદલે હમેશાં સહાયભૂત બને છે. ખરેખરા મિત્રો કદાપિ પોતાના મિત્રના અવગુણો બીજા પાસે પ્રકટ કરતા નથી અને પોતાના મિત્રની બીજાના મુખે થતી નિંદા પણ સહન કરી શકતા નથી.

પુરૂષ અથવા સ્ત્રીને પરમાત્માની દોષરહિત પ્રતિમૂર્તિ તરીકે જોવાની શકિત પ્રાપ્ત થવી એ કેળવણી અથવા માનસિક વિકાસનું સૌથી સુંદર ફળ છે. પ્રેમાળ અને ઉદાર આત્મા જ વિકાસની આટલી હદે પહોંચી વિકાસનું આ ફળ પ્રાપ્ત કરી શકે છે. ઉદાત્ત સ્વભાવના અને માયાળુ અને વિશાળ ચિત્તવાળા સ્ત્રીપુરૂષો બીજાના દોષો તરફ દુર્લક્ષ કરે છે, અને તેઓ ઉચ્ચગુણોને ઉચ્ચતર બનાવવાને સદૈવ તત્પર રહે છે. આપણે સર્વ જાણ્યે અજાણ્યે પણ સર્વદા બીજાના વિષે આપણા હૃદયમાં જે વિચારો બંધાયલા હોય છે તેનાથી તેઓનું ચારિત્ર્ય ઘડીએ છીએ. તમારા મિત્રોના અને તમે જેના સંપર્કમાં આવો છો તે સર્વના જે ગુણો તમારા દૃષ્ટિપથમાં આવે છે તેને તમે વિસ્તારવા સ્વભાવતઃ પ્રવૃત્ત બનો છો. જો તમે લોકોના વર્તનની અધમ અને તિરસ્કારજન્ય બાજુ જોશો તો તેઓના દોષો તમારી દૃષ્ટિએ પડ્યા

વગર રહેશે નહિ; પણ જો તમે તેઓની સારી બાજુ જોશો તો તેઓના ઉચ્ચ, ઉદાર અને મહાન્ ગુણો જ તમારા જોવામાં આવશે, જેનાથી તેઓને માટે તમારા હૃદયમાં માન અને પ્રેમની લાગણી આવિર્ભૂત થશે અને તેને પરિણામે તમે આ ગુણોનો વિકાસ કરવામાં સદા સહાયભૂત થશો. અને હલકા અયોગ્ય ગુણોને હાંકી કાઢશો; જગતમાં સર્વત્ર શક્તિનો આ પરોક્ષ વિનિમય પોતાનું કાર્ય કરે છે અને તેના અંતર્ગત સ્વભાવ પ્રમાણે અંતરાયભૂત અથવા સહાયભૂત બને છે.

પોતે અમુક દરજ્જે વિલક્ષણ છે એમ ધારવામાં ઘણા લોકો એક પ્રકારની ભૂલ કરે છે. આ લોકો ધારે છે કે તેઓને માતાપિતા તરફથી કેટલીક વિલક્ષણતાઓ અને પ્રવૃત્તિઓ વારસામાં મળી છે. અને પોતામાં તેનું પુનર્દર્શન થાય એમ હમેશાં તેઓ ઇચ્છતા હોય છે. વસ્તુઓનું પુનર્દર્શન સાધવાની આ જ રીતિ છે; કેમકે આપણે જે વસ્તુઓને આપણા મનમાં હમેશાં ઉત્તેજન આપીએ છીએ અથવા જે વસ્તુઓનો આગ્રહપૂર્વક વિચાર કર્યા કરીએ છીએ તે વસ્તુઓ આપણા તરફ ત્વરાથી આકર્ષાય છે. આ ન્યાયે આવા લોકો અશુભ-અધમ વસ્તુઓની પ્રાપ્તિ માટે અવિચ્છિન્ન શ્રમ કરતા હોવાથી અને તેની દુષ્ટ અસરનું પોતામાં આરોપણ કરતા હોવાથી તેની અધમતામાં ઉમેરો કરે છે. ખરેખરી વા કાલ્પનિક વિલક્ષણતાઓના સંબંધમાં તેઓ શિઘ્રગ્રાહી બને છે. તેઓને તે વિલક્ષણતાઓ વિષે બોલવું અથવા સાંભળવું જરા પણ રૂચિકર નથી હોતું, છતાં, તેઓ તે વિલક્ષણતાઓ ધરાવે છે એવી તેઓની દઢ માન્યતા હોવાથી તેઓની આત્મશ્રદ્ધા લુપ્ત થાય છે અને તેની પ્રાપ્તિ અસંભવિત બને છે. આમાંની ઘણી ખરી વિલક્ષણતાઓ સામાન્ય રીતે કેવળ કાલ્પનિક

હોય છે, અથવા કલ્પનાશક્તિથી સંવર્ધિત કરવામાં આવે છે; પરંતુ તેઓનું એટલા બધા લાંબા સમય સુધી પોષણ કરવામાં આવ્યું હોય છે અને તેઓના ઉપર એટલા બધા લાંબા કાળ સુધી વિચારો કરવામાં આવ્યા હોય છે કે તેઓ ખરેખરી હોય એમ તેઓને ભાસે છે. આનો ઉપાય આથી તદ્દન વિરૂદ્ધ વર્તવામાં એટલે કે પૂર્ણ ગુણોને સ્વીકારવામાં અને કોઈ પણ સ્ખલનાને વિસારવામાં રહેલો છે. જો તમે ધારતા હો કે તમારા પોતામાં વિલક્ષણતા છે તો યથાક્રમ સ્વાભાવિક વિચાર કરવાની ટેવ પાડો. હમેશાં એમજ કહો અને એમજ વિચાર કરો કે **"મારામાં કશી વિલક્ષણતા નથી. જે વિલક્ષણતાઓ મારી પ્રગતિને અટકાવે છે તે કાલ્પનિક જ છે. હું પૂર્ણતાની પ્રતિમૂર્તિ છું અને તેથી મારા માનવા પ્રમાણે મારામાં જે અપૂર્ણતાઓ–સ્ખલનાઓ છે તે ખરેખરી હોઈ શકેજ નહિ; કેમકે મારા અસ્તિત્વનું સત્ય ખરેખરૂં છે. જો મારા વિચારમાં વિષમ ભાવનાઓની ઉત્પત્તિ ન હોય તો મારી આસપાસ તેઓ હોઇ શકેજ નહિ."** જો તમે આગ્રહપૂર્વક અને ઉલ્લાસપૂર્વક મનની અંદર નિરંતર આ પ્રમાણે મનન કરશો તો જે તમને વિષમ ભાસે છે તે તમે વિસરી જશો. તે સત્વર અદૃશ્ય થશે અને તમારામાં અને બીજા લોકોમાં ઘણો ભેદ નથી એમ ખાતરી થવાથી તમને ખોયેલી આત્મશ્રદ્ધાની પુનઃ પ્રાપ્તિ થશે.

કેટલીક વખત શરમાળપણું એક વ્યાધિ સમાન થઇ પડે છે; પરંતુ તે કલ્પનાસૃષ્ટિમાંથી ઉદ્દભૂત થાય છે. તેથી મનમાંથી તેનો વિચાર કાઢી નાંખી તે વ્યાધિને સુગમતાથી વશ કરી શકાય છે. "શરમાળપણા તરફ કોઇનું લક્ષ પણ નથી. લોકો એટલા બધા

સ્વાર્થપરાયણ છે કે પોતાના હેતુઓ સાધવામાં અત્યંત પ્રવૃત્તિશીલ રહે છે. જેથી તેઓને શરમાળપણા તરફ જોવાનો અવકાશ નથી." આવા પ્રકારના વિરોધી વિચારને મનમાં સ્થાન આપવાથી શરમાળપણાના વ્યાધિનો પરાજય કરી શકાય છે.

એક યુવાન પુરૂષ પોતાની સાદી આકૃતિ અને અપ્રિય રીતભાત પર નિરંતર વિચાર કર્યા કરવાથી એટલો બધો નિરાશ અને અસ્વસ્થ થઈ ગયો હતો કે તે ઉન્મત્ત થઇ જવાની અણીપર હતો. કોઇ સંમેલનમાં અથવા સભામાં પોતાના વધારે આકર્ષક મિત્રો અથવા સંબંધીઓને આમંત્રણ કરવામાં આવતું અને પોતાનો તેમાંથી બહિષ્કાર કરવામાં આવતો ત્યારે તેને ઘણું લાગી આવતું અને દિવસોના દિવસો સુધી કાલ્પનિક દૃશ્ય દૃષ્ટિ સમીપ ખડું કરી તેનાપર અનેક તરેહના તર્કવિતર્કો કરવામાં ગુંથાતો. આ પ્રમાણે ઘણો સમય વીત્યા પછી છેવટે મિત્રપદને શોભાવે એવો એક ખરેખરો સુહૃદ તેની મદદે આવ્યો. અને તેને કહ્યું કે " જે શારીરિક આકૃતો અને સૌંદર્યના અભાવને લઈને તું શોચ કરે છે તેના કરતાં વિશેષ લોકપ્રિય બનાવે અને વિશેષ ચિત્તાકર્ષક બનાવે એવા ગુણોને કેળવવાનું તારે માટે સર્વથા શક્ય છે." આ માયાળુ મિત્રની સાહાય્યથી તેણે આત્મ-નિરીક્ષણ અથવા આત્મ-તુલના કરવાની રીતિ સંપૂર્ણતઃ ફેરવી નાંખી. માત્ર શારીરિક સૌંદર્યપર વિશેષ ભાર મુકવાને બદલે અને પોતાની જાતને વિરૂપ અને અપ્રિય માનવાને બદલે તે હમેશાં એમજ ધારવા લાગ્યો કે "હું પૂર્ણતાની પ્રતિમા છું. મારામાં અમુક પ્રકારનો દૈવી અંશ રહેલો છે." અને આ દૈવી અંશને બહાર પ્રદર્શિત કરવાનો તેણે દૃઢ સંકલ્પ કર્યો. પોતે અપ્રિય છે અથવા પોતે ખરેખરી રીતે વિરૂપ છે એવા પ્રત્યેક વિચારને તિલાંજલી આપવા લાગ્યો

અને પોતાની લોકપ્રિયતાની અને આકર્ષણશક્તિની મૂર્તિને સંપૂર્ણ ઉત્સાહ અને ઉલ્લાસથી હૃદયમાં સ્થાપિત કરી અને પોતે પોતાની જાતને આકર્ષક, આહ્લાદક અને ચિત્તરંજક બનાવવા સમર્થ થશે જ એ વિચાર તેના મનમાં હમેશાં રમી રહેવા લાગ્યો. આકર્ષક અથવા લોકપ્રિય થવાનું કાર્ય પોતાને માટે અશકય છે એવા કોઇ પણ વિચારને પોષણ આપવાનું તેણે ત્યજી દીધું. જે રીતે શકય હોય તે દરેક રીતે તેણે માનસિક સુધારણાનું કાર્ય શરૂ કરી દીધું, તેણે સર્વોત્તમ ગ્રંથકારોનાં પુસ્તકો વાંચવાનો અભ્યાસ પાડયો, અધ્યયનના વિવિધ માર્ગોનું ગ્રહણ કર્યું અને નિશ્ચય કર્યો કે "હું દરેક પ્રસંગે મારી જાતને આનંદપ્રદ બનાવીશ."

અત્યાર સુધી તે પોશાક પહેરવામાં તેમજ રીતભાત જાળવવામાં તદ્દન બેદરકાર રહ્યો હતો; કેમકે તેને એમ ચોક્કસ ઠસી ગયું હતું કે "હું કદી લોકપ્રિય થવાનો નથી. તેથી મારે સુઘડ અને આકર્ષક પોશાક પહેરવાની કે સારી રીતભાત રાખવાની કશી આવશ્યકતા નથી." પણ હવે તે પોતાને છાજે એવો અને શોભે એવો પોશાક પહેરવાની ખાસ સંભાળ રાખવા કદી ચુકતો નથી.

આ સર્વનું પરિણામ એ આવ્યું કે પહેલાંની માફક અતડો રહેવાને બદલે તેને જ્યાં જ્યાં જવાનું બની આવતું ત્યાં ત્યાં પોતાની આસપાસ માણસોના નાના નાના સમૂહને આકર્ષવા લાગ્યો, અને તેની વાત કરવાની પદ્ધતિથી સૌ કોઇનાં મનરંજન થવા લાગ્યા, અને અલ્પ સમયમાં પોતાની જાતને હરેક રીતે એટલી બધી આકર્ષક બનાવી દીધી કે જે આકર્ષક પુરૂષોને તે ઇર્ષ્યાયુક્ત દૃષ્ટિથી જોતો તે સહુની માફક તેને સર્વત્ર આમંત્રણ કરવામાં આવતું. આ પ્રમાણે ઘણાજ ટુંક સમયમાં પોતાને અંતરાયભૂત થનારી વસ્તુઓ-

પર તેણે સંપૂર્ણ જીત મેળવી એટલુંજ નહિ પણ પોતાના સમૂહમાં તે સૌથી આકર્ષક અને મનોરંજક બની ગયો.

તેનું કાર્ય સહેલું અને સુગમ નહોતું. પરંતુ જે વસ્તુઓએ તેની નૈસર્ગિક શક્તિને દાબી દીધી હતી તેનો પરાજય કરવામાં જરૂરની અચળ શ્રદ્ધા, પૂર્ણ ધૈર્ય અને અડગ નિશ્ચયથી તે પોતાનું કાર્ય સાધી શક્યો હતો, અને જે વસ્તુઓને તે નાશકારક, વિઘ્ન અને શાપ સમાન ગણતો હતો તેનો પરાજય કરવાના તેના નિશ્ચયાત્મક પ્રયાસથી જે શારીરિક સૌંદર્યનો તેનામાં અભાવ હતો તેના કરતાં અનેકગણાં કિંમતી ગુણો કેળવવાને તે શક્તિવાન થયો હતો.

જે વસ્તુ મેળવવાની આપણને અતીવ તિવ્ર અભિલાષા હોય છે અથવા આપણે જેવા પ્રકારના થવા ઇચ્છીએ છીએ તેની પ્રતિમાનું મનની અંદર આગ્રહપૂર્વક સ્થાપન કરવાથી અને તેની પ્રાપ્તિ અર્થે સખ્ત પ્રયત્ન કરવાથી આપણે જે પરિવર્તન કરી શકીએ છીએ તે આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખે તેવું છે. આપણે જે પ્રાપ્ત કરવાને ઉત્કંઠિત છીએ તેને આપણા તરફ આકર્ષવાની અને જે દૃશ્ય અથવા ચિત્ર આપણે કલ્પનાસૃષ્ટિમાં રચીએ છીએ તેને ખરેખરૂં બનાવવાની આમાં અદ્દ્ભૂત અને અજબ શક્તિ રહેલી છે.

લોકપ્રિયતા અથવા સામાજીક વિજય પ્રાપ્ત કરવામાં વાણી મહાન અગત્યનો પાઠ ભજવે છે. માણસ કેટલે દરજ્જે કેળવાયલો છે અને સંસ્કૃતિ પામેલો છે તે તેની વાણી ઉપરથી કલ્પી શકાય છે. કેમકે **यदा यदा मुञ्चति वाक्यबाणं तदा तदा जातिकुल प्रमाणम्।** એક વિદ્વાન કહે છે કે “ ભિન્ન ભિન્ન પ્રકારનાં વર્તનવાળા મનુષ્યોના સમૂહની સાથે મને એક અંધારા ઓરડામાં રાખો અને તે સૌ કેવા કેવા પ્રકારનાં વર્તનવાળા છે તે તેમની વાણી અથવા બોલવાના અવાજ અને રીતિપરથી તમને કહીશ ” એમ કહેવાય છે

કે પ્રાચીન સમયમાં ઇજીપ્તના ન્યાયમંદિરોમાં પણ સર્વ વ્યવહાર લિખિત પત્રોથી જ ચાલતો હતો. એવી ભીતિથી કે કદાચ ન્યાયાસન પર આરૂઢ થયેલા ન્યાયાધીશો બોલનારની વાક્‌શક્તિને આધિન થઈ જાય. અંતિમ નિર્ણય જાહેર કરતી વખતે ન્યાયાધિશો સત્યદેવીની મૂર્તિને પોતાની પાસે રાખીને તદ્દન મૌનભાવ ધારણ કરીને અપરાધિઓને શિક્ષા કરતા. માનુષીવાણીની ચમત્કારિક શક્તિનો વિચાર કરતાં શું એમ નથી લાગતું કે આપણાં બાળકોની વાક્‌શક્તિ ખીલવવાને અને સુંદર બનાવવાને ગૃહોમાં કે શાળાઓમાં યત્ન કરવામાં નથી આવતો તે ખેદ અને શરમ ઉપજાવે એવો વિષય છે ? ઉધરતા બુદ્ધિશાળી બાળકો ઉચ્ચ પ્રકારની કેળવણી ગૃહણ કરતા હોય અને છતાં તેઓની વાણી કઠોર, કર્કશ અને કિલષ્ટ હોય તે શું શોચનીય નથી ? જો કઠોર અને કર્કશ વાણી તેઓના જીવનની પ્રવૃત્તિ અને પ્રગતિમાં પ્રતિપળે કંટકરૂપ નીવડે છે. જ્યાં જીંદગીનો સદુપયોગ કેવી રીતે કરવો તે વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે, જ્યાં તેઓને દરેક ભાષાનું, ગણિતશાસ્ત્રનું વિજ્ઞાનનું, કળા અને સાહિત્યનું જ્ઞાન આપવામાં આવે છે એવી શાળાઓમાંથી અને વિશ્વવિદ્યાલયોમાંથી અનેક સ્ત્રી પુરૂષો બી. એ. એમ. એ. આદિ જુદી જુદી ઉપાધિઓથી અલંકૃત થઇ બહાર આવે છે છતાં પણ તેઓની વાણી કઠોર, નિરસ અને શુષ્ક હોય છે. ઘણી બુદ્ધિશાળી યુવતીઓ અને ઘણા બુદ્ધિશાળી યુવકો કે જેઓ મહાન માનવંતી ઉપાધિઓથી વિભૂષિત થયેલા હોય છે તેઓની વાણી એવી વિષમ અને કર્કશ હોય છે કે સચેતન, કોમળ અને શિઘ્રગ્રાહી મજ્જાતંતુવાળો માણસ તેઓની સાથે ભાગ્યેજ વધારે લાંબા વખત સુધી વાતચીત ચલાવી શકે. બીજી બાજુએ જો આ સર્વની સાથે તેઓની વાણીની યોગ્ય ખીલવણી થયેલી હોય છે તો તેના સમાન અન્ય કોઇ વસ્તુ મોહક અને આનંદજનક જણાતી નથી.

જેની વાણી દિવ્ય વાજીંત્રમાંથી નિકળતા સ્વર જેવી હોય છે, જેની વાણી સુસ્પષ્ટ શબ્દોથી યુક્ત હોય છે, જેની વાણીનો પ્રવાહ નિર્મળ ઝરણાંની માફક વહે છે એવા પુરૂષની જોડે ક્ષણમાત્ર વાર્તાલાપ કરવાથી નિઃસીમ આનંદનો અનુભવ થાય છે. એક વ્યક્તિની વાણીમાં એવી મિષ્ટતા અને મોહિની છે કે તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તે જ્યારે જ્યારે કંઇ બોલે છે ત્યારે ત્યારે પ્રત્યેક માણસ તેને અતિશય આનંદથી લક્ષપૂર્વક સાંભળે છે. તેની વાણી એવી મધુર અને રસાર્દ્ર છે કે તે સર્વને ચકિત અને મુગ્ધ કરી મુકે છે, તેની બાહ્યાકૃતિ સાદી છે-કંઇક વિરૂપ છે, પરંતુ તેની વાણીનો પ્રભાવ અલૌકિક છે, તેની વાણીની મોહિની અનિવાર્ય છે. આવી તેની વાણી ઉત્તમ રીતે વિકાસ પામેલાં મનની અને મોહક ચારિત્ર્યની સૂચક છે.

સમાજમાં ઘણા સ્ત્રીપુરૂષોની વાણી એટલી કઠોર અને ક્લિષ્ટ હોય છે અને મગજતંતુ અને ગૃહણશક્તિપર એવી ભયંકર અસર ઉત્પન્ન કરે છે કે આપણને વારંવાર તેવા સ્ત્રી-પુરૂષો પાસેથી પલાયન કરી જવાની જરૂર પડે છે. જે વાણી કેળવણી અને સંસ્કૃતિની વ્યંજક છે, જેમાંથી સંપૂર્ણતઃ સ્પષ્ટ શબ્દો વહે છે, જેમાં સાંભળનારને મુગ્ધ કરી નાંખે એવું માધુર્ય રહેલું છે, જેમાં જાદુઇ ચમત્કૃતિ છે એવી નિર્મળ, મંદ અને કેળવાયેલ વાણીની પ્રાપ્તિ ખરેખર, લોકોત્તર છે. આવી વાણી ગણ્યાગાંઠયા પુરૂષોમાંજ દૃષ્ટિગત થાય છે.

પ્રિય વાંચક ! લોયપ્રિય થવામાં અથવા સામાજીક વિજય પ્રાપ્ત કરવામાં મધુર અને શ્રોતાજનોને મુગ્ધ કરી નાંખે એવી વાણી અત્યંત અગત્યનો પાઠ ભજવતી હોવાથી એવા પ્રકારની વાણી કેળવવાનો પ્રયત્ન આદરો. જેથી સમય જતાં તમે પરિચિત તેમજ અપરિચિત મનુષ્યોને તમારા પ્રતિ આકર્ષી શકશો, સર્વ તમારે આધીન થશે, અને તમે લોકપ્રીતિ સંપાદન કરશો એમાં લેશ પણ સંદેહ જેવું નથી.

---

# આનન્દપ્રાપ્તિના માર્ગો.

ઓગણીસમી સદીના સુવિખ્યાત રાજ્યનીતિજ્ઞ બિસ્માર્કનું કથન છે કે "મારા આખા જીવનમાં એક દિવસ પણ મને આનન્દની પ્રાપ્તિ નથી થઇ." જો કે ૫૩ વર્ષ સુધી ધન ધાન્ય, આદરસન્માન, બળ, પૌરૂષ, લક્ષ્મી, કીર્તિ, વિજય, વિભવ, શક્તિ, પ્રભાવ આદિ સર્વ પ્રકારના સુખની તથા એક મહારાજ્યના અધિકારની તેને પ્રાપ્તિ થઈ હતી તો પણ બિસ્માર્કે એક દિવસ સત્ય આનંદનો અનુભવ કર્યો નથી. એ તેના ઉપરોક્ત વચનથી પ્રતીત થાય છે.

પ્રકૃતિમાં આનન્દ પણ એક વિલક્ષણ વસ્તુ છે. આનન્દપ્રાપ્તિ માટે જગતમાં કોઇ નિયત સ્થાન નથી. સર્વ સ્થળમાં અને સર્વ સ્થિતિમાં આનન્દની સંપ્રાપ્તિ થઇ શકે છે. કોઇ કોઈ વખત તે એવા સ્થળોમાં પ્રાપ્ત થઇ શકે છે કે જ્યાં એની સ્વપ્ને પણ સંભાવના ન હોઈ શકે. તેમજ કોઇ કોઇ વખત એવા સ્થળોમાં તે મળી શકતો નથી કે જ્યાં તેની સંપૂર્ણ આશા હોય. કેટલીક વખત ફાંસીપર ચઢવાવાળા મનુષ્યોને જે આનન્દની પ્રાપ્તિ થાય છે તે રાજા મહારાજાઓને પણ નથી થતી. આ ઉપરથી વાસ્તવિક હકીકત એ સિદ્ધ થાય છે કે આનન્દ બાહ્ય વસ્તુઓપર આધારભૂત નથી, પરંતુ હૃદયની આન્તરિક ગતિ ઉપર તેનો મુખ્ય આધાર છે. જેથી બાહ્ય વસ્તુઓ પ્રતિકૂળ હોય તો પણ સત્ય આનન્દ પ્રાપ્ત થઇ શકે છે. આનન્દની ઉત્પત્તિ હૃદયમાં થાય છે. હૃદય તેનું મૂલ સ્થાન છે. જેવી રીતે સૂર્યનો પ્રકાશ સર્વ પદાર્થોપર પડે છે તેવીજ રીતે આનન્દનો પ્રભાવ બાહ્ય પદાર્થોપર સ્વયમેવ પડે છે. ઘણે ભાગે સર્વ મનુષ્યો આનન્દની શોધમાં જ હોય છે, પરંતુ તેઓને આનન્દની પ્રાપ્તિ ત્વરાથી થતી નથી તેનું કારણ એ છે કે તેઓ જે વસ્તુઓમાં આનન્દનો સર્વથા અભાવ

હોય છે તે વસ્તુઓમાં તેને શોધ્યા કરે છે. મનુષ્ય એમ સમજે છે કે દ્રવ્ય વા સંપત્તિની પ્રાપ્તિમાં આનંદ રહેલો છે અથવા અમુક વસ્તુ મેળવવાથી પોતાને આનન્દ મળશે; પરંતુ આ સર્વ ભ્રમિત વિચાર છે. વસ્તુતઃ અમુક વસ્તુ હોવા અથવા ન હોવા પર આનન્દ-નો આધાર છે એમ નહિ, પરંતુ હૃદયની શાન્તિપર તેનો ખરો આધાર છે. આનન્દ પ્રાપ્ત કરવા માટે કોઇ પ્રકારના પરિગ્રહ વા આડંબરની આવશ્યક્તા નથી. ચિત્તની શાંતિ અને એકાગ્રતાનું જ નામ આનન્દ છે. આ વાત પ્રત્યેક મનુષ્યને પ્રત્યેક અવસ્થામાં સુલભ છે અને તેનાથી મનુષ્ય પોતે સ્હેલાઇથી પ્રાપ્ત કરી શકે છે. આમ હોવાથી આનન્દપ્રાપ્તિ માટે અન્ય વસ્તુઓપર આધાર રાખવાની આવશ્યકતા નથી. જે વસ્તુઓનો મનુષ્યો સંગ્રહ કરે છે તેની સાથે આનન્દને કશો સંબંધ નથી. મનુષ્યના આત્માની જે કાંઇ ઉન્નતિ અથવા અવનતિ થાય છે તેના ઉપર સુખ દુઃખનો પ્રથમ આધાર છે.

અનેક અવસ્થાઓ એવી હોય છે કે જે સ્થૂલ દૃષ્ટિએ આનન્દ સમાન પ્રતીત થાય છે, પરંતુ વાસ્તવિક રીતે એમ હોતું નથી. એક અવસ્થા એવી હોય છે કે જેમાં મનુષ્યને ઇચ્છાનુસાર વસ્તુઓ મળે છે, અને તે એને આનન્દ સમજવા લાગે છે; પરંતુ ખરી રીતે જોતાં તે અપૂર્ણ હોય છે. જો કે તેની અંદર આનન્દનો કંઇક અંશ આવી જાય છે, પરંતુ તેને સંપૂર્ણ આનન્દ કહી શકાતો નથી. આવી અવ-સ્થામાં મગ્ન થઇ જવું તે પૂર્ણને બદલે અપૂર્ણનો સ્વીકાર કરવા જેવું છે. વળી એક અવસ્થા એવી પણ છે કે જેમાં આપણી ઇચ્છાઓ અને આપણી ઇચ્છીત વસ્તુનું એકત્વ થઇ જાય છે. આ અવસ્થાને પણ સંપૂર્ણ આનન્દની અવસ્થા કહી શકાતી નથી; કેમકે જ્યાં સુધી તે બન્નેમાં એકતા હોય છે ત્યાં સુધી જ એ અવસ્થા ટકે છે, પરંતુ

સ્હેજ અંતર થાય છે કે તરત જ ઉક્ત અવસ્થામાં ભંગ પડે છે. મનુષ્યની ઇચ્છાઓમાં હમેશાં પરિવર્તન થયા કરે છે. એક વસ્તુ પ્રાપ્ત થાય કે પછી તરતજ બીજી વસ્તુ પ્રાપ્ત કરવા માટે ઇચ્છાનો ઉદ્ભવ થાય છે. હજી તો એક ઇચ્છા પૂર્ણ થતી નથી ત્યાં બીજી ઇચ્છા પેદા થાય છે; પરંતુ ઇચ્છિત વસ્તુ મળવામાં જરા પણ વિલંબ થાય છે તો અશાંતિ થવા લાગે છે. ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ તો દૂર રહી, પરંતુ કદાચ કોઇ માણસને સંસારની સમગ્ર વસ્તુ પ્રાપ્ત થાય તો પણ તે આનન્દથી વંચિત રહી શકે છે; કેમકે આત્મિક સુખ એજ ખરો આનન્દ છે, જે શારીરિક અને માનસિક સુખોથી ભિન્ન છે.

લોકો સંતોષને પણ કેટલોક વખત આનન્દ માની બેસે છે, પરંતુ મનુષ્યો જેને સંતોષ માને છે તે સંતોષ કહેવાતો નથી. સંતોષ-માં નિરાશાનો કંઇક અંશ હોય છે. આથી મનુષ્યોને અસલ વસ્તુ-ઓને બદલે કૃત્રિમ–નકલી વસ્તુઓથી ચલાવી લેવું પડે છે. સંતુષ્ટ મનુષ્યને દુધને બદલે છાશ આપવામાં આવશે તો તે પીવાથી તેને પયઃપાન જેટલી પ્રસન્નતા થશે. કોઈ ભૂતકાળના આનંદદાયક પ્રસંગનું સ્મરણ કરીને પણ સંતોષી મનુષ્ય પ્રસન્નચિત્ત બને છે. સતોષથી મનુષ્યની માનસિક અને નૈતિક શક્તિ નિર્બલ બની જાય છે અને તે ઉચ્ચગામી થવાને પ્રયત્નવાન થઇ શકતો નથી. સંતોષ એ એક પ્રકારનો ઉત્તમ ગુણ છે એ નિઃસંદેહ છે, દરેક મનુષ્યમાં સંતોષ અવસ્ય હોવો જોઇએ; પરંતુ સંતોષ આત્મોન્નતિમાં બાધકર્તા ન થઇ પડે એ ખાસ લક્ષમાં રાખવાનું છે. મનુષ્યે દિનપ્રતિદિન આગળ પ્રગતિશીલ રહેવું જોઇએ. એક ઇચ્છિત વસ્તુ મળે તે સમયે અવસ્ય સંતોષ થવો જ જોઇએ, પરંતુ આથી એમ સમજવાનું નથી કે તેને હમેશને માટે સંતોષ થવો જ જોઇએ અને તેણે નિરંતર એક જ

સ્થિતિમાં પડયા રહેવું જોઇએ. જે કાંઇ મનુષ્યની પાસે હોય તેનાથી તે સમયે તો તેણે સંતોષ રાખી લેવો જોઇએ; પરંતુ તેની વૃદ્ધિને માટે સતત ઉદ્યોગ કરતા રહેવું જોઇએ. ધન ધાન્યથી સંતુષ્ટ થઇ શકાય, પરંતુ ગુણપ્રાપ્તિ કરવામાં અને આત્મોન્નતિ સાધવામાં કદિ પણ સંતોષને સ્થાન મળવું જોઇએ નહિ. જ્યાં સુધી મનુષ્ય અનન્ત ગુણ ધારણ કરે ત્યાં સુધી ગુણોની વૃદ્ધિ અને વિકાસ કરતાં તેણે અટકવું જોઇએ નહિ.

આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે સંતોષને અને પ્રસન્નતાને આનન્દ કહી શકાશે નહિ. પ્રસન્નતા અલ્પ સમય પર્યંત રહેનારી વસ્તુ છે, પરંતુ આનન્દ સદાકાળ ચિરસ્થાયી છે. વિવેકશક્તિથી પ્રતિકૂળ વર્તવાથી પણ પ્રસન્નતા મેળવી શકાય છે, પરંતુ આનન્દ કદાપિ મેળવી શકાતો નથી. કોઇ વખત પ્રસન્નતા દુઃખનું રૂપ ધારણ કરી શકે છે, પરંતુ આનન્દ તો સદૈવ આનન્દ જ રહે છે.

મનુષ્યો એવા પ્રાણી છે કે જેઓ વાસ્તવિક આનન્દ પ્રાપ્ત કરી શકે છે. અન્ય પ્રાણીઓ ઉપર્યુક્ત અવસ્થામાં જ રહે છે. વાસ્તવિક આનન્દ એ છે કે જેમાં જીવન અને જીવનના ઉદ્દેશમાં સંપૂર્ણ સમભાવ હોય છેઃ આ પ્રકારનો આનન્દ કોઈ પણ મનુષ્ય પોતાને માટે સ્વયમેવ પ્રાપ્ત કરી શકતો નથી. જયારે કોઇ વ્યક્તિ નિર્લેપ બની પરમાર્થકાર્યમાં જીવન વ્યતીત કરે છે ત્યારે આનન્દ સ્વયમેવ પ્રાપ્ત થઈ જાય છે. આનન્દ આત્માનો ગુણ છે અને એ અવસ્થામાં એ સ્વયમેવ પ્રકટીભૂત થાય છે; પરંતુ કોઇ પણ મનુષ્ય આનન્દને પોતાનાં જીવનનું ઉદ્દેશ્ય અથવા સાધ્ય બનાવવાથી આનન્દ પ્રાપ્ત કરી શકતો નથી. આ વાત સર્વથા અસંભવિત છે. જો તમારી ઇચ્છા વાસ્તવિક મેળવવાની હોય તો હમેશાં તમારા ઉદ્દેશ્ય અથવા સાધ્યને ઉચ્ચ

બનાવવા યત્ન કરો. અન્ય મનુષ્યોના આનન્દને તમારા પોતાના આનન્દ કરતાં ઉત્કૃષ્ટ માનો. પરહિતાર્થે સ્વાર્થની આહૂતિ આપો. ધનથી પ્રસન્નતા મેળવી શકાય છે, સંતોષ અને સંતુષ્ટતા પણ મેળવી શકાય છે; પરન્તુ આનન્દ એવી વસ્તુ નથી કે જે ધનથી મેળવી શકાય. તે સત્ય જીવનથી મળી શકે છે. આનન્દ સત્યાર્થ જીવનનુંજ અંગ છે. તે કદાપિ એનાથી પૃથક્ હોઈ શકેજ નહિ. આનંદ શાંતિનો ભંડાર છે અને નિરાશાયુક્ત ઉદ્યોગથી દૂર રહે છે—અપ્રાપ્ય છે. જે વસ્તુઓ સ્વાર્થની સીમાની બહાર છે એવી વસ્તુઓના પ્રેમપર આનન્દનો આધાર રહેલો છે. જગત્માં આનન્દનું પ્રત્યેક ઉદાહરણ લઇ તેનું પૃથક્કરણ કરશો તો તમને સ્પષ્ટ પ્રતીતિ થશે કે તે સર્વમાં પ્રેમનું તત્વ નિગૂઢ રહેલું છે. તે પ્રેમ માતા પિતાનો પોતાનાં બાળકો તરફ હોય, અથવા સ્ત્રીપુરૂષનો પરસ્પર પ્રેમ હોય, અથવા ગમે તે રૂપમાં તે પ્રેમ માનવ જાતિ તરફ હોય, અથવા તે પ્રેમ જીવનના કોઈ પ્રથમ કાર્યનો હોય કે જેને વાસ્તે દરેક મનુષ્ય પોતાની સઘળી શક્તિઓને ઉપયોગમાં લે છે, પરંતુ પ્રેમ તો અવશ્ય હોય છે જ.

જે મનુષ્યમાં આશા, વિશ્વાસ અને સત્ય-દૃઢ પ્રેમ હોય છે તે મનુષ્ય આનન્દ મેળવી શકે છે. નિરાશાભરેલા વા નિકૃષ્ટ વિચારોને નિરંતર સેવનાર મનુષ્યને આનન્દની પ્રાપ્તિ થઇ શકતી નથી. આવા મનુષ્યોને પોતાનાં હૃદયની ક્ષુલ્લકતા દૃષ્ટિગત હોય છે અને તેઓ એમજ સમજતા હોય છે કે જગત્ ક્ષુલ્લક હૃદયવાળા મનુષ્યોથી ભરેલું છે. તેઓની સ્થિતિ ઘુવડના જેવી હોય છે જે સૂર્યનો પ્રકાશ ન જોઇ શકવાથી એમ જ સમજે છે કે દિવસે પણ અંધકાર જ રહે છે. જ્યારે નિરાશા વૃદ્ધિગત થાય છે ત્યારે આવા મનુષ્યો મૃત્યુને

ઇચ્છે છે અને તેઓનાં મનમાં એવા વિચારો ઘુસવા લાગે છે કે આ જીવનમાં તો આનન્દ મળ્યો નહિ, તો તે મૃત્યુથી મળશે.

વિશ્વાસના અભાવમાં પણ આનન્દનો અભાવ જ રહેલો છે. જે મનુષ્યને બીજા લોકોપર વિશ્વાસ નથી હોતો, જે કેવળ પોતાને સત્ય અને બીજાને જુઠા જાણે છે તેને પણ કદિ આનન્દ મળી શકતો નથી. ઔરંગઝેબ મહા પ્રતાપી મુગલ સમ્રાટ્ હતો, પરંતુ તેને બીજા લોકોપર લેશ માત્ર વિશ્વાસ નહોતો. પોતાના પુત્રોપર પણ તેને જરા પણ વિશ્વાસ નહોતો તો બીજાની વાત જ કયાં કરવી? આજ કારણથી તે જીંદગીપર્યંત આનન્દથી વંચિત રહ્યો હતો. મૃત્યુના દિવસો જેમ જેમ નજીક આવતા ગયા તેમ તેમ તેના ભયમાં વિલક્ષણ વધારો થવા લાગ્યો. મહાન રાજ્યનીતિજ્ઞ બિસ્માર્ક પણ આ અવગુણને લઇને જ આનન્દ મેળવી શકયો નહોતો.

અત્રે પ્રશ્ન ઉપસ્થિત થશે કે આનન્દ મેળવવા માટે કયી વસ્તુઓ આવશ્યક છે? તેના ઉત્તરમાં એજ જણાવવાનું કે પહેલાં તો એ આવશ્યક છે કે આનન્દાભિલાષી મનુષ્યોએ પોતાનાં જીવનનું ઉદ્દેશ્ય ઉચ્ચ બનાવવું જોઇએ અને કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથી લોકસેવા તથા પરોપકારનિમિત્તે જીવન અર્પણ કરી દેવું જોઇએ. મનુષ્ય–જીવન એવી વસ્તુ નથી કે જે ઇચ્છામાં આવે તેમ વ્યતીત કરી શકાય; પરંતુ તે એવી વસ્તુ છે કે જેમાં પોતાનો અભીષ્ટ ઉદ્દેશ્ય સાધી શકાય. તેથી જ તે જેમ તેમ કરી પૂર્ણ કરી દેવાનું નથી, પરન્તુ એમ સમજવું જોઇએ કે સ્વપરનું શ્રેય સાધવા માટે આ મનુષ્ય–જીવન એક અમૂલ્ય પ્રસંગ છે અને આ મનુષ્ય–શરીર એક કિંમતી સાધન છે, અને તેથી આ હાથ આવેલા સુપ્રસંગને જવા દેવો જોઇએ નહિ. ચિંતામણીરત્ન સમાન આ મનુષ્ય જન્મ અત્યંત

કઠિનતાથી મળે છે, અને જો તે વ્યર્થ જશે તો ચિંતામણીરત્ન પામી તેને સમુદ્રમાં ફેંકી દીધા જેવું થશે. આ મનુષ્ય-જીવનનો ઉદ્દેશ કેવળ દ્રવ્ય સંચય કરવાનો નથી. જે મનુષ્યમાં સ્વાર્થની ગન્ધ નથી, જેનાં હૃદયમાં પ્રેમ અથવા અનુરાગનો પ્રવાહ અસ્ખલિત વહે છે, જે અન્ય મનુષ્યોને સહાયભૂત થવાને તેમજ તેઓની વિટંબનાઓ અને વિપત્તિઓ દૂર કરવા માટે સદા સર્વદા તન મન ધનથી કટિબદ્ધ રહે છે અને જે અન્યનાં સુખની ખાતર પોતાના સુખ અથવા આનન્દની આહૂતિ આપી શકે છે તેજ મનુષ્ય આનન્દના ખરેખરા માર્ગપર છે એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. આનન્દ-માર્ગપર વિચરનાર મુસાફર હમેશાં ઉદ્યોગી, ઉત્સાહી અને સાહસિક હોય છે અને પોતાના જીવનના ઉદ્દેશાનુસાર હમેશાં નિર્ભયપણે સ્વીકૃત કાર્યમાં મગ્ન રહે છે.

આનન્દ મેળવવા માટે માનસિક એકાગ્રતાની પણ અત્યંત અગત્ય છે. એનાથી જીવન સાદું તેમજ સારગર્ભિત બને છે. જે જે નકામી બાબતો હોય છે તે સર્વ દૂર થાય છે. શારીરિક, માનસિક અને નૈતિક શક્તિનો હ્રાસ કરનાર ચિંતા, ભય અને પશ્ચાત્તાપને હૃદયમાંથી કાઢી નાંખવા જોઇએ. તમારા જીવનનો ઉચ્ચ ઉદ્દેશ નિશ્ચિત કરો, જેથી સર્વ શક્તિઓ એકત્રિત બની જાય અને મન એટલું બધું મગ્ન થઇ જાય કે દુઃખનો અંશ પણ ન રહે. આથી મનને એકાગ્ર કરવામાં ઘણી સાહાય્ય મળશે. યુદ્ધની અંદર વીર યોદ્ધાઓ પોતાનાં કાર્યમાં એટલા બધા તન્મય બની જાય છે કે પોતાનાં શરીરપર પડતા ઘાનું તેઓને ભાન રહેતું નથી. આ પ્રમાણે મનુષ્યો પોતાનાં જીવનનો કોઇ ઉચ્ચ ઉદ્દેશ બનાવીને તેમાં એટલા બધા તન્મય થઇ શકે છે કે તેનાપર નાના અથવા મોટા દુઃખની લેશ

પણ અસર થઇ શકતી નથી, અને નિકૃષ્ટ કોટિનું જીવન પણ માનસિક એકાગ્રતાથી સ્વચ્છ, ઉદાત્ત, અને પવિત્ર બની જાય છે. કોઇના પર વૈર લેવાના અથવા કૂટનીતિથી વર્તવાના વિચારને અવકાશ જ નથી મળતો. આ ગુણુથી મનુષ્ય શાંતિ મેળવી શકે છે અને વાસ્તવિક આનન્દનું રહસ્ય સમજવા લાગે છે.

આનન્દ મેળવવા માટે એક બીજા ગુણની પણ આવશ્યકતા છે. તે એ છે કે જો આપણને કોઈ ખરાબ ટેવ પડી ગઇ હોય તો તેના પર આપણે વિજય મેળવવો જોઇએ. સંસારમાં લક્ષ્મી અથવા માયા મનુષ્યને અતિશય મુગ્ધ કરી મુકે છે. બીજા લોકોને જોઇને મનમાં ચિત્ર વિચિત્ર ભાવ ઉત્પન્ન થાય છે. જો મનુષ્ય જુએ છે કે જગતમાં સત્યનિષ્ટ માણસો દુઃખી અને નિર્ધન અવસ્થા ભોગવે છે, અને અસત્યવાદી, કપટી તથા ધૂર્ત લોકો આનન્દ કરી રહ્યા છે તો તેનાં મનમાં કંઈ કંઇ તરેહના વિચિત્ર ભાવો પ્રકટ થાય છે. આ સમય તેની પરીક્ષાનો છે. જો તે વખતે તેનું અધઃપતન થાય છે તો તે સદાને માટે તેજ સ્થિતિમાં રહે છે અને તેમાંથી તે કદી ઉદ્ધત થઇ શકે એ આશા પણ વ્યર્થ છે; પરંતુ એ સમયે બાહ્ય લાભની કશી પરવા કર્યા વગર સત્યને સત્યની ખાતર જ ગ્રહણ કરવું જોઇએ અને એના ઉપર દૃઢ વિશ્વાસ રાખવાથી આનન્દનો માર્ગ સુલભ થાય છે. '**शठं प्रति शाठयं कुर्यात्**' એ કહેવતને માનનાર ઘણા મનુષ્યો દુનિયામાં દૃષ્ટિગોચર થાય છે; પરંતુ એનું નામ આત્મનિર્બલતા છે. આખા જગતને વશ કરવાનાં કાર્યમાં તમે ઉદ્યુકત થાઓ તે પહેલાં તમારે તમારી જાતને વશ કરવાની અનિવાર્ય અગત્ય છે. ઇન્દ્રિયોપર વિજય મેળવનારને અને પોતાની ઇચ્છાઓનો નિરોધ કરનારને જ ખરેખરો વિજયી લેખવામાં આવે છે. પ્રવાહની સાથે તો નિર્બલ

પણ વહી જાય છે, એ કાર્યમાં કઠિનતા છેજ નહિ; પરંતુ પ્રવાહની વિરૂદ્ધ દિશામાં ચાલવામાં જ બળની આવશ્યકતા છે. સંસારની ઉપાધિઓથી મનુષ્ય તંગ બની જાય છે. સર્વત્ર લોકોમાં પરસ્પર ઇર્ષ્યા અને દ્વેષ જોવાથી મનમાં દયાની લાગણી ઉત્પન્ન થાય છે. એવી બાબતોમાં તમારૂં જીવન નિર્વહન ન કરો. એ સર્વથી તમારી જાતને ઉચ્ચ બનાવો. એવી અવસ્થા મેળવો કે જેમાં એ બાબતોની કિંચિત્ પણ સત્તા ન ચાલે, અને તેનું નામ જ વિજય છે. મનુષ્યે વાસ્તવિક વિજય તો ત્યારે જ મેળવ્યો કહેવાય કે જ્યારે તેને ધન, સંપત્તિ, કીર્તિ તથા સફલતાની ઇચ્છાનુસાર પ્રાપ્તિ થતી હોય, ત્યારે જો તે સર્વ અન્યાય, અનીતિ અથવા કપટથી મેળવાતું હોય તો તેને તિલાંજલી આપવામાં તે એક ક્ષણનો પણ વિલંબ ન કરે, પૈસાને જુતી સમાન સમજે, લોભવૃત્તિને પોતાની પાસે ન આવવા દે, પોતાના સિદ્ધાંતોને મજબૂત વળગી રહે, અને સત્ય માર્ગથી જરાપણ ચલિત ન થાય. આનું નામ જ વિજય છે અને આ વસ્તુ જ મનુષ્યને વાસ્તવિક આનન્દની નિકટ લઇ જાય છે.

આ ઉપરાંત વિવેકશક્તિ પણ આનન્દપ્રાપ્તિમાં સહાયતા કરનારી છે. જ્યારે કોઇ પણ મનુષ્ય કાંઈ અનુચિત કાર્ય કરવા તત્પર બને છે ત્યારે તેનું હૃદય કંપે છે, તેનો અંતરાત્મા તેને કામ કરતાં અટકાવે છે. આવાં કાર્યો કદાપિ ન કરવાં જોઇએ. જ્યારે મનુષ્યમાં પોતાના અંતરાત્માના આદેશાનુસાર કોઇ જાતની યુક્તિનો પ્રયોગ કર્યા વગર કોઇ પણ કાર્ય કરવાની શક્તિ આવે છે ત્યારે તેને તેનાથી વાસ્તવિક આનન્દનો અનુભવ થવા લાગે છે. જે મનુષ્યમાં ઉપર્યુક્ત ગુણ વિદ્યમાન છે તે જ પોતાના અંતરાત્મા પર વિશ્વાસ રાખી શકે છે. તેનો અંતરાત્મા હમેશાં તેને સન્માર્ગેજ લઈ જશે.

ઉપરાંત તેને સંસારમાં કોઇથી બ્હીવાની જરૂર રહેશે નહિ. દરેક કાર્યમાં તેનો અંતરાત્મા જ તેનો માર્ગદર્શક બનશે.

ઇચ્છાઓ મનુષ્યને દુઃખની નજીક લઇ જનારી છે. જ્યારે મનુષ્યને કોઈ વસ્તુ મેળવવાની ઇચ્છા થાય છે ત્યારે અમુક સમય સુધી તે આનન્દથી વંચિત રહે છે. ઇચ્છાઓ પણ બે પ્રકારની છે—એક લેવાની ઇચ્છા અને બીજી આપવાની ઇચ્છા. પહેલી ઇચ્છામાં આનન્દનો અભાવ છે, પરન્તુ બીજા પ્રકારની ઇચ્છામાં તેનો સદ્‌ભાવ છે. જ્યારે મનુષ્ય આનન્દમય અવસ્થામાં પહોંચે છે ત્યારે ત્યાં દુઃખનો અંશ પણ રહેતો નથી. જે બાબતોથી પહેલાં તેને દુઃખ થતું હતું અથવા ક્રોધ થતો હતો તેનાથી જ તેને પ્રેમ અને સહાનુભૂતિ ઉપજવા લાગે છે. જો આપણે વાસ્તવિક આનન્દનો અનુભવ કરવા ઇચ્છતા હોઇએ તો આપણે બીજા લોકોને આનન્દિત બનાવવા, તેઓને દુઃખથી બચાવવા, અને તેઓનાં હૃદયને પ્રફુલ્લિત બનાવવા અવિરત યત્નો આદરવા જોઇએ. આમ કરવાથી વાસ્તવિક આનન્દનું રૂપ સ્વયમેવ પ્રકટીભૂત થવા લાગશે. જે મનુષ્ય કોઇ પણ માણસનાં હૃદયને પ્રસન્ન કરવાના સુયોગની શોધમાં રાત્રિદિવસ રહે છે તે સંસારનું જેટલું ભલું સાધી શકે છે તેટલું જગતના મોટામાં મોટા વીરપુરૂષો પોતાનાં વીરતાભર્યાં કાર્યોથી સાધી શકતા નથી.

જો આપણે વાસ્તવિક આનન્દની અભિલાષા રાખતા હોઇએ તો આપણે નવીન ઉત્સાહ અને નવીન શક્તિથી અન્ય માણસોને આનન્દિત બનાવવા સતત વિચાર અને પ્રયાસ કરવા જોઇએ, પરહિત સાધવાની શકિતને બલવત્તર બનાવવી જોઇએ અને આપણા પોતાના વિશિષ્ટ ઉદ્દેશથી વિચલિત થવું જોઇએ નહિ. જો આ ઉદ્દેશ અનુસાર દેશના ભિન્ન ભિન્ન સમાજો અને મંડળો કાર્ય કરવા લાગે

અને સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરી દયા અને સ્નેહભર્યા કાર્યોથી સંસારને અનેકધા લાભકારક નીવડે તો દરેક ગૃહમાં આનન્દવાદ્ય વાગવા લાગશે, સર્વત્ર આનંદ આનંદ વર્તી રહેશે અને સર્વ લોકો વાસ્તવિક આનંદ મેળવવાના માર્ગપર ગમન કરવા લાગશે. આવા શુભ સમયનું આગમન સત્વર થાઓ એ શુભેચ્છા સહિત અત્ર વિરમવામાં આવે છે.

---

# જીવન સૌંદર્ય.

"There is no beautifier of complexion, or form, or behaviour, like the wish to scatter joy around us." Emerson.

(આપણી આસપાસ સર્વત્ર આનંદ ફેલાવવાની ઇચ્છા સમાન આકૃતિને, શરીરને, અને વર્તનને સુંદર કરનાર એક પણ વસ્તુ નથી) એમર્સન.

જ્યારે વિદેશીઓએ ગ્રીસદેશપર હુમલો કર્યો, તેના મંદિરોનો અને કારીગરીવાળા સુંદર કામોનો નાશ કર્યો, તે વખતે પણ જે સૌંદર્ય ત્યાં સર્વત્ર પ્રસરી રહ્યું તેનાથી તેઓનું ઝનુન સ્હેજ નરમ પડ્યું હતું સત્ય છે કે તે લોકોએ તેના સુંદર અને મનોહર પુતળાઓને છિન્નભિન્ન કરી નાંખ્યા, પરંતુ સૌંદર્યનો આત્મા જીવંત જ રહ્યો અને તેનાથી ક્રૂર હૃદયમાં નવું જ ચૈતન્ય જાગૃત થયું. ગ્રીસદેશની કળાના આ દેખીતા મૃત્યુનાંથી રોમન કળાનો જન્મ થયો. રોમન લોકોએ ગ્રીસ દેશપર વિજય મેળવ્યો અને તેની કળાકારીગરીના ખજાના રોમમાં લઇ ગયા તે પહેલાં ઇટાલીમાં કળાનું અસ્તિત્વ હતું જ નહિ.

ઘણા સૈકા પૂર્વે કોઈએ મહાન તત્ત્વજ્ઞ પ્લેટોને પૂછ્યું હતું કે "ઉત્તમ કેળવણી કયી કહી શકાય?" પ્લેટોએ પ્રત્યુત્તર આપ્યો કે **"જે કેળવણીથી આત્મા અને શરીર યોગ્યતાના પ્રમાણમાં સુંદર બને તે જ કેળવણી ઉત્તમ છે."** મનુષ્યના અનુરૂપ વિકાસને માટે માનસિક તેમ જ શારીરિક ભિન્ન ભિન્ન પ્રકારના ખોરાકની જરૂર છે. આ ખોરાકમાં જે વસ્તુની જેટલી ઓછપ રહે તેના પ્રમાણમાં તેનું જીવન નબળું બને છે. અરધા ખોરાકથી માણસ પૂર્ણતા મેળવે એ વાત અશક્ય છે. એકલાં શરીરને પોષી આત્માને ક્ષુધાતુર રાખવાથી માણસ સમતોલપણું જાળવી રાખે એ આશા વ્યર્થ છે, તે જ પ્રમાણે શરીરને ક્ષુધાતુર રાખી એકલા આત્માને પોષવાથી શારીરિક તેમજ આધ્યાત્મિક ક્ષેત્રમાં માણસ સમર્થ બને એ આશા પણ કેટલેક અંશે નિરર્થક છે.

જ્યારે બાળકોને જુદા જુદા પ્રકારનો પુરતો યોગ્ય ખોરાક મળતો નથી, જ્યારે તેઓને મગજ, મજ્જાતંતુ અને સ્નાયુનાં પોષણને માટે જરૂરી ચીજો આપવામાં આવતી નથી ત્યારે તેઓના વિકાસમાં તેટલા પુરતી ખામી રહે છે. યોગ્ય ખોરાકની ખામીને લઇને તેઓ નિર્બળ અને શક્તિહીન બને છે. દૃષ્ટાંત તરીકે જો બાળકને તેના ખોરાકમાં પુરતું ફૉસ્ફેઇટ મળતું નથી તો તેના અસ્થિનું બંધારણ મજબૂત થઈ શકતું નથી, જેને પરિણામે શરીરનો બાંધો નબળો બને છે અને શરીરના સાંધા શિથિલ થઇ જાય છે. જો મગજ અને મજ્જાતંતુના પોષક ફૉસ્ફેટીક તત્ત્વો ઓછા પ્રમાણમાં હોય છે તો તેથી આખા બંધારણપર અસર થાય છે. મગજ અને મજ્જાતંતુઓ અપૂર્ણ, અશક્ત અને અવિકસિત રહે છે. જેવી રીતે શરીર મજબૂત, સુંદર અને નિરોગી બનાવવાને બાળકને ભિન્ન ભિન્ન

પ્રકારનો શારીરિક ખોરાક આપવાની જરૂર છે તેવી જ રીતે મનને યોગ્ય પોષણ આપી સબળ, નિરામય અને ચપળ બનાવવાને માનસિક ખોરાકના વૈવિધ્યની પ્રત્યેક માણુસને આવશ્યકતા છે.

દ્રવ્ય પ્રાપ્ત કરવાનાં આપણા દેશનાં આશ્ચર્યકારક સાધનોએ આપણા લોકોની લોભવૃત્તિને એટલી બધી ઉત્તેજીત કરી મુકી છે કે ઉચ્ચતર શક્તિઓને ભોગે આપણી ભૌતિક શક્તિઓનો અતિ વિકાસ થઇ જશે એવો ભય રહે છે. શારીરિક અને માનસિક બળોને જ માત્ર ખીલવવું એ બસ નથી. જો કુદરત અને કળાના સૌંદર્યને પારખવાની શક્તિને પોષણ આપવામાં ન આવે તો આપણું જીવન પુષ્પ અને પક્ષી વગરના, મધુર સુગંધ અને નાદ વગરના પ્રદેશ જેવું શુષ્ક થઇ જાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. ધારો કે શરીર સબળ હોય તો પણ જે સૌંદર્યથી તેની સબળતા શોભે અને તેને આકર્ષક બનાવે તેની ખામી તો રહેશે.

આખું જગત્ રમ્યતાથી ભરપૂર છે, સંગીતથી પૂર્ણ છે, અને પૃથ્વી અને સમુદ્રનું સૌંદર્ય ચોમેર પ્રસરી રહેલું છે. આ સઘળું નકામું નથી, અને આ સૌંદર્યની વિપુલતાના દૃષ્ટાંતરૂપ મનુષ્ય પોતે જ છે. જો તમારે મનુષ્યત્વ શબ્દના વિશાળ અર્થમાં મનુષ્યત્વ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો માત્ર એક જ શક્તિનો વિકાસ કરી અન્ય શક્તિઓને અવિકસિત રાખવાથી સંતોષ માનવાનો નથી; કેમકે કોઇ પણ પ્રકારનો ઐહિક લાભ થવાથી જીવનની સ્વાર્થી અને સ્થૂળ બાજુ જ વિકાસ પામે છે. જે માણુસમાં સૌંદર્યને પારખવાની શક્તિ નથી, જે માણુસ કોઇ ભવ્ય ચિત્રથી, રમણીય સૂર્યાસ્તથી અથવા કુદરતના કંઇ સૌંદર્યથી પુલકિત અને પ્રફુલ્લ થતો નથી તેનામાં કંઇ પણ ખામી હોવી જોઇએ.

જંગલી લોકોમાં સૌંદર્યની ગુણગ્રહણશક્તિ બિલકુલ હોતી નથી. તેઓ તો માત્ર પશુવૃત્તિ અને વિકારોને જ અધીન હોય છે; પરંતુ જેમ જેમ સુધારો પ્રગતિ કરે છે તેમ તેમ લોભવૃત્તિ વધે છે, જરૂરીયાતો વધે છે અને ઉચ્ચતર શક્તિઓનો આવિર્ભાવ થાય છે. તે એટલે સુધી કે સૌંદર્યને માટે પ્રેમ અને ઇચ્છા ઘણી સરસ રીતે વિકાસ પામે છેઃ જે આપણને શરીર ઉપર, ગૃહમાં અને આપણી આસપાસ પ્રકટ થયેલ દૃષ્ટિગોચર થાય છે. એક મહાન્ વિચારકે કહ્યું છે કે, "મનુષ્યના ઉચ્ચ અને ઉત્તમ ગુણોના વિકાસમાં સૌંદર્યે સંપૂર્ણ પાઠ ભજવ્યો છે અને સુધારાનું માપ શિલ્પકળા અને ચિત્રકળા-પરથી કરી શકાય છે."

સૌંદર્યના પ્રેમની અસર ચારિત્ર્ય પર ઘણી જબરી છે. જ્યાં વધારે ઔદાર્ય, વધારે માધુર્ય અને વધારે સૌંદર્ય મેળવવાને બદલે વધારે દ્રવ્ય કેમ સંપાદન કરવું એ સૌથી અગત્યનું છે એમ વિચાર કરવાનું શિખવવામાં આવે છે, તેવા વાતાવરણમાં જે બાળકને ઉછેરવામાં આવે છે તે ઘણું જ ભાગ્યહીન સમજવું. આવા પ્રકારની ખોટી કેળ-વણીથી એક ઉછરતા જીવનને તેના સ્વાભાવિક માર્ગમાંથી ખસેડી મુકવું, તેના આધ્યાત્મિક મધ્યબિન્દુમાંથી ચલિત કરવું અને ભૌતિક લક્ષ્ય તરફ ચલાવવું તે ખરેખર નિર્દય કામ છે. જ્યારે મન મૃદુ હોય છે અને સારા વા નરસા સંસ્કાર સત્વર ગ્રહણ કરવાને શક્તિ-વાન હોય છે ત્યારે બની શકે તેટલે દરજ્જે બાળકોને કુદરત અને કળાના સૌંદર્યની વચમાં મુકવાની આવશ્યકતા છે. કોઇપણ સુંદર વસ્તુ તરફ તેઓનું ધ્યાન ખેંચાય એવો એક પણ પ્રસંગ જવા દેવો જોઇએ નહિ. આમ કરવાથી તેઓનું જીવન એવા ખજાનાથી સંપન્ન થશે કે જે પછીની જીંદગીમાં કોઈ પણ કિંમતે તેઓને અપ્રાપ્ય છે.

આપણા સુંદર ગુણો, ઉચ્ચ વિચારો, નાજુક લાગણીઓ અને સૌંદર્ય-ના પ્રેમને ખીલવવાનું કાર્ય જીંદગીમાં વ્હેલું શરૂ કરવાથી કેટલો બધો સંતોષ પ્રાપ્ત થાય છે ? આથી માત્ર સંતોષ અને સુખ ઉપજશે એટલું જ નહિ પણ કાર્યદક્ષતા પણ દિનપ્રતિદિન વૃદ્ધિંગત થશે.

ચારિત્ર્ય ઉપર નેત્ર અને કર્ણદ્વારા ઘણી જ અસર થાય છે. મનુષ્યના સંપૂર્ણ વિકાસને માટે શાળાઓની કેળવણીની જેટલી અગત્ય છે તેટલી જ પક્ષીઓ અને ઝરાઓના અવાજની, પવનની, પુષ્પ-ની સુગંધની, આકાશના વિધવિધ રંગની, સમુદ્ર, અરણ્ય અને પર્વ-તોના દૃશ્યોની અગત્ય છે. સૌંદર્યનું નિરીક્ષણ કરવાની તમારી શક્તિ-ને જાગૃત કરવાને અને ખીલવવાને જો તમે તમારા જીવનમાં કર્ણ અથવા નેત્રદ્વારા સૌંદર્યનું ગૃહણ કરશો નહિ તો તમારો સ્વભાવ કર્કશ, નિરસ અને અપ્રિય થશે. આ સિવાય અન્ય કોઇ વસ્તુ સૌં-દર્ય પારખવાની શક્તિનો વિકાસ કરવામાં સહાયભૂત થવાને સમર્થ નથી. તે શક્તિ મનુષ્યને કુદરતની સાથે જોડનારી સંકલના છે. જે વખતે આપણે વિશ્વની પૂર્ણતા અને ભવ્યતાના ચિંતનમાં નિમગ્ન થઇએ છીએ તે વખતે આપણો આત્મા કુદરતની સાથે ગાઢ સંબંધ-માં આવે છે તેટલો કોઇ પણ સમયે આવતો નથી.

હમેશાં તમારા જીવનમાં થોડું થોડું સૌંદર્ય ભરવાનો યત્ન કરો એટલે તેની ચમત્કારિક અસર તમને સત્વર પ્રત્યક્ષ થશે. તેનાથી દુનિયા-પરનું તમારૂં દૃષ્ટિબિંદુ વિશાળ થશે, જે દ્રવ્યની કે કીર્તિની પ્રાપ્તિ-થી પણ થવું અશક્ય છે. તમારો માનસિક તેમજ શારીરિક ખોરાક યોગ્ય વિવિધ વસ્તુઓનો બનાવો. તેનાથી તમને અવશ્ય અમૂલ્ય લાભ થશે. તમારૂં શરીર કામ કરવાને બળવાન અને સશક્ત હોય અને તેમાં ફેરફાર કરવાની કંઇપણ અપેક્ષા ન હોય તોપણ

તમારા મનને તો ફેરફારની અપેક્ષા છે. આરોગ્યના દૃષ્ટિબિંદુથી નિ-વૃત્તિની જેટલી અપેક્ષા છે તેટલી જ ચારિત્ર્યના દૃષ્ટિબિંદુથી તેની અપેક્ષા છે. જો તમે આખું વર્ષ એક જ પ્રકારના માનસિક ખોરાક-પર જીવો છો, જો તમે ત્રણસેંપાંસઠ દિવસ એક જ પ્રકારના અનુભવ મેળવો છો તો ખાતરીપૂર્વક માનો કે તમારા જીવનમાં કોઇપણ સ્થળે ભય રહેલું છે. વિજય અને સુખ મેળવવામાં, આપણું જીવન ઉચ્ચ અને ઉદાત્ત બનાવવામાં સૌંદર્ય પારખવાની શક્તિના વિકાસનો વિષય ઘણી જ અગત્યતા ધરાવે છે. સૌંદર્યના પ્રેમથી આંગ્લ વિદ્વાન્ રસ્કિનનું જીવન અવર્ણનીય રીતે સુંદર અને ઉચ્ચ બન્યું હતું.

સૌંદર્ય કુદરતનો વિશિષ્ટ ગુણ છે, અને સૌંદર્યની સાથે વધારે પરિચયમાં રહેવું તે કુદરતની સાથે નિકટ સમાગમમાં રહેવા સરખું છે. “ જેમ જેમ આપણે મનુષ્યમાં, બાળકમાં, પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં, બાહ્ય અને આંતર જગત્માં વધારે વધારે સૌંદર્ય જોઇએ છીએ તેમ તેમ આપણે કુદરતને વધારે વધારે પ્રત્યક્ષ કરીએ છીએ. ”

જીવનને ઉચ્ચ અને સમતોલ બનાવવામાં સૌંદર્યનો પ્રેમ બહુ અગત્યનો ભાગ ભજવે છે. સુંદર માણસોની અને વસ્તુઓની આપણા-પર શું અસર થાય છે તે આપણા સમજવામાં ભાગ્યે જ આવે છે. તેઓ આપણી દૃષ્ટિએ વારંવાર પડવાથી આપણા અનુભવમાં સામા-ન્ય થઇ પડે છે. જેથી આપણું ધ્યાન ખેંચવામાં નિષ્ફળ થાય છે. પરંતુ એ તો ચોક્કસ છે કે પ્રત્યેક સુંદર ચિત્ર, પ્રત્યેક રમણીય સૂર્યાસ્ત, પ્રત્યેક ભૂપ્રદેશનો કટકો, પ્રત્યેક લાવણ્યમય આકૃતિ અને પ્રત્યેક રમ્ય પુષ્પ ચારિત્ર્યને ઉદાત્ત અને ઉચ્ચ કોટિનું કરે છે.

આપણાં જીવનનું વલણ ઉચ્ચ લાગણીઓનો નાશ કરવા તરફ અને સૌંદર્યના વિકાસને દાબી દેવા તરફ સામાન્ય રીતે હોય છે.

આપણે ભૌતિક વસ્તુઓના લાભ પર વધારે લક્ષ આપીએ છીએ અને જે દેશોમાં પૈસાને પ્રભુતુલ્ય ગણવામાં નથી આવતો તે દેશોમાં જે શક્તિઓને અધિકતર ખીલવવાપર ધ્યાન આપવામાં આવે છે તેના તરફ આપણે દુર્લક્ષ કરીએ છીએ. જ્યાં સુધી આપણી શક્તિઓનો ઉપયોગ દ્રવ્યસંચય કરવામાં આગ્રહપૂર્વક કરીએ છીએ અને ઉચ્ચ સુંદર શક્તિઓને ગુપ્તપણે દબાવી રાખી નષ્ટપ્રાય થવા દઈએ છીએ ત્યાં સુધી ઉચ્ચ અને સમતોલ જીવનની આશા રાખવી નિરર્થક છે; કેમકે જો મગજની ઉચ્ચ અને ઉદાત્ત શક્તિઓનો બિલકુલ વિકાસ કરવામાં આવતો નથી અને હલકી–અધમ શક્તિઓનો હદ ઉપરાંત વિકાસ કરવામાં આવે છે તો માણસને પોતાની પશુવૃત્તિની શિક્ષા સહન કરવી પડે છે અને જીવનમાં જે કંઇ સુંદર અને રમ્ય હોય છે તેના ગુણગ્રહણરહિત થાય છે. દરેક વસ્તુમાં કુદરતના હસ્તાક્ષર–(સૌંદર્ય) ને વાંચવા બિલકુલ શ્રમ ન લેવો અને સૌંદર્યને આપણા જીવનમાં તેનો ભાગ ભજવવા ન દેવો એ શું દયાજનક, શરમભરેલું અને દોષપાત્ર નથી?

જે વિચારનું આપણા મનમાં આપણે સેવન કરીએ છીએ અને જે આદર્શને આપણા અંતઃકરણમાં સ્થાપીએ છીએ તેનાથી જ આપણું જીવન ઘડાય છે.

બુદ્ધિવિકાસની જેટલી અગત્ય છે તેટલી જ હૃદયના ગુણોના અને સૌંદર્યને પારખવાના ગુણોના વિકાસની અગત્ય છે. એવો સમય આવશે કે જ્યારે ગૃહમાં તેમજ શાળામાં સૌંદર્યને એક અમૂલ્ય બક્ષિસ સમાન ગણવાનું આપણાં બાળકોને શીખવવામાં આવશે. અને તે બક્ષિસને પવિત્ર અને સ્વચ્છ રાખીને કેળવણીનાં એક પવિત્ર સાધન તરીકે લેખવામાં આવશે; આપણે સૌંદર્ય, માધુર્ય, લાવણ્ય અને

સુંદર વિચારોના મંદીરને માટે નિયત થયા છીએ એવા અનેક પુરા-વા આપણા પોતાનામાં માલૂમ પડશે. **આપણામાં રહેલા સૌથી શ્રેષ્ઠ અને સુંદર ગુણોના વિકાસ સમાન બીજું કંઈ લાભદાયી નથી;** જેથી કરીને આપણને જ્યાં ત્યાં સુંદરતા જ દૃષ્ટિએ પડશે અને પ્રત્યેક વસ્તુમાંથી માધુર્ય ગૃહણ કરવાને શક્તિવાન થશું. જ્યાં જ્યાં આપણે જશું ત્યાં ત્યાં આપણામાં રહેલા ઉત્તમ ગુણોને કેળવવાને હજારો વસ્તુઓ આપણને દૃષ્ટિગોચર થશે. પ્રત્યેક ભૂપદેશ, સૂર્યાસ્ત અને સુંદર વસ્તુ આપણી માર્ગપ્રતીક્ષા કરે છે. પ્રત્યેક પાંદડામાં અને પુષ્પમાં કેળવાયેલ દૃષ્ટિ દેવોને પણ મુગ્ધ કરી નાખે તેવું સૌંદર્ય જોશે. જંગલમાં અને ખળખળ વહેતા ઝરણામાં, કેળવાયેલ કર્ણ સ્વરૈક્ય અને સ્વરમાધુર્ય સાંભળશે અને કુદરતનાં ગાનમાંથી અકથ્ય વિનોદ પ્રાપ્ત કરશે.

આપણો ગમે તે ધંધો હોય તોપણ આપણે એવો નિશ્ચય કરવો જોઇએ કે દ્રવ્યની ખાતર આપણામાં જે ઉચ્ચ અને ઉત્તમ છે તેને દબાવી ન દેતાં દરેક પ્રસંગે જીવનને સૌંદર્યથી જ ભરવું. સૌંદર્યને માટેના તમારા પ્રેમના પ્રમાણમાં તમને તેમાંથી આનંદપ્રાપ્તિ થશે, અને તેની ખુબીનું ભાન થશે. જો તમને સૌંદર્યપર પ્રીતિ હશે તો તમે અમુક પ્રકારના કળાકુશળ બનશો. તમે ગમે તે ધંધો વહન કરતા હો તોપણ જો તમને સૌંદર્યપર પ્રીતિ હશે તો તેથી તમારૂં જીવન પવિત્ર, ઉદાત્ત, અને ઉચ્ચ ઘણા અલ્પ સમયમાં અને ઘણી સ્હેલાઇથી બની જશે.

એટલું તો નિર્વિવાદ છે કે સૌંદર્યે પોતાનો વેશ અત્યાર સુધીમાં ભજવ્યો છે તે કરતાં અધિકગણો મહાન્ વેશ ભવિષ્યમાં ભજવશે. આપણને જે મુસ્કેલી નડે છે તે એ છે કે મહાન્ ભૌતિક લાભો

એટલા બધા લલચાવે એવા છે કે આપણે ઉચ્ચતર ગુણો પ્રતિ દુર્લક્ષ્ય જ રહીએ છીએ, અને આપણું જીવન ક્ષુદ્ર રીતે વહન કરીએ છીએ. આત્માની તૃષા તૃપ્ત કરનાર સૌંદર્ય સમાન એક પણ વસ્તુ દુનિયાની સપાટી ઉપર નથી.

એક વૃદ્ધ મુસાફર પોતાની મુસાફરી વિષે લખતાં એક બનાવ વર્ણવે છે કે તેની મુસાફરી દરમ્યાન તે એક વૃદ્ધ સ્ત્રીને મળ્યો હતો, જે સ્ત્રી એક શીશીમાંથી કાંઇક પ્રવાહી વસ્તુ ભૂમિ ઉપર છાંટતી હતી. જ્યારે શીશી ખાલી થઇ જતી ત્યારે તે ફરી વખત ભરીને પહેલાંની જેમ વારંવાર કર્યા કરતી. જે મિત્રને તેણે આ વૃત્તાંત કહ્યો તેણે તેને કહ્યું કે તેને તે સ્ત્રીનો પરિચય છે અને તે સ્ત્રીને પુષ્પો પર અપ્રતિમ સ્નેહ છે, અને "રસ્તે ચાલતાં તું પુષ્પો વેરજે, કેમકે તારે તે જ રસ્તે થઇને ફરી વખત પસાર થવાનું નથી" એ વચનો પ્રમાણે તે વર્તતી હતી. તેણે કહ્યું કે જે જે પ્રદેશોમાં તેણે મુસાફરી કરી છે તે તે પ્રદેશોનાં સૌંદર્યમાં પુષ્પબીજ વેરવાની તેની ટેવથી અત્યંત વધારો થયો છે. સૌંદર્ય પ્રસારવાના આ સ્ત્રીના અવિચ્છિન્ન પ્રયત્નથી અને તેના સૌંદર્ય પરના સ્નેહથી અનેક રસ્તાઓએ સુંદરતા અને નવીન સ્વરૂપ ધારણ કર્યાં છે. જેમ જેમ આપણે જીવનપથપર આગળ વધીએ તેમ તેમ જો આપણે સૌંદર્યના સ્નેહને કેળવીએ અને સૌંદર્યબીજ સર્વત્ર પાથરીએ તો આ પૃથ્વી અલ્પકાળમાં સ્વર્ગ સમાન બની જાય.

સૌંદર્ય પારખવાની જે શક્તિ ઘણાખરા લોકોમાં બિલકુલ વિકાસ પામ્યા વગર દબાઇ જાય છે, તે શક્તિને ખીલવવાને અને જીવન સૌંદર્યમય બનાવવાને વૅકેશન કેવી સરસ તક છે ? કેટલાકને તો તે કુદરતનાં સૌંદર્ય અને લાવણ્યનાં નિવાસસ્થાનમાં જવા સમાન છે. તેઓ ખીણમાં, પર્વતોમાં, પુષ્પોમાં, ઝરાઓમાં, અને નદીઓમાં જે વિભૂતિ અને મોહિની અનુભવે છે તે દેવોને પણ ચકિત કરે તેવી હોય છે; પરંતુ આ

સૌંદર્ય અને વિભૂતિ દ્રવ્યથી અપ્રાપ્ય છે. જે લોકો તેને જુએ છે અને જેઓ તેની કિંમત જાણે છે તેઓને માટે તે વસ્તુઓ છે. કુદરતમાં જે સૌંદર્ય છે તેની ચમત્કારિક શક્તિનું તમને કદિ ભાન થયું છે? જો ન થયું હોય તો તમે આનંદ પ્રાપ્ત કરવાનો ખરેખરો પ્રસંગ ખોયો છે.

સુંદર ચારિત્ર્ય, લાવણ્યમય રીતભાત, આકર્ષક અને રમ્ય આકૃતિ, દિવ્ય વર્તન એ સર્વના આપણે જન્મથી અધિકારી છીએ. છતાં પણ આપણામાંના કેટલા બધા બાહ્ય દેખાવમાં કુરૂપ અને વર્તનમાં કઠોર અને કર્કશ હોય છે? જો આપણે બાહ્ય દેખાવને સૌંદર્ય-સંપન્ન કરવા ઇચ્છતા હોઇએ તો પહેલાં આપણે અભ્યંતરને સુંદર બનાવવું જોઇએ, કેમકે આપણા પ્રત્યેક વિચાર અને વ્યાપાર આપણી આકૃતિની નાજુક રેખાઓને સુરૂપ અથવા કુરૂપ કરે છે. **નાશકારક અને વિષમ માનસિક વૃત્તિઓ સુંદરમાં સુંદર આકૃતિને કુરૂપ બનાવી મુકે છે.** મન તેની ઇચ્છા મુજબ સુરૂપતા અથવા કુરૂપતા રચી શકે છે. **બાહ્ય સૌંદર્યને માટે ઉદાત્ત અને ઉમદા સ્વભાવ એ ખાસ અગત્યની વસ્તુ છે.** તેનાથી ઘણા માણસોના ચ્હેરા બદલાઇ ગયેલા જોઇએ છીએ. ખરાબ ઇર્ષ્યાળુ સ્વભાવથી સૌથી સુંદર ચ્હેરો પણ વિરૂપ થઇ જાય છે. **જે સૌંદર્ય સુંદર ચારિત્ર્ય ઉત્પન્ન કરે છે તેના જેવું અન્ય સૌંદર્ય જ નથી.** અસદ્વિચારો સેવવાની ટેવના પરિણામે સ્વાર્થીપણાની, ઇર્ષ્યાની, ચિંતાની અને માનસિક અસ્થિરતાની જે રેખાઓ પડેલી હોય છે તે કોઈ પણ પ્રકારના કૃત્રિમ સાધનોથી ભુંસાતી નથી.

આંતર સૌંદર્ય જ અતિ ઉપયોગી છે. જો પ્રત્યેક મનુષ્ય આંતર સૌંદર્ય ખીલવે તો તે બાહ્યાભ્યંતર સુંદર થશે એ નિઃસંદેહ છે. આનાથી તેની આસપાસ જે સૌંદર્ય અને રમ્યતા પથરાય છે તેની

સાથે સરખાવતાં કેવળ શારીરિક સૌંદર્ય કંઇ હીસાબમાં નથી. આપણે ઘણા માણસોના પરિચયમાં આવીએ છીએ કે જેઓના સ્વતત્રના સૌંદર્ય-થી આપણે તેઓને અધીન થઇ જઇએ છીએ. આનું કારણ એ જ છે કે તેઓના શરીરદ્વારા પ્રદર્શિત થતા તેઓના સુંદર આત્માના ગુણોએ શરીરને પોતાના જેવું બનાવી દીધું છે. **સૌંદર્યસંપન્ન આત્મા શરીરને સૌંદર્યથી વિભૂષિત કરે છે.**

શરીરની વા આકૃતિની સુંદરતા કરતાં આત્માની શ્રેષ્ઠ સુંદરતા પ્રત્યેક માણસને વધારે સરળતાથી પ્રાપ્ત થઈ શકે તેવી છે. હૃદય-સૌંદર્ય અને આત્મસૌંદર્યના વિચારોનું મનમાં નિરંતર રમણ થવાથી સાદામાં સાદી આકૃતિ સુંદર બને તે અશકય નથી. **માયાળુ અને આનંદી વર્તન રાખવાથી અને સર્વત્ર આનંદ ફેલાવવાની ઇચ્છાથી ખરેખરૂં આંતર સૌંદર્ય પ્રાપ્ત થાય છે,** અને આ સૌંદર્ય મુખદ્વારા પ્રકાશમાન થઇને મુખાકૃતિને સુંદર બનાવે છે. **ચારિત્ર્યને સૌંદર્યથી અલંકૃત કરવાના તમારા યત્ન અને અ-ભિલાષથી તમારૂં જીવન અવશ્ય સૌંદર્યસંપન્ન થશે.** અને બાહ્ય એ આંતરનો જ આવિર્ભાવ માત્ર હોવાથી તમારી મુખાકૃતિ અને રીતભાત તમારા વિચારોને જ અનુસરશે અને અંતે મધુર અને ચિત્તાકર્ષક થશે જ. જો તમે સૌંદર્યના વિચારોનું, પ્રેમના વિચારોનું આગ્રહ-પૂર્વક નિરંતર મનમાં સેવન કરશો તો જ્યાં જ્યાં તમે જશો ત્યાં ત્યાં માધુર્ય અને ઐકયની એવી સરસ છાપ પાડી શકશો કે તમારી શારીરિક વિરૂપતા કોઇના ધ્યાનમાં પણ આવશે નહિ. આપણે સુંદર શરીરની, સુંદર મુખાકૃતિની પ્રશંસા કરીએ છીએ; પરંતુ સુંદર આત્માથી તેજસ્વી થયેલી મુખાકૃતિ પર આપણને સ્નેહભાવ ઉપજે છે. આપણને તેનાપર પ્રેમ ઉપજે છે, કેમકે તે પૂર્ણ સ્ત્રી અથવા પુરૂષના

નમુનારૂપ છે. આપણામાં આપણા મિત્રને માટે જે સ્નેહની લાગણી જાગૃત થાય છે તે તેના બાહ્ય દેખાવથી નહિ, પરંતુ આપણી આદર્શરૂપ મિત્રતાથી થાય છે.

પ્રત્યેક માણસે બને તેટલા સુંદર, આકર્ષક અને સંપૂર્ણ થવા યત્ન કરવો જોઈએ. ઉચ્ચતમ સૌંદર્ય મેળવવાની ઇચ્છામાં મિથ્યાભિમાનનો લેશ પણ અંશ નથી. માત્ર બાહ્ય દેખાવને સુંદર કરવાની વૃત્તિથી તેની ખરેખરી ઉપયોગિતા ભૂલી જવાય છે; કારણ કે અવ્યવસ્થિત અને વિરૂપ ચિત્ત અનંત સૌંદર્યને જોઇ શકતું નથી. **આત્મ-સૌંદર્યથી જ સઘળી વસ્તુઓ સુંદર બને છે, અને આપણે ઉચ્ચગામી અને ઉન્નત થઇએ છીએ.** આપણે બાહ્ય સૌંદર્યને ચાહીએ છીએ અને તેથી જે પુરુષો અને વસ્તુઓ આપણા માનુષી આદર્શસુધી પહોંચે છે તેઓની પ્રશંસા કર્યા વગર રહી શકતા નથી. **પરંતુ સુંદર ચારિત્ર્યવાન પુરૂષ પ્રતિકૂળ સંજોગોને પણ સૌંદર્યમય બનાવે છે, અંધકારથી વ્યાપ્ત સ્થાનને પ્રકાશિત કરે છે, અને અત્યંત પ્રતિકૂળ સંજોગોમાં સૌંદર્યનું જ ભાન કરાવે છે.**

**જેઓ જીવનની મહત્તા સમજે છે અને જેઓ સર્વદા જીવન-સૌંદર્ય દર્શાવવા મથે છે તેવા મહાત્માઓ ન હોત તો જગતનું શું થાત તે કહી શકાતું નથી.** આવા સૌંદર્યના રચનાર કે જેઓ દરેક સ્થળમાં અને દરેક સ્થિતિમાં સૌંદર્ય જ બતાવે છે તેના વગર આપણાં જીવન કેવળ શુષ્ક અને સામાન્ય થઇ પડત.

સૌંદર્યની પરીક્ષા કરવાની શક્તિથી માણસને જે આનંદ, સંતોષ અને કલ્યાણ પ્રાપ્ત થાય છે તે કરતાં વધારે મનના બીજા

કોઇ પણ ગુણથી પ્રાપ્ત થઈ શકે તેમ નથી. બાળવયમાંથી જ સૌંદર્ય પારખવાની શક્તિનો વિકાસ થવાથી ઘણા માણસો દુષ્ટ કર્મ કરતાં અને પાપી જીવન વહન કરવામાં પ્રવૃત્ત થતાં અટકે છે. ખરેખરા સૌંદર્ય-પરના સ્નેહને લઇને જે વસ્તુઓ બાળકોને પશુસમ અને કર્કશ બનાવે છે તે વસ્તુઓના પંઝામાં સપડાતા અને અનેક લાલચોને વશ થતા બચી જાય છે; પરંતુ મુશ્કેલી એ છે કે માબાપો પોતાનાં બાળકોમાં પ્રથમથી જ સૌંદર્યની પ્રીતિનો અને તેને પારખવાની શક્તિનો વિકાસ કરવાને જોઇએ તેટલો શ્રમ લેતા નથી. તેઓ ભાગ્યે જ સમજે છે કે ગૃહની આસપાસની પ્રત્યેક વસ્તુ અને દિવાલપરનાં ચિત્રો બાળકના ચારિત્ર્યપર સચોટ સંસ્કાર પાડે છે. પોતાનાં પુત્ર પુત્રીઓને કારીગરીના સુંદર નમુનાઓ બતાવવાની અથવા મધુર સંગીત સંભળાવવાની એક પણ તક તેઓએ જવા દેવી જોઇએ નહિ. માબાપોએ પોતાનાં બાળકોને કોઇ ઉત્તમ કાવ્ય અથવા પ્રોત્સાહક ફક-રાઓ વાંચી સંભળાવવાની અથવા તેઓની પાસે વંચાવવાની ટેવ પાડવી જોઇએ. આનાથી તેઓનાં મન સૌંદર્યના વિચારોથી ભરાશે અને જે દિવ્ય પ્રેમજ્યોતિ આપણી આસપાસ ફરી વળેલી હોય છે તેના પ્રવાહભણી તેઓના આત્માનું વલણ થશે. **આપણી બાળ-વયમાં જે સંસ્કારો પડે છે તેનાથી જ આપણું ચારિત્ર્ય અને આપણા આખા જીવનનું સુખ ઘડાય છે.**

જગત્ સુંદર વસ્તુઓથી ભરેલું છે, પરંતુ મનુષ્ય જાતિનો મ્હોટો ભાગ તે સઘળી વસ્તુઓ જોવાને અને તેની પરીક્ષા કરવાને કેળવાયેલ નથી. આપણી આસપાસ રહેલું સઘળું સૌંદર્ય આપણે જોઇ શકતા નથી, કેમકે તે જોવાને આપણે આપણી દૃષ્ટિને કેળવેલી નથી અને સૌંદર્યને પારખવાની આપણી શક્તિનો વિકાસ થયેલો નથી.

દ્રવ્યપ્રાપ્તિની સ્વાર્થી ઘેલછામાં આપણે કેટલું ગુમાવીએ છીએ તેનો વિચાર કરો. રસ્કિને જે ચમત્કાર સૂર્યાસ્તમાં જોયો તે જોવાને તમે પોતે શક્તિવાન થાઓ એમ શું તમે ઇચ્છતા નથી? તમારા સ્વભાવ-ને કઠોર અને કર્કશ થવા દેવાને બદલે, સૌંદર્ય પારખવાની તમારી શક્તિઓને ગુપ્ત રહેવા દેવાને બદલે, હલકી વસ્તુઓ મેળવવા જતાં તમારી ઉચ્ચતર વૃત્તિઓને નષ્ટ થવા દેવાને બદલે, અને અધિક દ્રવ્ય પ્રાપ્ત કરવાને દુનિયામાં માર્ગ કરવાની તમારી અધમ વૃત્તિને ખીલવ-વાને બદલે તમે તમારા જીવનને અધિક સૌંદર્યથી ભર્યું હોય તો સારૂં એમ શું તમે નથી ઇચ્છતા?

સૌંદર્યને જોવાની અને જીવનને સૌંદર્યથી વિભૂષિત કરવાની કળામાં જેણે શિક્ષણ લીધું છે તે જ ખરો ભાગ્યશાળી અને સુખી ગણાય છે. તેનો તે અધિકાર એવા પ્રકારનો છે કે તેનાથી તેને રહિત કરવા કોઇ પણ માણસ સમર્થ નથી; તો પણ જે માણસો આત્માના, નેત્રના, અને હૃદયના ઉચ્ચતર ગુણોને ખીલવવાનું કામ વ્હેલું શરૂ કરવાનો પરિશ્રમ લે છે તે સર્વને તે અધિકાર સુલભ છે. તો તે અધિકારની પ્રાપ્તિને અર્થે કરવા જોઇતા પરિશ્રમનો આરંભ કરો અને તમારા જીવનને બાહ્યાંતર સૌંદર્યથી ભરો.



# (૪) સ્વાશ્રયી બનો.

"Self-reliance is the first secret of Success."
EMERSON,

"આત્મ-શ્રદ્ધા અથવા સ્વાશ્રય વિજયનું પ્રથમ રહસ્ય છે."
**એમર્સન.**

પ્રત્યેક વ્યક્તિમાં સ્વતંત્ર અને સ્વાશ્રયી બનવાની નૈસર્ગિક શક્તિ રહેલી છે; તથાપિ પોતાના પગ ઉપર ઉભા રહેવાની ઉક્ત શક્તિને માત્ર થોડા મનુષ્યો જ કેળવે છે. અન્ય માણસો પર આધાર રાખવાનું, તેઓનું અનુકરણ કરવાનું, બીજાઓને આપણા વતી યોજનાઓ ઘડવા દેવાનું, વિચાર તથા કાર્ય કરવા દેવાનું કાર્ય અત્યંત સ્હેલું છે. આપણા દેશના લોકોનો એક ખાસ દોષ એ છે કે જો કોઇ મનુષ્ય અમુક દિશામાં વા ક્ષેત્રમાં ઉપયોગી નીવડે એવી ઉચ્ચ કોટિની પ્રજ્ઞા ધરાવતો નથી તો તે પોતાનામાં જે કંઇ રહેલું હોય છે તેનો ઉચિત ઉપયોગ કરવાનું અયોગ્ય ધારે છે.

તમે નેતા અથવા નાયક બનવાને જન્મ્યા નથી તેથી આશ્રયી અને પરતંત્ર થવાને જન્મ્યા છો એવો ઘડીભર પણ વિચાર ન કરો. તમારામાં નાયક બનવાને યોગ્ય મહાન્ ગુણો નથી તેનો અર્થ એમ નથી કે તમારામાં જે કંઈ શક્તિ ન્યૂનાધિક પ્રમાણમાં રહેલી છે તેનો વિકાસ ન કરવો જોઇએ. જ્યાં સુધી આપણે કસોટીના પ્રસંગોમાં મુકાતા નથી ત્યાં સુધી આપણામાં જે શક્તિઓ ગૂઢ રહેલી છે તેનાથી અજાણ રહીએ છીએ. જેઓ દેખાવમાં કુદરતી રીતે નાયક બનવાને લાયક ન હોય, જેઓએ પોતાના જીવનના આરંભકાળમાં સ્વાશ્રયનું

ઝાંખું દર્શન કરાવ્યું હોય છે એવા લોકો પણ મહાન્ નેતાઓ તરીકે પ્રસિદ્ધિ પામ્યા હોય છે. આવા નેતાઓ કોઇનું અનુકરણ કરતા નથી; તેઓ જનસમુદાયના વિચારોનું પ્રતિબિંબ માત્ર પાડતા નથી, પરંતુ તેઓ પોતે વિચાર કરે છે, તેઓ પોતાનો કાર્યક્રમ રચે છે, અને તદનુસાર કાર્ય બજાવે છે. મનુષ્યજાતિનો મોટો ભાગ તો વસ્તીપત્રકના આંકડાઓમાં માત્ર વધારો કરે છે; પરંતુ ઘણો થોડો ભાગ જ સ્વાશ્રયી હોય છે અને પોતાના સહચારીઓ કરતાં આગળ વધેલો અને વધતો હોય છે.

તમે જે માણસોને જુઓ છો અથવા જેના પરિચયમાં આવો છો તેમાંથી ઘણા ખરા કોઇ અન્ય વ્યક્તિ અથવા વસ્તુ પર આધાર રાખનારા હોય છે. કેટલાક લોકો પોતાના દ્રવ્ય પર આધાર રાખે છે, તો કોઇ પોતાના મિત્રો પર આધાર રાખે છે; કેટલાક લોકો પોતાની પદવી અથવા સામાજીક સંસ્થિતિ પર આધાર રાખી રહેલા હોય છે: પરંતુ આપણે ભાગ્યે જ એવા કોઈ માણસને જોઇએ છીએ કે જે પોતાના પગ ઉપર જ ઉભો રહે છે, જે પોતાની શક્તિ ઉપર આધાર રાખી જીવન વહન કરતો હોય છે અને જે સ્વાશ્રયી હોય છે. જે લોકોએ આપણને સ્વાશ્રયી થતા અટકાવી દીધા હોય છે તેવા લોકોને આપણે ભવિષ્યજીવનમાં કદિ ક્ષમા આપી શકતા નથી; કેમકે તેઓએ આપણો જન્મહક્ક છીનવી લીધો છે. અમુક કાર્ય કેવી રીતે કરવું તે જ્યારે બાળકને તેનો પિતા સમજાવે છે ત્યારે તેને પૂર્ણ સંતોષ થતો નથી; પરંતુ જ્યારે તે પોતે કાર્ય કરવામાં વિજયી નીવડે છે ત્યારે તેનો ચહેરો અનહદ આનંદથી હસતો જોઇએ છીએ. વિજયની આ નવીન લાગણીથી સ્વમાન અને સ્વાશ્રય દિવસાનુદિવસ વૃદ્ધિંગત થાય છે.

કૉલેજની કેળવણી વ્યવહારિક શક્તિઓને વિકસાવવામાં સહાય-

ભૂત થતી નથી. તે કારીગરોને માત્ર ઉપકરણો જ પૂરાં પાડે છે. આ ઉપકરણોનો સદુપયોગ કરવાનું તેણે અનુભવની પાઠશાળામાં શીખવું જોઇએ; કેમકે અનુભવની પાઠશાળાથી જ મનુષ્યનું ચારિત્ર્ય વિકસિત થાય છે અને મનુષ્ય પોતાનાં કાર્યોમાં વિજય પ્રાપ્ત કરવાની કળા શીખે છે. શિષ્યોને સ્વાશ્રયી બનવાનું, તેઓની આત્મશક્તિનું નિરૂપણ કરવાનું અને પોતામાં શ્રદ્ધા રાખવાનું શિખવવામાં શિક્ષકનું શિક્ષકત્વ અને ગૌરવ રહેલુ છે. આમ કરવાથી તે ભવિષ્યની પ્રજાની એક પ્રકારની મહાન્ સેવા બજાવે છે. જે યુવક સ્વાશ્રયી બનવાનો પ્રયત્ન કરતો નથી તે જીવનમાં વિજય પ્રાપ્ત કરવાને અશક્ત નીવડે છે. પોતાને અન્ય મનુષ્યો દ્વારા મળતી સતત સાહાય્યથી ચિરસ્થાયી લાભ થશે એમ માનવામાં મનુષ્યો મોટી ભૂલ કરે છે. તેવી માન્યતા એક પ્રકારનો ભ્રમ છે.

પ્રત્યેક યોગ્ય મહત્વાકાંક્ષાનું અંતિમ લક્ષ્યસ્થાન સામર્થ્ય અથવા શક્તિની પ્રાપ્તિ હોય છે, અને અનુકરણ અથવા પરતંત્રતાથી દુર્બળતાની જ પ્રાપ્તિ થાય છે. શક્તિ હમેશાં સ્વોત્પન્ન અને સ્વવિકસિત હોય છે; કેમકે કસરતશાળામાં બેસી રહેવાથી અને આપણા વતી બીજા માણસોને કસરત કરવા દેવાથી આપણા શારીરિક બળમાં વધારો થઇ શકે જ નહિ. બીજા લોકો પર આધાર રાખવાની ટેવથી પોતાના પગ ઉપર ઉભા રહેવાની શક્તિનો જેટલો હ્રાસ થાય છે તેટલો અન્ય કશાથી થતો નથી. જો તમે બીજા ઉપર આધાર રાખતા હશો તો તમે કદિ સામર્થ્યવાન અથવા શ્રેષ્ઠ પ્રયોજક બની શકશો નહિ. તમારા પોતાના પગ ઉપર ઉભા રહેતા શીખો, અથવા તો જગતમાં મહાન્ થવાની તમારી મહેચ્છાને સદાને માટે દાટી દો.

પોતાનાં બાળકોને ભવિષ્યમાં મુશીબતો વેઠવી ન પડે એવા હેતુથી જે માણસો બાળકોને આબાદ ક્ષેત્રમાં મુકવાનો પ્રયાસ કરે છે

તેઓ તેઓને અજાણપણે જોખમ અને આપત્તભરેલા પ્રસંગોમાં મુકે છે. આથી તે બાળકો જગતમાં આગળ વધવાને બદલે પાછા હઠશે એવો પૂરેપૂરો સંભવ રહે છે. જેટલું બળ બીજા પાસેથી મેળવી શકાય તેટલું મેળવવાને યુવાન માણસો યત્ન કરે છે. તેઓ સ્વાભાવિક રીતે અનુકરણ કરનારા અને બીજા ઉપર આધાર રાખનારા જ હોય છે, અને તેઓ હંમેશાં તેવા જ રહેશે એમાં લેશ પણ સંદેહ નથી. જ્યાંસુધી તેઓને અવલંબન પુરૂં પાડવામાં આવે ત્યાંસુધી તેઓને એકલા સ્વતઃ ચાલવાની વૃત્તિ થશે નહિ, અને જ્યાંસુધી તમે તેઓને તમારા પર આધાર રાખવા દેશો ત્યાંસુધી તેઓ તમારા પર આધાર રાખતા અટકશે નહિ. જાતમહેનત અને સ્વાશ્રયથી જ બલ અને શક્તિઓનો સદા વિકાસ થાય છે.

આપણે જાતે પરિશ્રમ લેવાની જરૂર નથી, કેમકે આપણા માટે બીજા માણસો સઘળું કાર્ય કરે છે એવી લાગણી થવાથી અવિચ્છિન્ન યત્નમાં ભગ પડે છે અને જાતમહેનત તથા સ્વાશ્રયનો સદંતર નાશ થાય છે. સંપૂર્ણતઃ નિરોગી શરીરસંપત્તિ ધરાવનારા યુવકોને બાહ્ય સાહાય્યને માટે તિવ્ર ઇચ્છા રાખી બે હાથ જોડીને ઉભેલા જોઇ અત્યંત ખેદ થાય છે.

તમારા પરિચયમાં આવનારા માણસોમાંથી કેટલા બધા કંઇક વસ્તુને માટે સર્વદા રાહ જોયા કરે છે તેનો તમે કદિ વિચાર કર્યો છે? તેમાંના ઘણાખરાને તો તે વસ્તુ કયી છે તેનું પણ જ્ઞાન હોતું નથી, છતાં પણ તેઓ કંઇક વસ્તુને માટે નિરંતર તલસ્યા કરે છે. ગમે તે રીતે તે 'કંઇક' તેઓના પ્રતિ ખેંચાઇને આવશે, સંજોગોનો સુખદ સુયોગ થશે, એવું કંઇક બનશે કે જે વડે પોતાને માટે માર્ગ ખુલ્લો થશે, કોઇ તેઓને સાહાય્ય કરશે કે જેથી કરીને કેળ-

વળી, ભવ્ય તૈયારી અથવા સાધનો વગર તેઓ કોઇ પણ રીતે પ્રગતિમાન થઇ શકશે એવા એવા અનેક અનિર્દિષ્ટ વિચારો તેઓનાં હૃદયમાં સર્વદા રમ્યા કરતા હોય છે. કેટલાક લોકો પિતા તરફથી, ધનવાન પિતૃવ્ય અથવા માતુલ તરફથી, અથવા કોઇ દૂરના સંબંધી તરફથી પ્રાપ્ત થનાર દ્રવ્યરૂપ સાહાય્યની રાહ જોતા બેઠા હોય છે. વળી કેટલાક લોકો પોતાને સહાયભૂત થવાને ગહન ભાગ્યયોગ, પ્રેરણા અથવા પ્રોત્સાહનની પ્રતીક્ષા કરી રહ્યા હોય છે. જે મનુષ્યોને અન્ય લોકો તરફથી કોઈ પણ પ્રકારની મદદની, પ્રેરણાની અથવા સંપત્તિની રાહ જોવાની ટેવ પડી હોય છે એવા લોકો જગતમાં કોઈ પણ ઉપયોગી કાર્ય કરવા શક્તિવાન થઇ શકતા નથી.

જે મનુષ્ય પોતાની જાતને બાહ્ય સાહાય્યથી રહિત કરે છે, જે પોતાના અવલંબનને ફેંકી દે છે, અને કેવળ પોતાના ઉપર જ આધાર રાખે છે તેને જ વિજયી બનવાનું સુભાગ્ય પ્રાપ્ત થાય છે. સ્વાશ્રયરૂપી કુંચીથી વિજયપ્રાસાદનું દ્વાર ઉઘાડી શકાય છે. સ્વાશ્રયથી જ સ્વશક્તિનો આવિર્ભાવ અને વિસ્તાર થાય છે. અન્ય માણસો તરફથી સાહાય્યની આશા રાખવાની ટેવથી વિજયપ્રાસાદના મુખ્ય આધારભૂત સ્વાશ્રયનો ઉચ્છેદ થાય છે. એક મહાન્ કંપનીના મુખ્ય કાર્યવાહકે હમણાં જ મને કહ્યું હતું કે હું મારા પુત્રને બીજા એવા ધંધામાં જોડવા યત્ન કરૂં છું કે જ્યાં તેને કઠિન સંયોગમાંથી પસાર થવું પડે. તેણે પોતાના પુત્રને પોતાની સાથે જોડવા ઇચ્છયું નહિ, કેમકે તેને ભય લાગ્યો કે તે કદાચ તેનાપર આધાર રાખે અથવા તેના તરફથી ખાસ મહેરબાનીની આશા રાખે.

જેઓને પોતાના પિતા તરફથી અતિશય પરિપોષણ મળે છે, જેઓને ઇચ્છાનુસાર વર્તવાની છુટ આપવામાં આવે છે તેઓ ભાગ્યે

જ અતિ ઉપયોગી કાર્યો કરી પ્રકાશમાં આવી શકે છે. સ્વાશ્રયના નિરંતર થતા વિકાસથી જ બળ અને શ્રદ્ધા નિષ્પન્ન થાય છે. સ્વાશ્રયથી જ વિજય પ્રાપ્ત કરવાની શક્તિનો તથા સંગીન કાર્ય કરવાની શક્તિનો વિકાસ થાય છે. બાળક પોતાના પિતાપર આધાર રાખી શકે છે અથવા પિતા તરફથી ખાસ મહેરબાનીની આશા રાખી શકે છે એવા સ્થળે તેને મૂકવો એ જોખમભરેલું છે. આપણે જાણીએ છીએ કે આપણે ડુબશું નહિ એવા છીછરા પાણીમાં તરતા શીખવાનું શું મુશ્કેલી ભરેલું છે? જે સ્થળે પાણી વિશેષ ઉંડું હોય, જ્યાં તરવાની વા ડુબવાની જરૂર પડે એવું હોય છે, એવા સ્થળમાં તરવાનું વિશેષ ત્વરાથી શીખી શકાય છે. સંભવિત હોય ત્યારે આધાર રાખવો અને અગત્ય જણાય નહિ ત્યાંસુધી કાર્ય ન કરવું એ માનુષી સ્વભાવ છે. આપણા જીવનમાં ‘ જોઇએ ’ શબ્દથી આપણામાં રહેલી સર્વોત્કૃષ્ટ શક્તિઓ ઉત્તેજીત થઇ બહાર આવે છે.

પોતાના પિતા તરફથી હમેશાં સાહાય્ય મળતી હોય છે ત્યારે જે બાળકો અતિ ઉપયોગના થતા નથી તેઓને જ્યારે પોતાનામાં રહેલી સામગ્રી પર આધાર રાખવાનું કહેવામાં આવે છે, જ્યારે તેઓને કાર્યમાં સફલતા વા નિષ્ફલતા મેળવવાની જરૂર પાડવામાં આવે છે, ત્યારે તેઓ અલ્પ સમયમાં આશ્ચર્યભૂત શક્તિ અથવા બલ બતાવે છે એ સામાન્ય અનુભવનો વિષય છે. જે ક્ષણે તમે બીજા લોકો તરફથી સાહાય્ય મેળવવાનો યત્ન કરવાનું ત્યજી દેશો, સ્વતંત્ર અને સ્વાશ્રયી બનવાનો યત્ન કરશો કે તરત જ વિજયના માર્ગપર તમારૂં પ્રયાણ શરૂ થશે. તમે બાહ્ય સાહાય્યનો બહિષ્કાર કરશો કે તે જ ક્ષણે તમને અનનુભૂત અને અપૂર્વ બલની સહજ પ્રાપ્તિ થશે.

આ જગતમાં સ્વમાન કરતાં કોઇ વસ્તુને વિશેષ મૂલ્યવતી

લેખવામાં આવતી નથી. અને બાહ્ય સાહાય્ય મેળવવાના પ્રયાસમાં તમે અત્ર તત્ર ભમ્યા કરશો તો તમે તમારૂં સ્વમાન જાળવી શકવાના નથી એ ચોક્કસ છે. તમે સ્વાશ્રયી બનવાનો અને તમારી જાતને સ્વતંત્ર સ્થિતિમાં મૂકવાનો નિશ્ચયાત્મક સંકલ્પ કરશો તો તમે તમારી જાતને અપરિમિત નૂતન ચૈતન્ય અને બલથી સમન્વિત થયેલી અતિ અલ્પ સમયમાં જોવા સુભાગી થશો. બાહ્ય સાહાય્ય ક્વચિત્ આશીર્વાદરૂપ ભાસે, પરંતુ વસ્તુતઃ તે સ્વશક્તિ શાપસમાન છે. જે લોકો તમને દ્રવ્યની સાહાય્ય કરે છે તેઓ તમારા સાચા મિત્રો નથી; પરંતુ જેઓ તમને તમારા પોતાના ઉપર આધાર રાખવાની, તમારી પોતાની શક્તિપર ઝઝુમવાની, તમારી પોતાની જાતને સહાયભૂત થવાની આગ્રહયુક્ત ફરજ પાડે છે તેઓને જ તમારા ખરેખરા સુહૃદ સમજજો.

તમારા કરતાં વયમાં આગળ વધેલા ઘણા લોકો હોય છે, જેઓ હાથની અથવા પગની ખોડવાળા હોય છે છતાં તેઓ જીવન નભાવવાનાં સાધનો મેળવી શકે છે; અને તમે શારીરિક આરોગ્ય અને કાર્ય કરવાની શક્તિથી સંપન્ન છો છતાં તમને અન્ય લોકોની સાહાય્યની અપેક્ષા રહે છે એ શોચનીય છે. જ્યાંસુધી મનુષ્ય પરતંત્ર છે ત્યાં સુધી તે મનુષ્યની કોટિમાં છે એમ તેનાથી ધારી શકાય જ નહિ. જ્યારે આપણે આપણને સંપૂર્ણતઃ સ્વતંત્ર બનાવે એવા વ્યાપાર ધંધામાં જોડાયા હોઇએ છીએ ત્યારે આપણને જે શક્તિ અને પૂર્ણતાનું ભાન થાય છે તે બીજી કશી વસ્તુથી થતું નથી. જવાબદારી મનુષ્યની શક્તિને પ્રકાશમાં લાવે છે. સ્વતંત્ર ધંધામાં સામેલ થયા પછી ઘણા યુવકોને આત્મશક્તિનું ભાન થયું છે એ સામાન્ય અનુભવીને અનુભવનો વિષય છે. આવા લોકોએ સ્વશક્તિના ભાન

વગર અન્ય કોઇ વ્યક્તિના વતી વર્ષો પર્યંત કાર્ય કર્યું હોય છે. જ્યાંસુધી આપણે અન્ય વ્યક્તિના વતી કાર્ય કરતા હોઇએ છીએ ત્યાં સુધી આપણી શકય શક્તિઓ પૂર્ણતાથી પ્રફુલ્લ થાય એ અસંભવિત છે; કેમકે એમ કરવામાં મહત્વાકાંક્ષાનો અથવા ઉત્સાહનો અભાવ હોય છે. આપણે ગમે તેટલા કર્ત્તવ્યનિષ્ઠ હોઇએ તોપણ મનુષ્યની શક્તિને—આંતરિક બળને પ્રકાશમાં લાવવાને જે પ્રોત્સાહનની અગત્ય છે તેનો અભાવ છે. સ્વતંત્ર અને સ્વાશ્રયી મનુષ્ય સર્વોત્કૃષ્ટ લેખાય છે. અને જ્યાંસુધી માણુસ પરાધીન હોય છે, ત્યાંસુધી સ્વાશ્રયનો સંપૂર્ણ આિર્ભાવ અને વિકાસ થઇ શકતો નથી.

સમુદ્ર શાંત હોય છે ત્યારે વહાણુ હંકારવામાં અત્યંત હોશીયારી અથવા અનુભવની જરૂર હોતી નથી; પરંતુ જ્યારે વહાણુ ભરદરિયે હોય છે, જ્યારે ડુબી જવાની તૈયારીમાં હોય છે, જ્યારે ઉતારૂઓ ભયભીત બનેલા હોય છે ત્યારે જ કપ્તાનના કાર્યકૌશલ્યની ખરી કસોટી થાય છે. ખરા કટાકટીના મામલામાં જ મનુષ્યના પ્રાવીણ્યની, અનુભવની અને ડહાપણુની પરીક્ષા થાય છે, અને એવા સમયે જ મનુષ્ય પોતાની મહાન્ શક્તિઓ દર્શાવી શકે છે. બાહ્ય આડંબરની સુંદરતા ટકાવી રાખવાનો, ગ્રાહકોને પુરતો સંતોષ આપીને હમેશના પોતાના કરવાનો યત્ન સર્વદા કરવો પડે છે. આમ કરવામાં મનુષ્યે પોતામાં રહેલું સર્વસ્વ બહાર લાવવું પડે છે. દ્રવ્યનો સંકોચ હોય છે, ધંધો રોજગાર મંદ હોય છે અને જીવન વહન કરવાની પદ્ધતિ ઉંચી હોય છે ત્યારે જ ખરેખરો પુરૂષ મહાન્ પ્રગતિ કરી શકે છે. જ્યાં પ્રયાસમાં શિથિલતા હોય છે ત્યાં ઉત્કર્ષની અને સચ્ચારિત્ર્યની આશા આકાશપુષ્પવત્ છે.

જે યુવક જાણે છે કે કેળવણી સંપાદન કરવાને તેની પાસે

પુરતું દ્રવ્ય છે, અને એક શિક્ષકને સારા પગારથી ગોઠવી પરીક્ષામાં ઉત્તીર્ણ થવાને શ્રમ લેવાની તેને જરૂર નથી તેના ભાગ્યની અને જે યુવકને પોતાના પગ પર ઉભા રહી રાત્રિ દિવસ આત્મ–સુધારણા અને આત્મોત્કર્ષને માટે પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરવાની જરૂર પડે છે અને જે જાણે છે કે ધનવાન પિતા કે પિતૃવ્ય અથવા કોઇ ઉદાર-ચિત મિત્ર તરફથી તેને કોઇ પણ પ્રકારનું અવલંબન મળી શકે એમ નહિ હોવાથી પોતાને જ દ્રવ્ય ઉપાર્જન કરવું પડશે તેના ભાગ્યની વચ્ચે કેટલું બધું અંતર પડે છે તે વિચારતાં સહજ ગ્રાહ્ય થઇ શકે તેમ છે. પોતાની વતી કોઇ માણસ સર્વ કાર્ય બજાવે છે એવું જ્ઞાન હોય છે ત્યાંસુધી આત્મશ્રદ્ધા અથવા સ્વાતંત્ર્યનો વિકાસ થાય એ વાત અસંભવિત છે. વિકાસથી જ શક્તિ બલવત્તર બને છે. કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાના પ્રયાસ અને ઉદ્યમથી જ ખરૂં સત્વ બહાર આવે છે.

જ્યારે આપણને લાગે છે કે આપણને કોઇ બાહ્ય સાહાય્ય લભ્ય થઇ શકે એમ નથી, આપણા પોતાના ઉદ્યમથી આપણે ઉચ્ચ-ગામી થવાનું છે, દુનિયામાં આપણે આપણો પોતાનો માર્ગ કરવાનો અથવા નિષ્ફળતાનું કલંક વહોરવાનું છે. ત્યારે સ્વભાવતઃ આપણે જે ઉદ્યમ અને પ્રયાસ કરવા માંડીએ છીએ, તેવો અન્ય કોઇ પણ સમયે કરતા નથી એ માન્યતા નિર્વિવાદ છે. બાહ્ય સાહાય્ય વગર કેવળ પોતાનાં જ સાધનો ઉપર અવલંબી રહેવાની સંસ્થિતિમાં એવું કંઇક છે કે જે વડે મનુષ્યનામાં રહેલી કોઈ ભવ્ય અને દિવ્ય વસ્તુનું પ્રકટી-કરણ થાય છે અને પ્રયત્નનો જે કંઇ અવશિષ્ટ ભાગ હોય છે તે બહાર આવે છે. જેવી રીતે મહાન્ આપત્તિના પ્રસંગે સ્વપ્નમાં પણ અનનુભૂત અને અપ્રાપ્ત શક્તિનો મનુષ્ય આવિર્ભાવ કરે છે તેવી

રીતે કોઈ પણ સ્થળેથી કોઈ શક્તિ તેની મદદે આવી પહોંચે છે. આપત્તિનો પ્રસંગ ઉપસ્થિત થયા વગર જ કાર્યો કરવાને તે રાક્ષસી બળ ધરાવે છે એમ તેને લાગે છે. ધારો કે કોઈ મનુષ્યની જીંદગી જોખમમાં છે. જે ભાંગી ગયેલી ગાડીમાં બેઠો છે તેને કદાચ આમ લાગે. આવી સ્થિતિમાં જો તે પડ્યો રહે તો તેનું મૃત્યુ થાય તેમ છે. આવા અણીના સમયે તેણે કંઇ પણ કરવું જોઇએ. જેમ ભયમાં આવી પડેલા બાળકને જોઇને એક અશક્ત માતાની બાબતમાં બને છે તેમ જે શક્તિનો પ્રાદુર્ભાવ માત્ર કટાકટીને પ્રસંગે થાય છે તે શક્તિ-તે બળ તેનામાં આવે છે, અને પોતાને કોઇ અપૂર્વ અને અપ્રતિમ શક્તિની સંપ્રાપ્તિ થઈ છે એમ તે દૃઢતાપૂર્વક માને છે.

પોતાની અંગત જરૂરીયાતો પુરી પાડવાને જો મનુષ્ય પ્રયાસ અથવા ઉદ્યમ કરતો નથી તો તેનામાં અને પશુમાં લેશ પણ તફાવત દૃષ્ટિગત થતો નથી. તંગી અથવા જરૂરીયાત મહાન્ વિકાસ કરનાર છે. જરૂરીયાત રૂપ પ્રોત્સાહનથી જ મનુષ્ય જાતિ સુધારાના ઉચ્ચતમ શિખર પર આરૂઢ થયેલ છે. દુઃખપીડિત અને ક્ષુધાર્ત બાળકોના ફિક્કા પડી ગયેલાં વદન પ્રોત્સાહિત થઇને મહાન્ શોધકો પોતાના અસ્તિત્વના ઉંડામાં ઉંડા પ્રદેશોમાં વિચર્યા છે, અને અમાપ શકિતની પ્રાપ્તિથી તેઓએ અદ્દભુત ચમત્કારોભરી શોધો કરી બતાવી છે એ આપણા વાંચવામાં અને જાણવામાં અનેક વખતે આવ્યું છે. તંગી અથવા જરૂરીયાતના દબાણથી ઉત્તેજિત થયેલા મનુષ્યને કોઇ પણ વસ્તુ અપ્રાપ્ય નથી. જ્યાં સુધી આપણે કસોટીએ ચઢયા હોતા નથી, અને જ્યાંસુધી જે ગુહ્ય શકિત સામાન્ય સંજોગોમાં બહાર આવતી નથી-તે શકિત કોઇ મહાન્ સંકટ વેળાએ પ્રકટ થતી નથી-ત્યાંસુધી આપણને આપણા આંતરિક બલનું વાસ્તવિક ભાન પણ થતું

નથી. આ શક્તિ આપત્તિકાળે જ પ્રકટ થાય છે; કેમકે તે શક્તિ સંપાદન કરવા માટે આપણે અંતરમાં ઉંડા ઉતરવાની જરૂર છે. તે આપણને અગમ્ય અને અગોચર છે.

એક દિવસ એક બાળકે પોતાના પિતાને કહ્યું કેઃ—"મેં એક કાષ્ટકુક્કુટને વૃક્ષ ઉપર બેઠેલો જોયો છે." પિતાએ જવાબ આપ્યો કે, "તે વાત અસંભવિત છે; કેમકે કાષ્ટકુક્કુટો વૃક્ષપર ચઢી શકતા નથી." બાળકે આગ્રહપૂર્વક જણાવ્યું કે, "તેને મારી નાખવાને આવેલા એક શ્વાનના પંઝામાં સપડાઇ જવાની ભીતિથી તેને વૃક્ષ પર ચઢી જવું પડયું હતું. તે સિવાય તેને જીંદગી બચાવવાનો કશો માર્ગ ન હતો.' આ પ્રમાણે જીવનમાં અનેક વખત આપણે અસંભવિત કાર્યો કરીએ છીએ તેનું કારણ એજ કે આપણને તે કરવાં પડે છે.

સ્વાશ્રયી મનુષ્ય મિત્રો, સબળ ઓળખાણ, મિલકત, પદવી અથવા કોઇ પણ પ્રકારની સાહાય્ય વગર ચલાવી શકે છે. સ્વાશ્રયથી વિઘ્નો અથવા મુશ્કેલીઓ દૂર કરી શકાય છે, પરાક્રમ ભરેલાં કાર્યો બજાવી શકાય છે, મહાન્ શોધખોળોની પૂર્ણતાએ પહોંચાય છે. આવું અન્ય માનુષી ગુણથી થવું અશક્ય છે. જે મનુષ્ય જગતમાં એકલો ઉભો રહી શકે છે, જેને મુશીબતોનો ડર નથી, અને જેને પોતાની અંદર રહેલા કાર્ય કરવાના નૈસર્ગિક બળમાં સંપૂર્ણ દૃઢ શ્રદ્ધા છે તે જ માણસ પરિણામે વિજયી નીવડે છે એમાં જરા પણ સંદેહ નથી.

અનેક માણસોનું વજન લોકોમાં ઘણું ઓછું પડે છે તેનું એક કારણ એ છે કે તેઓ કાર્યો કરતાં ડરે છે, અથવા તો તેઓને આત્મબળની પુરેપુરી ખાત્રી હોતી તથી. તેઓ સ્વતઃ વિચારો કરવાની અને અમુક નિશ્ચય પર આવવાની હિંમત કરી શકતા નથી. તેઓ

પોતાના વિચારો પ્રકાશમાં મૂકવાની હિંમત કરે છે તે પહેલાં તેમને ઉક્ત વિચારો સ્વીકાર્ય છે કે નહિ એ અન્ય લોકો દ્વારા જાણવા મથે છે; અને છેવટે વિચારો પ્રકાશમાં મુકાયા પછી તમને એમ જ જણાય છે કે તેઓના વિચારો તમારા વિચારોનું પ્રતિબંબ અથવા રૂપાંતર માત્ર છે.

માનુષી પ્રકૃતિમાં જ એવું કંઇક ગૂઢ રહેલું છે કે જે વડે મનુષ્યોને સત્ય પર, સ્વતંત્રતાથી પોતાના વિચારો કરનાર અને રજુ કરનાર, કર્ત્તવ્યનિષ્ટ, અને પોતાના નિશ્ચયબળથી જ રહેવાને હિંમત-વાન માણસો પર પ્રેમ ઉપજે છે.

જ્યાં સુધી આપણા વિચારો તેના જાણવામાં આવતા નથી, ત્યાં સુધી બીજા લોકો વિરુદ્ધ પડશે અને તેઓને ખોટું લાગશે એવી ભીતિથી જે મનુષ્ય પોતાના આંતરિક વિચારો પ્રદર્શિત કરવાની હિંમત કરતો નથી તે તિરસ્કારને પાત્ર બને છે; પરંતુ પોતાની આસપાસના માણસોની સંકુચિત દૃષ્ટિની સીમા બહાર જે મનુષ્યનું નિશાન આવી રહેલું છે, અને જેનામાં સ્વતઃ પોતાનો માર્ગ કરી લોકચર્ચાની દરકાર કર્યા વગર કર્તવ્યપરાયણ રહેવાની હિંમત છે તે પુરૂષ સત્કારને પાત્ર બને છે, અને તેનું જીવન પણ અનુકરણીય અને દૃષ્ટાંતરૂપ બને છે. આવા વિચક્ષણ પુરૂષને હતાશ થવાનો કદિ પણ પ્રસંગ આવતો નથી; કેમકે તે સારી રીતે સમજતા હોય છે કે માત્ર દીર્ઘદર્શી જનોને જ તેનું નિશાન દૃષ્ટિગમ્ય છે; અને જો તે નિશાન વધારે દૂર રાખશે તો તે સ્થળ સુધી તેની આસપાસ રહેલા ઘણા ખરા લોકોની દૃષ્ટિ પહોંચી શકશે નહિ.

"જગતમાં મારૂં જીવન કોઇ મહાન્ સદ્હેતુને માટે નિર્માયેલું છે. અન્ય લોકોને સહાયભૂત થવામાં મારે મારૂં જીવન વહન કરવાનું

છે, અને આ ભવ્ય જીવન–નાટયમાં સૌને પોતપોતાના નિયુક્ત કાર્યનું અનુષ્ઠાન કરવાનું હોવાથી મારૂં કાર્ય કોઈ બીજા માણસથી થઈ શકે તેમ નથી.” આવું નિશ્ચય બળ, આવી દઢ મનોભાવના એક પ્રકારના બલવર્ધક ઔષધ સમાન છે. તમે તમારો નિયોગ બરાબર ભજવી શકતા નથી, તો એમ માનવું કે હજુ કંઇક વસ્તુની ન્યૂનતા છે. જ્યાંસુધી મનુષ્યને એમ લાગતું નથી કે અમુક મહાન્ સદ્‌હેતુ સાધવાને અમુક ભૂમિકા ભજવવાને જગત્‌ની ચિત્રવિચિત્ર રંગભૂમિપર પોતાનું આગમન થયું છે ત્યાં સુધી લોકની દૃષ્ટિમાં તેની કશી ગણના થતી નથી; પરંતુ જે ક્ષણે તેના હૃદયમાં આ સદ્‌ભાવનાનો સંચાર થાય છે કે તે જ ક્ષણે જીવનનો કોઇ જુદો અને નવીન અર્થ–ઉદ્દેશ હોય એમ તેને સ્પષ્ટપણે પ્રતીત થાય છે.

સ્વશક્તિમાં અતુલ શ્રદ્ધા રાખનાર માણસો મહાન્ પરિવર્તનો કરી શકે છે. ‘**મીરાબોએ**’ એક વખત પ્રશ્ન કર્યો હતો કે “પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક વિષયમાં આપણું મનુષ્યત્વ વિજય પ્રાપ્ત કરવામાં સહાયભૂત ન બને તો શું આપણે મનુષ્યનામ ધરાવવાને લાયક છીએ?” તમારા પોતાના અદ્દભુત આંતરિક બળમાં શ્રદ્ધા રાખવાથી મહાન્ કાર્યો સાધવાનું જે સમર્થન તમને મળે છે તે અન્ય કોઈ પણ વસ્તુથી મળવું અશક્ય છે. જે કાર્ય કરવાનો તમે નિશ્ચયાત્મક સંકલ્પ કર્યો હોય છે તે કાર્ય કરવામાં તમારી શક્તિમાં રહેલી તમારી શ્રદ્ધા ન્યૂન કરવા અને તેનો હ્રાસ કરવા જે માણસ ઇચ્છે છે તેને શત્રુતુલ્ય લેખવામાં લેશ માત્ર અયોગ્યતા નથી; કારણ કે શ્રદ્ધાના હ્રાસની સાથે જ શક્તિનો પણ ધ્વંસ થાય છે. તમારી આત્મ–શ્રદ્ધાના પ્રમાણમાં તમારા દરેક કાર્યનું પરિણામ આવે છે. કાર્ય અત્યંત કઠિન છે એમ જાહેર કરી માત્ર બેસી રહેવાથી

પોતાનું સૈન્ય આલ્પ્સ પર્વતપર પહોંચશે એ નેપોલીઅનની આશાને ઉચિત અને સ્થાને ગણી શકાય તો જ તમારી શક્તિ સંબંધી ભય અને શંકાયુક્ત વિચારોનું સેવન કરવાથી તમે જીવનમાં કોઇ ઉપયોગી કાર્ય કરવા સમર્થ બનશો એ તમારી આશા ઉચિત ગણી શકાય.

જે કાર્યો કરવાનું પોતે માથે લીધું હોય છે તે સાધવાની પોતાની શક્તિમાં મહાન્ અવિચળ શ્રદ્ધાવાળાં સ્ત્રીપુરૂષો આ પ્રગતિમાન સુધારાના યુગનાં ચમત્કાર ભરેલાં કાર્યો બજાવી શક્યા છે. જે વસ્તુઓને જગતના અન્ય લોકો અશક્ય અને કાલ્પનિક માનતા હતા તે વસ્તુઓને શક્ય અને સત્ય કરી બતાવવાને જો આવાં સ્ત્રી પુરૂષો રાત્રિ દિવસ અવિચ્છિન્ન નિશ્ચયપૂર્વક પ્રયત્નો કરવામાં મંડી રહ્યા ન હોત તો મનુષ્યજાતિ ઉત્ક્રાંતિક્રમમાં ઘણા સૈકાઓ પાછળ પડી જાત એ નિઃસંશય છે.

જગત્માં એવો કોઈ વિશિષ્ટ કાયદો અથવા નિયમ નથી કે તેને લઇને તમે અમુક વસ્તુ મેળવવાની ઇચ્છા કર્યા વગર અને તેને માટે માગણી કર્યા વગર તે પ્રાપ્ત કરવામાં સફળતા મેળવી શકો. પ્રત્યેક કાર્યમાં પ્રથમ મજબૂત અને અડગ આત્મ-શ્રદ્ધાની વિશેષ અગત્ય છે; તે વગર કોઇ પણ કાર્ય તમારાથી સાધી શકાશે નહિ એ ચોક્કસ સમજજો. દરેક કાર્યમાં પરિણામના પ્રમાણમાં જ કાર્યની અપેક્ષા છે. જળનો પ્રવાહ તેના મૂળ કરતાં વિશેષ ઉંચાઇએ ચઢી શકતો નથી. મહાન્ વિજય પ્રાપ્ત કરવામાં મહાન્ આત્મશ્રદ્ધા અને મહાન્ પ્રયત્નો રૂપી મૂળની જરૂર છે. શક્તિ ગમે તેટલી મહાન્ હોય, બુદ્ધિ ગમે તેટલી વિશાળ હોય તોપણ શ્રદ્ધા કરતાં કાર્યનું પરિણામ ઉચ્ચ નહિ જ આવે. "જો મનુષ્ય ધારે છે કે હું અમુક કાર્ય કરી શકીશ તો તે કાર્ય કરી શકે છે; અને જો એમ ધારે છે

કે મારાથી અમુક કાર્ય થઇ શકશે નહિ તો તે કાર્ય કરવા તે સમર્થ થતો પણ નથી." આ નિયમ સર્વમાન્ય અને નિર્વિવાદ છે.

તમારા વ્યક્તિત્વ વિષે, તમારી યોજનાઓ વિષે, અથવા તમારા હેતુઓ વિષે અન્ય લોકો શું ધારે છે તેનો જરા પણ વિચાર કર્યા વગર અને તેઓ તમને સ્વપ્નદર્શી અથવા ઉન્મત્ત કહે તો પણ તેની દરકાર કર્યા વગર તમારે તમારી પોતાની શક્તિમાં જ અડગ શ્રદ્ધા રાખવાની મહાન્ અનિવાર્ય અગત્ય છે; કારણ કે તમને તમારી શક્તિપરથી શ્રદ્ધા ઉઠી જાય છે તે જ ક્ષણે તમે તે શક્તિને ગુમાવો છો. ગમે તેવા આપત્તિના પ્રસંગે પણ તમારી શક્તિના સંબંધમાં સાશંક ન બનો. કદાચ સંપત્તિનો નાશ થાય, શરીર નિરોગી ન રહેતું હોય, કીર્ત્તિને હાનિ પહોંચે એમ હોય, તમે અન્ય લોકોના વિશ્વાસપાત્ર ન હો, ગમે તેવી પરિસ્થિતિ હોય તો પણ નિત્ય સ્મરણમાં રાખો કે જ્યાંસુધી તમે સ્વશક્તિમાં દૃઢ શ્રદ્ધાવાન્ છો, ત્યાંસુધી તમારા માટે હમેશાં ઉંચી આશા છે. આ આત્મશ્રદ્ધાના બળથી પ્રયાસ કરવાનું સતત ચાલુ રાખશો તો અવશ્ય જગત્માં વ્હેલો મોડો તમારા માટે માર્ગ ખુલ્લો થશે.

એક વખત નેપોલીયનને સંદેશો પહોંચાડવા માટે એક સૈનિકને એટલી બધી ત્વરાથી જવું પડયું હતું કે ઉક્ત સંદેશો પહોંચાડયા પહેલાં તેનો અશ્વ માર્ગમાં પડી જવાથી મરણ પામ્યો. પછી સૈનિકે જેમ તેમ કરી નેપોલીયનને સંદેશો પહોંચાડયો, તેનો જવાબ નેપોલીયને સત્વર લખી આપ્યો, અને તેના પોતાના કિંમતી અશ્વપર બેસી ત્વરાથી તે પહોંચાડવાની આજ્ઞા કરી. તે દૂતે અત્યંત મનોહર અશ્વને જોઇને કહ્યું કે "આ અશ્વ એટલો સુંદર છે કે તેના પર સ્વાર થવાને મારા જેવો સામાન્ય દરજ્જાનો સૈનિક લાયક નથી." નેપો-

લીયને જવાબમાં જણાવ્યું કે "એક ફ્રેન્ચ સૈનિક માટે કોઈ પણ વસ્તુ અત્યંત સુંદર અને મનોહર નથી."

આ ફ્રેન્ચ સૈનિક સરખા લોકોથી જગત્ ભરપૂર છે. આવા લોકો એમ ધારે છે કે જે વસ્તુઓ અન્ય લોકોએ મેળવી છે તે મેળવવાનું અમારા માટે અશક્ય છે અને તે મેળવવાની અમે આશા રાખીએ તો તે વ્યર્થ છે. આ પ્રકારની આત્માવમાનના ભરેલી માનસિક વૃત્તિથી પોતાને કેટલું નુકશાન થાય છે તે તેઓના સમજવામાં ભાગ્યે જ આવે છે. તેઓની આશાઓ, માગણીઓ અને ઇચ્છાઓ અતિશય સંકુચિત અને પરિમિત હોય છે. વામન સ્વરૂપી મનુષ્ય રાક્ષસીબળ બતાવી શકતો નથી. એવો કોઇ નિયમ નથી કે જેને લઇને લોકો નિકૃષ્ટ વિચારોમાંથી ઉત્કૃષ્ટ પરિણામ નિષ્પન્ન કરી શકે. આદર્શને અનુસરી મૂર્ત્તિ ઘડવામાં આવે છે, અને એ આદર્શ કંઇ નહિ પરંતુ માત્ર અંતરંગ વિચાર જ છે.

જગત્માં જે કંઇ શ્રેષ્ઠ અને ઉત્તમ છે તે પોતાની પ્રાપ્તિ અર્થે નિર્માયું નથી, પરંતુ ભાગ્યદેવીના કૃપાપાત્ર મનુષ્યોને માટે જ જગત્‌ની ઉત્તમ વસ્તુઓ છે, એવા વિચારો સેવવાનું ઘણાખરા લોકોને બાળવયથી શીખવવામાં આવ્યું હોય છે. પોતે નિકૃષ્ટ કોટિના મનુષ્યો છે એવા અભિજ્ઞાનમાં જ તેઓને ઉછેરવામાં આવ્યા હોય છે; જેઓ વાસ્તવિક રીતે મહાન્ કાર્યો કરવાને સમર્થ હોય છે, એવાં ઘણાં સ્ત્રી-પુરૂષો ન્હાનાં કાર્યો કરતાં અને મધ્યમ જીવન વહન કરતાં દૃષ્ટિએ પડે છે; આનું કારણ એજ કે પોતાના આંતરિક ઉત્કૃષ્ટત્વને પ્રકાશમાં કેવી રીતે લાવવું તેનું તેઓને યથાર્થ જ્ઞાન હોતું નથી.

જે હદ પર્યંત માનવજાતિએ પહોંચવું જોઈએ તે હદે હજુ મનુષ્યો પહોંચ્યા નથી અને સર્વત્ર સર્વોત્તમ પ્રતિભાશક્તિ ધરાવ-

નારા મનુષ્યો મધ્યમ કોટિના મનુષ્યોને છાજે એવાં કૃત્યો કરતાં દૃષ્ટિગોચર થાય છે, તેનું એક મુખ્ય કારણ એ છે કે અદ્યાપિપર્યંત લોકોએ આત્મ-શક્તિનું અર્ધું માપ અથવા નિરૂપણ કર્યું નથી. વળી આપણી અંદર દિવ્ય શક્તિઓ ગૂઢ રહેલી છે અને આપણે ભવ્ય વિશ્વના અંશભૂત છીએ એવું આપણને યથાર્થ ભાન થયું નથી. આપણા મહાન્ જન્માધિકારનો આપણે પૂરતો વિચાર કર્યો નથી, ઉન્નતિના શિખરપર કેટલે ઉંચે આપણે આરૂઢ થવાનું છે અને આપણી જાતપર આપણે કેટલી હદ સુધી આધિપત્ય મેળવવાનું છે તે આપણને સ્પષ્ટતઃ બુદ્ધિગત થયું નથી. આપણે આપણા ભાગ્યને અંકુશમાં રાખી શકીએ છીએ અને આપણે જેવા થવા ઇચ્છીએ છીએ તેવી આપણી જાતને બનાવી શકીએ છીએ એ વાતનું આપણને વિસ્મરણ થયું છે. સુવિખ્યાત સ્ત્રીનવલકથાકાર **મેરી કોરેલી** એક સ્થળે કહે છે કેઃ—

"If we choose to be no more than clods of clay, then we shall be used as clods of clap for braver feet to triad on."

**ભાવાર્થઃ**—જો આપણે માટીના પિંડ કરતાં વિશેષ સારા થવાનું પસંદ કરતા નથી તો આપણા કરતાં ઉચ્ચતર કોટિના માણસો માટીના પિંડ તરીકે આપણો ઉપયોગ કરશે.

"હું અન્ય માણસો જેવો ભલો નથી, હું કંઇ પણ ઉજ્વળ કાર્ય કરવાને અશક્ત છું, હું તુચ્છ મગતરા સમાન છું" આવા પ્રકારના વિચારો સતત આગ્રહપૂર્વક કર્યા કરવાથી જીવનનું ધોરણ દિનપ્રતિદિન નિકૃષ્ટ બનતું જાય છે અને શક્તિઓ જડ અને નિરૂપયોગી બની જાય છે. એથી ઉલટું જે માણસ આત્માવલંબી છે,

જેનામાં આત્મશ્રદ્ધા છે, જે આશાવાદી છે, અને પોતે આરંભેલા કાર્યમાં વિજય મળશે જ એવા નિશ્ચયપૂર્વક જે દરેક કાર્ય કરવા તત્પર બને છે તે મનુષ્યની આકર્ષણશક્તિમાં વૃદ્ધિ થાય છે અને તેને બળે સુખ, સંપત્તિ, ઐશ્વર્ય તેના પ્રતિ ખેંચાઈને આવે છે. જે ભૂમિકા ભજવવાની આપણને ઇચ્છા છે તે ધારણ કરવામાં અને સર્વોત્તમ રીતે ભજવવામાં જ બધું સમાયેલું છે. મહાન્ કાર્યો કરવાનો તમને ઉચ્ચાભિલાષ હોય તો તમારે તમારા માટે મહાન્ કાર્યક્રમ રચવો જોઇએ અને તમારા અભિલાષના પ્રમાણમાં તમારે નિયોગ ધારણ કરવો જોઇએ.

જે મનુષ્યે સ્વશક્તિનું વાસ્તવિક નિરૂપણ કર્યું હોય છે, પોતાના કાર્યમાં વિજયી નીવડવાનો જેને દૃઢ વિશ્વાસ છે તેના વાતાવરણમાં અને બાહ્યાકૃતિમાં જ એવું કંઇક રહેલું છે કે જેને લઈને કાર્યારંભ થયા પૂર્વે જ તેને અર્ધો વિજય મળી જાય છે. જે મુશીબતો પોતાની જાતને તુચ્છ ગણનાર માણસોને તેઓના કાર્યોમાં પીડા ઉપજાવતી હોય છે તે મુશીબતો આવા પ્રકારના ઉચ્ચ મનોબળ ધરાવનાર મનુષ્યના માર્ગમાંથી સ્વતઃ પલાયન કરી જાય છે.

કોઇ વ્યક્તિ વિષે મનુષ્યોને બોલતાં આપણે એક વાર સાંભળીએ છીએ કે, “ તે દરેક કાર્યમાં વિજયી જ નિવડે છે; અથવા તે જે વસ્તુને સ્પર્શમાત્ર કરે છે તે કાંચન બની જાય છે. ” આ કોટિના મનુષ્યને પોતાના શ્રેષ્ઠ ચારિત્ર્યના બળથી અને પોતાના વિચારોની ઉત્પાદક શક્તિથી ગમે તેવા પ્રતિકૂળ સંજોગોમાં પણ વિજયી બનવાનું સુભાગ્ય પ્રાપ્ત થાય છે. શ્રદ્ધાથી જ શ્રદ્ધાનો ઉદ્‌ભવ થાય છે. જે મનુષ્યની બાહ્યાકૃતિ વિજયસૂચક છે તે સર્વત્ર નિશ્ચયબળની પ્રભા પ્રસારે છે અને પોતે જે કાર્ય કરવાનો યત્ન કરે છે તે કરવાનું

પોતાનામાં સામર્થ્ય છે એવા વિશ્વાસની અન્ય લોકોમાં પ્રેરણા કરે છે. અલ્પ સમય વ્યતીત થયા પછી તેને માત્ર પોતાના વિચારબળનું જ નહિ પરંતુ સર્વ પરિચિત માણસોના વિચારબળનું પ્રોત્સાહન મળે છે. વિજય પ્રાપ્ત કરવાની તેની શકિત વિષેની તેના આપ્તજનોની માન્યતા દૃઢીભૂત થતી જાય છે અને તેને પરિણામે પ્રત્યેક કાર્યમાં વિજય પ્રાપ્ત કરવામાં વધારે અને વધારે સુગમતા થતી જાય છે; અને તેના આત્મબળ, આત્મશ્રદ્ધા અને આત્મનિશ્ચય તેના વિજયના પ્રમાણમાં દિવસાનુદિવસ વૃદ્ધિંગત થાય છે. જેવી રીતે પ્રાચીન સમયમાં એક હિંદી સૈનિકના મનમાં વિચાર સ્ફુરતો કે "જે શત્રુઓ પર મેં જીત મેળવી છે તેઓની શકિતનો મારામાં પ્રવેશ થાય છે" તેવી જ રીતે વસ્તુતઃ યુદ્ધમાં, ઉદ્યોગમાં, વ્યાપારમાં, શોધખોળમાં, વિજ્ઞાનમાં, કળામાં અથવા ગમે તે ક્ષેત્રમાં મનુષ્યને જે કંઇ વિજય મળે છે તે વડે વિજેતાની પછીનાં કાર્યો કરવાની શકિતમાં વૃદ્ધિ થાય છે.

તમારે જે કાર્ય સાધવું હોય તેમાં એવા દૃઢ નિશ્ચયપૂર્વક ચિત્તને એકાગ્ર કરો અને તમારા નિશ્ચયમાં એવું બળ રેડો કે જેથી કરીને કાર્ય પુરેપુરૂં સાધી રહો નહિ ત્યાંસુધી કોઇ પણ તમને તમારા હેતુમાંથી ચલાયમાન કરી શકે નહિ. શ્રેષ્ઠતાની આ ખાત્રી થવાથી, શકિતનું ધારણ કરવાથી, આંતરિક બળમાં દૃઢ પ્રતીતિ થવાથી અને વિજયને અવિચ્છેદ્ય જન્માધિકાર તરીકે ગણવાની મનોવૃત્તિ ધારણ કરવાથી જે શકિતઓના સમૂહનો સંશય, ભય અને અશ્રદ્ધાથી ઉચ્છેદ થાય છે તે શકિતઓ જાગૃત અને સચેત થાય છે.

આત્મ-શ્રદ્ધા માનસિક સૈન્યનો નેપોલીયન છે. તેને લઇને અન્ય સર્વ શકિતઓમાં દ્વિગુણ અથવા ત્રિગુણ વધારો થાય છે. જ્યાંસુધી આત્મ-શ્રદ્ધારૂપી સેનાધિપતિ મોખરે ચાલતો નથી ત્યાંસુધી સઘળું

સૈન્ય રાહ જોઇને બેસી રહે છે. આત્મ–બળમાં શ્રદ્ધા નષ્ટ થયા પછી સરતમાં દોડનાર અશ્વ પણ વિજયી નીવડી શકતો નથી, તો મનુષ્યને માટે તો કહેવું જ શું? આત્મશ્રદ્ધામાંથી ઉદ્‌ભૂત થયેલી હિંમત એક પ્રકારનું પ્રોત્સાહન છે, જેના બળે અવશિષ્ટ રહેલ સત્વનું પ્રકટીકરણ થાય છે. અનેક મનુષ્યો સ્વકાર્યમાં નિષ્ફળ નીવડે છે તેનું કારણ એ છે કે તેઓ ગમે તે ભોગે વિજયવંત થવાના નિશ્ચયપૂર્વક અંગીકૃત કાર્યમાં પોતાના ચિત્તને લગાડતા નથી તેઓને પોતાની જાતમાં તે ઉચ્ચ પ્રકારની શ્રદ્ધા નથી હોતી, કે જે શ્રદ્ધા માર્ગમાં નડતી સઘળી મુસ્કેલીઓનો ધ્વંસ કરે છે.

સ્વીકૃત કાર્ય કરવાની તમારી શક્તિ વિષે જો તમને શંકા હોય, જો તમે એમ ધારતા હો કે તમારા કરતાં અન્ય લોકો તે કાર્ય કરવાને વિશેષ લાયકાત ધરાવે છે, તમારી જાતને પ્રકાશમાં લાવવાના અનેક પ્રસંગોનો લાભ લેવાનો જો તમને ભય હોય, જો તમારો સ્વભાવ બ્હીકણ હોય, જો તમારા શબ્દકોષમાં નકારનું પ્રાધાન્ય હોય, જો તમે ધારતા હો કે તમારામાં પ્રોત્સાહનનો અને શક્તિનો અભાવ છે, તો જ્યાંસુધી તમે તમારી મનોવૃત્તિ બદલશો નહિ અને સ્વ-શક્તિમાં મહાન્ શ્રદ્ધા રાખતા શીખશો નહિ ત્યાં સુધી તમે કોઇ પણ મહાન્ કાર્ય કરવામાં કદાપિ વિજયવંત નીવડશો નહિ એ વાતમાં કશો સંદેહ નથી. ભય, શંકા અને કાયરતાનો તમારા મનમાંથી સદંતર બહિષ્કાર થવો જોઇએ.

કોઇ પણ કાર્યનો આરંભ વિચારમાં જ થવો જોઇએ. જે કાર્ય આપણે કરવા ઇચ્છીએ છીએ તેનો દૃઢ વિચાર એ એક મહાન્ પ્રથમ પગથીયું છે. જે કાર્ય વિષે અચોક્કસ વિચારો બંધાયા હોય છે તેનું પરિણામ પણ તેવું જ આવે છે. જગતનાં મહાન્ કાર્યોની શરૂ-

આત આશા, ઇચ્છા અને વિચારોમાં જ થઇ છે. પ્રબળ ઇચ્છા હિંમતને ટકાવી રાખે છે, અને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય નહિ ત્યાં-સુધી આત્મભોગને વિશેષ સુગમ બનાવે છે. આપણને આપણાં જીવન-માંથી જે કંઇ ઉપલબ્ધ થાય છે તેનું માપ શ્રદ્ધાથી જ થઈ શકે છે. નિર્બળ શ્રદ્ધાવાન મનુષ્યને અતિ અલ્પ મળે છે અને પ્રબળ શ્રદ્ધા-વાનને એથી અધિક ગણું મળે છે. ઘણાખરા સ્વાશ્રયી મનુષ્યોનાં અદ્‌-ભુત કૃત્યોનું આપણે પૃથક્કરણ કરીએ તો આપણને પ્રતીત થશે કે તેઓનાં પ્રવૃત્તિમય જીવનના આરંભકાળમાં તેઓએ જે કાર્ય કરવાનું માથે લીધું હોય છે, તે સાધવાની તેઓની શકિત વિષે તેઓએ શ્રદ્ધાયુકત, અચળ અને મજબૂત માન્યતા અને વિચારોનું નિરંતર સેવન કર્યું હોય છે. તેઓની મનોવૃત્તિ તેઓનાં લક્ષ્યબિંદુ પ્રતિ એટલા બધા આગ્રહપૂર્વક વળેલી હોય છે કે જે શંકાયુક્ત અને ભયપ્રદ વિચારો પોતાની જાતવિષે નિકૃષ્ટ વિચારો કરનાર અને અતિ અલ્પની આશા રાખનાર માણસને અંતરાયભૂત થાય છે અને બ્હીવરાવે છે, તે તેઓના માર્ગમાંથી દૂર થયા હોય છે, અને જગતમાં સર્વ દિશામાં તેઓને માટે માર્ગ ખુલ્લો થયો હોય છે. જાણે કે તેઓના પર ભાગ્યદેવીનો મહાન્ અનુગ્રહ થયો હોય તેમ તેઓ કોઇ પણ ક્ષેત્રમાં અસાધારણ ફત્તેહ મેળવે છે. આ જોઇને આપણે તેઓના વિજયનું મૂળ કારણ શોધવા અનેક પ્રકારની રીતિઓ અજમાવીએ છીએ. ખરી હકીકત એ છે કે તેઓની અર્થસિદ્ધિ તેઓના ઉત્પાદક અને અભ્યાસિક વિચારોનું મધુર પરિણામ છે. બીજા શબ્દોમાં કહીએ તો તેઓની અર્થસિદ્ધિ એ બીજું કાંઈ નથી પરંતુ તેઓના સંજોગોમાં સ્પષ્ટ અને પ્રકટ થયેલી તેઓની ચિત્તવૃત્તિ જ છે. તેઓના નિર્માણ વિચારોમાંથી અને સ્વશક્તિમાં અવિરત શ્રદ્ધામાંથી તેઓએ અત્યારે

જે કંઇ પ્રાપ્ત કર્યું હોય છે તે સર્વ ઉપજાવી કાઢ્યું હોય છે. આરંભેલા કાર્યમાં સંપૂર્ણ સિદ્ધિ મળવાની છે એવું ખરા અંતઃકરણ-પૂર્વક આપણે માનવું જોઇએ. અલ્પ ઉત્સાહથી અથવા અપૂર્ણ મહત્વાકાંક્ષાથી કશું સાધી શકાતું નથી. આપણી શ્રદ્ધામાં અને આશાઓમાં, આપણા નિશ્ચયમાં અને પ્રયત્નમાં બલ અથવા સત્વ હોવું જોઇએ. જે વસ્તુ મેળવવાને આપણે ઉત્સુક હોઇએ તેની ઇચ્છાને હૃદયમાં અગ્રસ્થાન મળવું જોઇએ, એટલુંજ નહિ પરંતુ ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાના આપણા પ્રયાસમાં દૃઢતા અને એકાગ્રતા હોવાં જોઇએ. જેવી રીતે અગ્નિની ઉષ્ણતા ઉગ્ર હોય તો જ લોહને વાળવા જેવું અથવા ઘડવા જેવું બનાવી શકાય છે, જેમ વિજળીક વેગ અત્યંત તિવ્ર હોય તો જ હીરા જેવા કઠણ પદાર્થનું વિલયન કરી શકાય છે, તેવી જં રીતે એકીકૃત અને અજય્ય હેતુથી ગમે તેવું દુષ્કર કાર્ય સિદ્ધ થઈ શકે છે. મંદ ઉત્સાહયુક્ત ઇચ્છાથી કોઈએ કદિપણ કશું સાધ્યું હોય તેવું આપણા અનુભવમાં નથી. અનેક લોકો જીવનમાં અત્યંત અલ્પ પ્રગતિ કરી શકે છે તેનું કારણ એ છે કે તેઓના પ્રયત્નો મંદ અને બલહીન હોય છે, તેઓનો નિશ્ચય નિઃસત્વ અને તેઓની મહત્વાકાંક્ષા પ્રોત્સાહન રહિત હોય છે.

જ્યારે કોઈ માણુસ સ્વશક્તિમાં શ્રદ્ધા રાખવાનું ત્યજી દે છે ત્યારે તેણે ગુમાવેલી આત્મ–શ્રદ્ધાને પુનઃ સચેતન કરવાના અને દૈવની ગહન સત્તાથી સર્વ કાર્યો નિર્ણિત થાય છે એ વિચારને તેના મસ્તિષ્કમાંથી દૂર કરવાના પ્રયત્ન સિવાય તેને માટે કંઇપણ વિશેષ કરવાનું રહેતું નથી. "હું પોતે દૈવ કરતાં બલવત્તર છું અને કોઇ પણ બાહ્ય શકિત કરતાં મારી આંતર શકિત વિશેષ બલવતી છે." એમ તમારા સમજવામાં આવે નહિ ત્યાં સુધી તમે તેને માટે કંઈ પણ

કરવા અશક્ત છો. આપણામાંના ઘણાખરા લોકોનાં જીવન અત્યંત પરિમિત અને સંકુચિત હોય છે, તેનું એક કારણ એ છે કે આપણને આપણી જાતમાં તેમજ કાર્ય સાધવાની આપણી શક્તિમાં લેશપણ વિશ્વાસ હોતો નથી. કોઇપણ સાહસ કરતાં આપણે ડરીએ છીએ, અને અતિશય સાવધાન રહેવાની ટેવને લીધે હમેશાં પશ્ચાત રહીએ છીએ. આપણા વિચારના ઉચ્ચત્વ અને નિર્બંધના પ્રમાણમાં આપણે થઈએ છીએ. અધોદૃષ્ટિ રાખવાથી આપણે અધોગામી થઇએ છીએ. આપણે ઉર્ધ્વદૃષ્ટિ રાખવી જોઇએ; અને તો જ ઉત્તમ કોટિના આત્માઓથી નિવાસિત ઉચ્ચ શિખરે આપણે પહોંચી શકીએ.

આત્મશ્રદ્ધાનું આટલું પ્રતિપાદન કરવા પહેલાં એક વાતપર લક્ષ ખેંચવું જોઇએ કે આત્મશ્રદ્ધા એ આત્માભિમાન અથવા મમતા નથી. આત્મશ્રદ્ધા એક પ્રકારનું જ્ઞાન છે, અને હાથમાં લીધેલા કાર્યની સિદ્ધિને અર્થે આવશ્યકશક્તિ હોવાના અભિજ્ઞાનમાંથી તેનો આવિર્ભાવ થાય છે. અવિચળ આત્મશ્રદ્ધા મનુષ્યને દુર્ધર બળથી ઉન્નતિ ક્રમમાં આગળ વધવામાં સાહાય્ય કરે છે. શંકાશીલ મનુષ્યોમાં આ પ્રકારનું બળ હોતું નથી; તેઓ કદિ કાર્યનો આરંભ કરે છે તો તે અનિશ્ચય અથવા સાંદિગ્ધ્યથીજ કરે છે; અને **संशयात्मा विनश्यति** એ કથનાનુસાર નિશ્ચિત બળ વગરનું કાર્ય નિષ્ફળતામાં જ પરિણમે છે.

જે માણસ ધારે છે કે "કદાચ હું અમુક કાર્ય કરી શકીશ," "હું અમુક કાર્ય કરવાનો યત્ન કરીશ," અને જે માણસ જાણે છે કે "હું તે કાર્ય કરી શકીશ," "હું તે કરવાને કર્તવ્યથી બંધાયલો છું," તેમજ જેને લાગે છે કે ગમે તેવા પ્રતિકૂળ પ્રસંગને પહોંચી વળે એવું પ્રગતિકારક અપ્રતિહત સામર્થ્ય મારામાં રહેલું છે, એ બન્ને માણસોમાં મહાન ભેદ છે. નિશ્ચતતા અને સંદિગ્ધતા

વચ્ચે, "હું અમુક કાર્ય કરવાનો વિચાર કરૂં છું" અને "હું અમુક કાર્ય કરી શકીશ," એની વચ્ચે, "હું અમુક કાર્ય કરવાનો યત્ન કરીશ" અને "હું તે કરીશ જ" એની વચ્ચે જે ભેદ રહેલો છે તેનાથી સામર્થ્ય અને દૌર્બલ્ય, શ્રેષ્ઠતા અને મધ્યમતા, ઉત્કૃષ્ટતા અને સામાન્યતા વચ્ચે રહેલા ભેદનું માપન થાય છે. જે મનુષ્યને કંઇપણ કાર્ય કરી બતાવવાની ઇચ્છા છે તે બહાર પડવાની મહાન શક્તિઓથી સંપન્ન હોવો જોઇએ. અંગીકાર કરેલા કાર્યમાં પોતામાં રહેલું સર્વસ્વ તેણે રોકવું જોઇએ, જેથી કરીને તે પ્રત્યેક અંતરાયની સામે ટક્કર ઝીલી શકે. સંદિગ્ધ અને અદૃઢ ચિત્તથી મનુષ્ય કોઇપણ કાર્ય કરી શકે એ અસંભવિત છે. અન્ય લોકોને અસંભવિત અથવા કઠિન જણાતું કાર્ય સાધવા પોતે સમર્થ છે એવી દૃઢતાપૂર્વક માન્યતાથી જ સિદ્ધ થાય છે કે તેની અંદર એવું કંઇક રહેલું છે કે જે વડે તે આરંભેલા કાર્યમાં સાફલ્ય મેળવવા સમર્થ બને છે.

શ્રદ્ધાવડે મનુષ્યો અનંતશક્તિની સાથે સંયુક્ત થાય છે અને અનંતશક્તિની સાથે એક થઈ કાર્યમાં જોડાવાથી મહાન, અસાધ્ય અથવા દુઃસાધ્ય કાર્યો સુસાધ્ય બને છે. જ્યારે અત્યંત નિડરપણાને લઇને મનુષ્યને સઘળો સમય પરમસત્તાનો સર્વત્ર સાક્ષાત્કાર થયા કરે છે, ત્યારે જ તે પોતાની શક્તિઓનો બહિર્ભાવ કરવાની પરિસ્થિતિમાં મુકાય છે. આત્મશ્રદ્ધાથી મનુષ્યની શક્તિમાં જેટલી વૃદ્ધિ થાય છે તેટલી અન્ય કશી વસ્તુથી થતી નથી. આત્મશ્રદ્ધાની સાહાય્યથી સામાન્ય બુદ્ધિથી સમન્વિત મનુષ્ય વિજયી નીવડે છે, જ્યારે આત્મશ્રદ્ધા વગર રાક્ષસી બુદ્ધિસંપન્ન મનુષ્યના પ્રયત્નો પણ સફળ થતા નથી. શ્રદ્ધા ઉચ્ચગિરિશૃંગોપર વિચરે છે અને તેથી જ તેની દૃષ્ટિ હમેશાં ઉર્ધ્વ હોય છે. તેની પાછળ ચાલનારને જે વસ્તુ દર્શનાતીત હોય છે તે તેને દૃગ્ગોચર હોય છે.

પ્રબળ આત્મશ્રદ્ધાએજ કોલમ્બસને સ્પેનની શિષ્ટસભાના આરોપો અને ઉપહાસયુક્ત વચનો સહન કરવાને અને અપ્રસિદ્ધ સમુદ્રની સપાટિ ઉપર સંચરતા એક ન્હાનકડા વ્હાણુમાંના તેના નાવિકોના સંક્ષોભની સામે ટકી રહેવાને સશકત કર્યો હતો. હુડસન પર્યંત પ્રથમ પર્યટન કરવાના ફુલ્ટનના યત્નમાં ધૈર્ય અને નિશ્ચય સિંચનાર આ આત્મશ્રદ્ધા જ હતી. જો કે અન્ય નગરજનો તેની વિરુદ્ધ હતા અને તેનો ઉપહાસ કરવા એકત્રિત થયા હતા તો પણ અંગીકૃત કાર્ય પોતે કરી શકશે એવી તેની મજબૂત માન્યતા હતી અને તેના બળે નાગરિકોને સ્વપ્નમાં પણ ખ્યાલ નહિ હોય એવો અપૂર્વ વિજય પ્રાપ્ત કરવા તે સદ્ભાગી થયો હતો.

અચળ આત્મશ્રદ્ધાએ કરેલા ચમત્કારો જુઓ અને વિચાર કરો. નેલ્સન આદિ અનેક મહાપુરૂષોના વિજયમાં આત્મશ્રદ્ધા જ કારણભૂત હતી. આત્મશ્રદ્ધાએ શોધખોળ અને કળાકૌશલ્યના ક્ષેત્રમાં બળવર્ધક ઔષધો સમાન કાર્ય બજાવ્યું છે. યુદ્ધમાં અને વિજ્ઞાનમાં જે કાર્યો સંશયાત્માઓથી અસંભવિત મનાતા હતા તે કાર્યો આત્મશ્રદ્ધાએ સંભવિત બનાવ્યા છે, જે કટાકટીના પ્રસંગોથી અને દુર્ઘટ ઘટનાઓથી મહાન શોધકો હતાશ થઈ ગયા હતા, તેમાંથી પસાર થવાની શક્તિનો સંચાર કરનાર આત્મશ્રદ્ધા છે. પરાક્રમ ભરેલાં કાર્યો સિદ્ધ થાય નહિ ત્યાંસુધી અસંખ્ય વીરપુરૂષોને પોતાનાં કાર્યોને વળગી રહેવાનું સામર્થ્ય આપનાર આત્મશ્રદ્ધા છે. આપણા પોતાની અંદર નિકૃષ્ટતાનું રોપણ કરવાથીજ આપણે અપકર્ષના ખાડામાં પડીએ છીએ. આપણામાં રહેલી દિવ્યતા આપણા સમજવામાં આવે અને આપણે ઉર્ધ્વદૃષ્ટિથી જ વિચાર કરીએ તો ઉન્નતિના શિખરપર અલ્પ સમયમાં પહોંચી શકીએ.

પોતાનું મૂલ્ય ઓછું આંકવાની ટેવને લઇને અનેક ઉત્ક્રાન્તિ ક્રમમાં જેટલા પશ્ચાત રહે છે તેટલા અન્ય કશી વસ્તુથી રહેતા નથી. તેઓ પોતાના સંકુચિત વિચારોને અને પોતાની અયોગ્યતા સંબંધી મૂર્ખતા ભરેલી માન્યતાઓને બીજી કોઇ પણ વસ્તુ કરતાં વધારે આધીન બની ગયા હોય છે. જ્યારે મનુષ્ય ધારે છે કે અમુક કાર્ય કરવા પોતે અસમર્થ છે ત્યારે તે કાર્ય કરવામાં તેને સહાય્ય કરે એવી વિશ્વમાં કોઇ શક્તિ નથી. સર્વ વિષયમાં આત્મશ્રદ્ધા જ અગ્રસ્થાને હોવી જોઇએ. તમારા માટે તમે જે સીમા નક્કી કરો છો તેની બહાર જવા તમે અશક્ત છો. ઉત્તમ વસ્તુઓ માટેની પોતાની ઇચ્છાઓ અને મહત્વાકાંક્ષાઓનો કંઇક અંતિમ ઉદ્દેશ છે. પોતે મહાન છે એમ ખરેખરી રીતે માનવાની વાત મનુષ્યોને અત્યંત મુસ્કેલી ભરેલી લાગે છે; પરંતુ વસ્તુતઃ આપણામાં ઉચ્ચ આશાઓ ઉદ્દ્ભવે છે તે એજ સૂચવે છે કે તેને સિદ્ધ કરવાની આપણામાં શક્તિ રહેલી છે. આપણી આશાઓ આપણી આંતરિક દિવ્યતાના પ્રોત્સાહન રૂપે છે, ઉચ્ચતર પ્રદેશમાં જવાના આવાહનરૂપે છે.

જ્યાં સુધી મનુષ્યમાં આત્મશ્રદ્ધાનો ઉદ્દ્ભવ થતો નથી, જ્યાં સુધી તેને પોતાની અંદર રહેલા ઉચ્ચ અંશોનું યથાર્થ ભાન થતું નથી; અને જ્યાં સુધી તેને સમજાતું નથી કે તેના ઉચ્ચાભિલાષો તેના આદર્શને પ્રત્યક્ષ અનુભવવાની તેની શક્તિના સૂચક છે ત્યાં સુધી કોઇ પણ મનુષ્ય જગતમાં આગળ વધી શકતો નથી અથવા મહાન શક્તિઓનો આવિર્ભાવ કરી શકાતો નથી. જીંદગીમાં જે જે વસ્તુઓની તમને સંપ્રાપ્તિ થાય છે તે સર્વનું કારણ તમારા પોતામાં રહેલું છે. તેની ઉત્પત્તિ ત્યાંથીજ થાય છે. જે વસ્તુ મેળવવા તમે ઇચ્છો છો અને પ્રયાસ કરો છો તે તમને મળે છે, કેમકે તે તમારા

વિચારોમાંથી ઉત્પન્ન થાય છે અને તમારી અંદર એવું કંઇક રહેલું છે જે તેને તમારા પ્રતિ ખેંચી લાવે છે. જે તમારૂં પોતાનું હોય છે તે જ તમને મળે છે. તેજ તમારી શોધમાં હોય છે, જ્યારે જ્યારે તમે કોઇ પણ માણસને કોઇ પણ ક્ષેત્રમાં અસાધારણ વિજય મેળવતો જુઓ ત્યારે યાદ રાખો કે તેણે સતત તે સ્થિતિને જ વિચાર સૃષ્ટિમાં રચી હોય છે અને તેની મનોવૃત્તિ અને શક્તિમાંથી તેની ઉત્પત્તિ થઇ હોય છે. તેનો વિજય તેની અચળ આત્મશ્રદ્ધાનું, તેનાં આંતર નિરૂપણનું અને તેની શક્તિઓ અને શકયતાની યથાર્થ ગણનાનું પરિણામ છે. જગતમાં મહાન કાર્ય કરનાર લોકો હમેશાં જબરા આત્મશ્રદ્ધાવાન હોય છે.

કોઇ પણ મનુષ્યને સદ્બોધામૃતનું પાન કરાવવું હોય તો આ શબ્દો જ કહો કે "તમારા સર્વ બળથી આત્મશ્રદ્ધાવાન બનો. તમારૂં ભાગ્ય તમારી અંદર રહેલું છે. તમારી અંદર એક શક્તિ એવી છે કે જો તેને સચેતન કરવામાં આવે, જાગૃત કરવામાં આવે, યત્નથી કેળવવામાં આવે તો તેનાથી તમે એક ઉદારચરિત પુરૂષ થશો, એટલુંજ નહિ પરંતુ પ્રત્યેક ક્ષેત્રમાં વિજયી અને સુખભાગી થશો. પ્રત્યેક શાસ્ત્રમાં આત્મશ્રદ્ધાની અલૌકિક અને ચમત્કારિક શક્તિનું અવધારણ થયેલું આપણને સર્વદા માલૂમ પડે છે. અમુક વ્યક્તિમાં આત્મશ્રદ્ધા છે એ વાત એમ સૂચવે છે કે તેની આંતરિક શક્તિઓનું તેને ભાન રહેલું છે. જેનાથી માર્ગમાં આવતાં અંતરાયભૂત વિઘ્નો અને મુશ્કેલીઓનો તે ક્ષય કરી શકે છે, અથવા વિઘ્નો દૂર કરવાની તેની શક્તિની સરખામણીમાં તે મુશ્કેલીઓ અતિ તુચ્છ ભાસે છે. આત્મશ્રદ્ધા આપણને આત્માની નિર્મર્યાદ શકયતાઓ જોવાનું સામર્થ્ય આપે છે અને આપણામાં એવી અજય્ય શક્તિઓ

પ્રકટ કરે છે કે આપણે પ્રગતિમાન થવાને ઉત્તેજીત થઇએ છીએ, એટલુંજ નહિ પણ વૃદ્ધિંગત થયેલી શક્તિઓનું આપણને અભિજ્ઞાન થાય છે; કારણ કે આપણે સર્વ શક્તિઓના સમુચ્ચયના નિકટ સંબંધમાં આવીએ છીએ અને સર્વ વસ્તુઓનો મહાન પ્રભાવ દૃષ્ટિગમ્ય થાય છે.

શ્રદ્ધા એ આપણામાં રહેલી એક એવી વસ્તુ છે કે જે સઘળું જાણે છે. તે જાણે છે કારણ કે આપણી પાશવ પ્રકૃતિને જે અગોચર છે તે સઘળું તેને દૃગ્ગોચર હોય છે. આત્મવિશ્વાસ આપણી અંદર રહેલ અનાગતદર્શી છે, અને આપણને પ્રોત્સાહન તથા ઉત્તેજન આપવાને માર્ગદર્શક દિવ્ય દૂત છે, જીવનપથમાં આગળ ચાલવાનું ત્યજી દેતા અને હતાશ થતા અટકાવવાને તે આપણને આપણી શક્યતાઓનું સ્પષ્ટ અને સત્ય ભાન કરાવે છે. આપણી શ્રદ્ધા સઘળું જાણે છે, કારણ કે જે આપણને અગોચર અને અગમ્ય છે તે તેને ગોચર અને ગમ્ય છે. આપણા શંકાયુક્ત અને ભયયુક્ત વિચારો આપણી જે શક્તિઓ અને સાધનોને પડદામાં રાખે છે તે શ્રદ્ધા નિહાળી શકે છે. જ્યાં શ્રદ્ધા હોય ત્યાં શંકા કે ભય સંભવે જ નહિ. વિટંબના-માંથી બહાર નીકળવાનો માર્ગ શ્રદ્ધા જોઇ શકે છે. આપણા ઉદાત્ત, દિવ્ય અને મનોહર જીવનરાજ્યમાં શ્રદ્ધા અવગાહન કરી શકે છે. જેનામાં શ્રદ્ધા છે તેને સઘળું સુલભ છે, કારણ કે કાર્યસિદ્ધિ રૂપી શક્તિને શ્રદ્ધા સારી રીતે ઓળખે છે.

જો પરમાત્મામાં અને આપણા પોતાનામાં અડગ શ્રદ્ધા હોય છે તો આપણે મુશ્કેલીઓના સર્વ પર્વતોનું ઉલ્લંઘન કરી શકીએ છીએ, અને આપણા જીવનના લક્ષ્યસ્થાને અલ્પ સમયમાં સંપૂર્ણ કૃત્તેહ-મંદીથી પહોંચી શકીએ છીએ. શ્રદ્ધાથી સર્વ પ્રકારના અનર્થો,

આવરણો અને ઉપાધિઓનું દૂરીકરણ થઇ શકે છે. એક સમય એવો આવશે કે જ્યારે પ્રત્યેક મનુષ્યમાં નિઃસીમ શ્રદ્ધા પ્રવર્તશે અને જગતની પ્રત્યેક વ્યક્તિ વિજયશ્રીથી શોભિત પરમ સુખમય જીવન વહન કરશે, અને જગતમાંથી દારિદ્રયનો, નિષ્ફલતાનો અને જીવનની વિષમતાઓનો વિલય થશે.

જે મનુષ્યો પોતાનાં લક્ષ્યસ્થાન તરફ હમેશાં દૃષ્ટિ રાખે છે અને ત્યાં પહોંચવાની પોતાની શક્તિમાં જેઓની શ્રદ્ધા વધારે અને વધારે દૃઢીભૂત થતી જાય છે તેઓ જ સ્વીકૃત કાર્યો સિદ્ધ કરવા સમર્થ બની શકે છે. વિજયના અથવા કાર્યસિદ્ધિના ધોરણને વળગી રહેવામાં અને અંગીકૃત કાર્ય સાધવાની પોતાની શક્તિમાં શ્રદ્ધાને સંપૂર્ણ રીતે ટકાવી રાખવામાં જ સર્વસ્વ રહેલું છે. હજારો માણસો પોતાનાં કાર્યોમાં નિષ્ફલ થાય છે, કેમકે નિષ્ફલતા પ્રાપ્ત થશે એવા વિચારથી નિરાશ થઇ કાર્ય અધવચથી તજી દે છે. તેઓ એવા નિશ્ચયપર આવે છે કે ભાગ્ય વિરૂદ્ધ હોવાથી વિશેષ યત્ન નિરૂપયોગી છે.

તમને અનુભવ હશે કે જ્યારે કોઇ પણ માણસ પોતાની મિલ્કત ગુમાવે છે અથવા વેપારમાં તેને મોટી ખોટ જાય છે ત્યારે પણ જો તે હિંમત અને નિશ્ચયને ગુમાવતો નથી તો ઘણી જ ત્વરાથી પુનઃ પોતાના પગ ઉપર ઉભો રહી શકે છે. વસ્તુતઃ હકીકત એ છે કે જે મનુષ્ય હિંમતવાન નથી હોતો તેનું ભાગ્ય અત્યંત ઉગ્ર હોતું નથી. એવો એક નિયમ છે કે હિંમતના નાશની સાથે ઉચ્ચગામી થવાના ગુણોનો સદંતર નાશ થાય છે. મૃત્યુવશ થયેલી અથવા નિર્બળ માછલી પ્રવાહની સાથે તરે છે; પરંતુ પ્રબળ પ્રવાહની સામે તો ચપલ અને ચાલાક માછલી જ તરી શકે છે. નિષ્ફલતાના કારણોનું જો આપણે પૃથક્કરણ કરીએ તો આપણને જણાશે

કે માલમિલ્કતના નુકશાન કરતાં આત્મ-શ્રદ્ધાનાં નુકશાનથી મનુષ્યો મોટા પ્રમાણમાં નિષ્ફલતા પ્રાપ્ત કરે છે. ચારિત્ર્યને એક બાજુએ રાખીને કહીએ કે આત્મ-શ્રદ્ધાનાં નુકશાન સમાન અન્ય કોઇ નુકશાન નથી તો તે અયથાર્થ નથી; કેમકે આત્મ-શ્રદ્ધારૂપી પાયો જર્જરિત અને નષ્ટ થાય છે તો તેના ઉપર કશી ઇમારત બાંધી શકાતી નથી. પૃષ્ટવંશ વગર સીધા ઉભા રહેવાનું મનુષ્યને માટે અશક્ય છે. જ્યાં સુધી મનુષ્યમાં અવિચળ ધૈર્ય અને નિશ્ચય છે ત્યાં સુધી કોઇ પણ વસ્તુ તેને અધોગત કરવા સમર્થ નથી. નિશ્ચયબલવાળા મનુષ્યને કારાગૃહમાં કેદ કરવામાં આવે તોપણ બર્નીયનની માફક "પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ" જેવું અપ્રતિમ પુસ્તક રચી શકશે. કદાચ આ પ્રકારના મનુષ્યને દૃષ્ટિથી રહિત કરવામાં આવે તો પણ આંગ્લ કવિ મિલ્ટનની માફક 'પેરેડાઇઝ લૉસ્ટ' અને 'પેરેડાઇઝ રિગેઇન્ડ' જેવાં ઉચ્ચ કોટિનાં કાવ્યો જનસમાજ પાસે રજુ કરશે. જેવી રીતે વરાળને એક શીશીમાં ભરી રાખવાનું કાર્ય અસંભવિત છે તેવી રીતે શક્તિઓને કારાગૃહમાં પુરી રાખવાનું-દબાવી રાખવાનું કાર્ય અશક્ય છે. આત્મ-શ્રદ્ધા મનુષ્યોને દેવ સમાન બનાવે છે; જેઓની ઇચ્છાઓને સૌ કોઇ સ્વભાવતઃ આધિન થાય છે.

આ જીવનનાટયમાં જે ભૂમિકા ભજવવાની તમને ઇચ્છા હોય તે ધારણ કરવામાં જ સર્વસ્વ રહેલું છે. તમારે વિજયી મનુષ્યની ભૂમિકા ભજવવી હોય તો તમારે એક વિજયી પુરૂષની માનસિક વૃત્તિ, બાહ્યાકૃતિ આદિ ધારણ કરવાં જોઇએ.

જે રીતિથી એક વિજયી પુરૂષ પોતાનું જીવન વહન કરે છે તે પરથી તીક્ષ્ણ અવલોકન કરનાર માણસ તેને ત્વરાથી ઓળખી શકે છે. જો તે નેતા હોય છે તો તેનું નેતૃત્વ તેના પ્રત્યેક પદમાં

અને પ્રત્યેક હિલચાલમાં દષ્ટિગોચર થાય છે, તેના વર્તનમાં સર્વત્ર નિશ્ચયબળ દ્રષ્ટિગત થાય છે. જાણે કે તેણે પોતાની જાતપર આધિપત્ય મેળવ્યું હોય, જાણે કે કાર્યો સાધવાની તેની શક્તિમાં તેને અવિચલ શ્રદ્ધા હોય તેમ તેની ગતિપરથી વ્યક્ત થાય છે. આત્મ-શ્રદ્ધાથી ઓતપ્રોત થયેલો તેનો બાહ્ય દેખાવ જ તેણે મેળવેલા વિજયનો સૂચક છે. એથી ઉલ્ટું, દરેક કાર્યમાં નિષ્ફલ થતા માણસને ચુંટી કાઢવાનું કાર્ય સ્હેલું છે. તેની ગતિમાં કોઇ જાતનો નિશ્ચય હોતો નથી, તેનામાં આત્મ-શ્રદ્ધાનો અભાવ છે એમ તેની ગતિપરથી સૂચન થાય છે. તે અસમર્થ છે એમ જ તેનાં પોશાક અને વર્તન પરથી સ્પષ્ટ પ્રતીતિ થાય છે. તેનું દૌર્બલ્ય તેની પ્રત્યેક હિલચાલમાં પ્રસરી રહેલું જણાય છે. વિજયી મનુષ્યનાં બંધારણમાં કશું સંદિગ્ધ હોતું જ નથી. તેનામાં સર્વત્ર નિશ્ચય જ જોવામાં આવે છે, તેને કોઇ પણ પ્રોત્સાહનની અપેક્ષા હોતી નથી. તે એકલો પોતાના પગપર ઉભો રહેવા શક્તિવાન છે. તે આપણા તરફ દૃષ્ટિ ફેરવે છે તેજ ક્ષણે વિજયશ્રીથી શોભિત થયેલો જણાય છે. કહેવા કરતાં કરી બતાવવું તેને વધારે પસંદ હોય છે, તેનાં મૌનમાં અદ્‌ભુત બળ રહેલું છે, અને આપણને પ્રતીત થાય છે કે તે જે કંઈ બોલે છે અથવા કરે છે તેની પાછળ એક પ્રકારની મહાન શક્તિ રહેલી છે. આથી ઉલ્ટું જે માણસ કંઇપણ કાર્ય કદાપિ સાધી શકતો નથી અને જેનામાં શ્રદ્ધાનો કેવળ અભાવ છે એવા માણસમાં કશું સામર્થ્ય હોતું નથી, તેમજ તે અન્ય લોકોપર બલવાન છાપ પાડી શકતો નથી.

સર્વ શક્તિઓને એકત્ર કરી વિશેષ બળવાન બનાવવાની અદ્‌ભુત શક્તિ આત્મ-શ્રદ્ધામાં રહેલી છે. કોઇ માણસ ગમે તેટલો પ્રતિભાસંપન્ન હોય તો પણ જો તેનામાં આત્મ-શ્રદ્ધાનો અભાવ

હોય છે તો તે તેની પ્રતિભાનો સારામાં સારો ઉપયોગ કદિ કરી શકતો નથી; કેમકે તે શક્તિ અને કાર્યનું ઐક્ય સાધી શકતો નથી, જે ઐક્યની વિજય પ્રાપ્ત કરવામાં અનિવાર્ય અગત્ય છે. જીવનમાં ફત્તેહમંદ થવા માટે શકિતની જેટલી જરૂર છે તેટલીજ આત્મ-શ્રદ્ધાની છે. જો તમારામાં આત્મ-શ્રદ્ધાનો અભાવ હોય તો તેની પ્રાપ્તિનો સૌથી સહેલો અને સરસ ઉપાય એ છે કે તે તમારામાં છે એમ તમારે ખાતરીપૂર્વક માનવું. આત્મ-શ્રદ્ધાથી ભરેલા બાહ્ય દેખાવ સહિત રહેવાનો આરંભ કરો. આમ કરવાથી તમે સ્વશકિતમાં શ્રદ્ધાવાન બનશો, એટલુંજ નહિ પરંતુ તમારી શકિતમાં શ્રદ્ધા રાખવાની તમે અન્ય લોકોને પ્રેરણા કરશો.

જ્યારે ગ્રાહકો આવતા નથી અને એક પણ વસ્તુનું વેચાણ થતું નથી, જ્યારે નોકરો કામકાજ વગર નવરા હોય છે, જ્યારે દુકાનભાડું, નોકરના પગારો વગેરે ખર્ચ ચઢતા જાય છે ત્યારે એક વેપારીના સ્વભાવની અને શકિતની ખરેખરી કસોટી થાય છે; તે કયી કોટિનો મનુષ્ય છે અને તેનામાં કેટલું સત્વ છે એ આપણે ત્યારે જ જોઈ શકીએ છીએ. જો તે નજીવી બાબતથી ચ્હીડાય છે, જો તે દરેક માણસને અને દરેક વસ્તુને દોષપાત્ર ગણે છે અને જો તે તેના દરેક કાર્ય અને શબ્દથી એમ સૂચવે છે કે આવા કઠિન સમયને માટે તેના નોકરોજ ઉપાલભ્ય છે તો એમ જાણવું કે તે હજુ જીંદગીના આત્મ-સંયમ આદિ ઉત્તમ પાઠો શીખ્યો નથી. જ્યારે ધંધો રોજગાર પૂર જોસમાં ચાલતો હોય છે અને પ્રત્યેક વસ્તુ અનુકૂળ હોય છે ત્યારે આનંદી અને ખુશનુમા રહેવું સ્હેલું છે; પરંતુ જ્યારે રોજગાર મંદ ચાલતો હોય છે, જ્યારે જમા બાજુ કરતાં ઉધાર બાજુ વધતી જતી હોય છે, જ્યારે દુઃખદ મુશીબતો એક પછી એક

આવ્યા કરતી હોય છે ત્યારે આનંદી અને પ્રફુલ્લવદન થવામાં ધૈર્ય અને હિંમતની મહાન્ અપેક્ષા છે. મુશીબતો દૂર કરવાને સતત પ્રયાસ કરવામાં આવતા હોય છતાં પણ જ્યારે વેપારમાં દરેક વસ્તુ પ્રતિકૂળ સ્વરૂપ ધારણ કરે છે, વેપારમાં જે પ્રતિષ્ઠા જમાવતાં અનેક વર્ષો વ્યતીત થયા હોય છે તે પ્રતિષ્ઠા તમને ત્યજી દેતી હોય છે ત્યારે જગતની વસ્તુઓને તત્વદૃષ્ટિએ નિરખનાર માણસને માટે પણ પોતાના કુટુંબીઓની સાથે પ્રસન્નવદન અને અનુકૂળ રહી વર્તવાનું અત્યંત કઠિનતાભર્યું છે; પરંતુ આવા વિકટ સમયમાં જ ખરેખરા વેપારનિપુણ માણસે સંપૂર્ણ શાંતિ રાખવી જોઇએ. ઉલ્લાસિત આકૃતિ, આશાવંત અને શ્રદ્ધાજનક દેખાવ અને અડગ નિશ્ચય ધારણ કરવાથી ગમે તેવા પ્રતિકૂળ સંયોગમાંથી બહાર નીકળવું સુગમ છે; અને ચિંતા, શંકા અથવા ઔદાસીન્યના સ્હેજ આવિર્ભાવ માત્રથી પાયમાલી અને નિપાતન નિષ્પન્ન થાય છે. સેવકો પોતાના સેવ્યમાં શંકા, ચિંતા અથવા ભયાદિ લાગણીઓનો આવિર્ભાવ તત્પરતાથી શોધી શકે છે. જો સેવ્ય હતાશ અને ઉત્સાહરહીત બને છે તો સેવકોમાં પણ નિરાશા અને નિરૂત્સાહ પ્રસરી રહે છે. ગ્રાહકોપર પણ તે દુકાનના ઉદાસીન વાતાવરણની અસર થશે અને તેથી તેઓ અન્યત્ર જવા લલચાશે. વેપારની મંદતા અને મુશ્કેલીના સમયમાં અનેક વેપારીઓનો અધઃપાત થયેલો જોવામાં આવે છે, કેમકે પોતાની જાતપર અંકુશ કેમ રાખવો અને પોતાના ધંધાની સ્થિતિના સંબંધમાં શંકા અને ભય કેમ છુપાવવાં તેનું વેપારીઓને જ્ઞાન હોતું નથી. નિરાશા અને નિરૂત્સાહ મહત્વાકાંક્ષાના મહાન ઉચ્છેદકો છે. નિરાશા અને નિરૂત્સાહનું એક ચેપી રોગની માફક જડમૂળથી ઉન્મૂલન થવું જોઇએ. પોતાનો ધંધો ઘણો ખરાબ ચાલે છે એવી નિરંતર

વાતો કરનાર માણુસ કદિ વિજયી નિવડ્યો હોય તેવું આપણા જાણુવામાં નથી. કોઇપણ વસ્તુની કાળી બાજુનો કદિ પણ વિચાર ન કરો. નરમ બજાર અથવા વિકટ સમયની વાતો કરવાનું બંધ કરો. ઉર્ધ્વગામી થવાની જ વાતો કરો. ઘણા મનુષ્યો દોષદર્શી હોય છે, અને વારંવાર અસંતોષના ઉદ્ગારો ઉચ્ચારે છે. આવા માણુસોની દૃષ્ટિએ ગમે તેવો સારો વખત પણ કઠિન જ ભાસે છે. કેટલાક મનુષ્યો નિરાશાવાદી બન્યા હોય છે, જેને પરિણામે તેઓ કોઇ પણ વસ્તુમાં પ્રકાશ કે વિજય જોઇ શકતા નથી. આવા લોકો સંપત્તિવાન થવાની આશા રાખતા હોય તો તે નિરર્થક છે. વિજય એ એક કોમલ લતા છે, જેને ઉત્તેજનરૂપી પ્રકાશનાં પોષણની પુરેપુરી જરૂર છે.

જે અનર્થકારક ઉપાધિઓથી તમે પરિવૃત થયા હો તે સર્વને પહોંચી વળવા તમે સબળ છો એમ માનો, તમારા સંયોગોપર આધિપત્ય પ્રાપ્ત કરતાં શીખો. આશાવંત અને ઉત્સાહી મનુષ્યોની જ જગતમાં જરૂર છે. જે ભવિષ્યવેત્તાઓ સર્વત્ર સંકટ અને નિષ્ફલતા જુએ છે, તેઓની લેશ પણ જરૂર નથી. જે આશાવંત અને ઉલ્લાસિત સ્ત્રીપુરૂષો પોતાનાં કાર્યોમાં વિજય અને સફલતા જુએ છે તેઓના સહવાસમાં આવવા સૌ કોઈ તલસે છે. મેઘાચ્છાદિત વાતાવરણ કરતાં સૂર્યપ્રકાશથી તેજસ્વી થયેલા વાતાવરણમાં જવાની આપણને સ્વાભાવિક ઇચ્છા થાય છે, તેવી જ રીતે વક્રપ્રકૃતિ અને ઉદાસીન વૃત્તિવાળા લોકોનો સહવાસ ત્યજી દઇ સરલપ્રકૃતિ અને પ્રસન્ન ચિત્તવાળા લોકોના સહવાસમાં આવવાની ઇચ્છાનો પ્રત્યેક વ્યક્તિમાં સ્વાભાવિક ઉદ્દ્ભવ થાય છે.

જે લોકોને ફત્તેહ મેળવવાની અભિલાષા હોય છે તેઓની આકૃતિમાં એક વિજેતાની નિશ્ચિતતાનો દેખાવ હોવો જોઇએ. લોકો આત્મ-શ્રદ્ધાથી સમન્વિત મનુષ્યોની મુક્તકંઠે પ્રશંસા કરે છે,

અને તેઓ લોકોના વિશ્વાસપાત્ર બને છે. લોકોને શંકા અને અસ્થિરતા પર સ્વાભાવિક તિરસ્કાર હોય છે. જેની માનસિક વૃત્તિ સમતોલ અને સ્થિર હોય છે તે માણુસ જ વિજયી નીવડે છે. અશ્રદ્ધાથી જે મનુષ્ય કાર્યનો આરંભ કરે છે તે વિજયી થતો નથી. મજબૂત મનવાળા મનુષ્યો ઉત્સાહ અને વિશ્વાસની પ્રભા સર્વત્ર પ્રસારે છે. આ જીવન–કલહમાં જીતનાર મનુષ્યની બાહ્યાકૃતિમાં શ્રદ્ધા સર્વત્ર પ્રસરી રહેલી જોવામાં આવે છે, જે તેની શ્રેષ્ઠતાનું સૂચન કરે છે. તેનું વર્તન એક પ્રકારનું બળ પ્રેરે છે. બીજી બાજુએ પરાજિત મનુષ્યની બાહ્યાકૃતિમાં સંદિગ્ધતા અને વિશ્વાસના અભાવનુંજ ભાન થાય છે. તેના મુખપર કે તેની ગતિમાં કોઇ પણ પ્રકારની નિશ્ચિતતા જણાતી નથી.

જ્યારે તમને બુદ્ધિગત થાય કે તમે તમારી ઉચ્ચ શક્તિઓને અનુસરીને કાર્ય કરો છો ત્યારે તમને તમારા હેતુમાંથી ચલાયમાન કરનારી કોઇ સત્તાને આધીન ન થાઓ. ગમે તેટલી મુશ્કેલીઓ આવે, તમે ધાર્યું હોય તે કરતાં તમારૂં કાર્ય વિશેષ કઠિન જણાય તો પણ અસ્થિર ચિત્ત બની પાછા ન હઠો, સ્વીકૃત કાર્યને અથવા હેતુને દૃઢતાથી વળગી રહો. જીવનમાં એવા અનેક સમય આવે છે કે જ્યારે ગુલાબ કરતાં કંટકો પુષ્કળ હોય છે, તે વાત સ્મરણમાં રાખો. આવા સમયમાં જ તમારા બળનું અને તમારાં મનુષ્યત્વનું પરીક્ષણ થાય છે. સંયોગો ગમે તેટલા નિરૂત્સાહજનક હોય તો પણ પરાજય સંભવિત છે, એવું કદાપિ કબુલ ન કરો. તમારી દૃષ્ટિને તમારા અંતિમ લક્ષ્યસ્થાન પ્રતિ નિરંતર ચોંટાડી રાખો અને વિજય પ્રાપ્ત કરવાની તમારી શક્તિમાં તમારી શ્રદ્ધાને દૃઢીભૂત બનાવો. વિજયનાં ધોરણને વળગી રહેવાથી અને સ્વીકૃત કાર્ય સાધવાની સ્વશક્તિને ટકાવી રાખવાથી મનુષ્ય પોતાનામાં મહાન બળ રહેલું છે એમ સિદ્ધ કરી શકે છે.

કોઇ પણ મનુષ્ય તમારી આત્મ–શ્રદ્ધા દાબી ન દે એ ખાસ

ધ્યાનમાં રાખો. સ્વપ્નમાં પણ ન ધારો કે નિષ્ફળતા અથવા પરાજય અસ્તિત્વ ધરાવે છે.

અનેક લોકો સ્વકાર્યોમાં નિષ્ફલતા પ્રાપ્ત કરે છે, કેમકે તેઓની આત્મ-શ્રદ્ધા અસ્થિર અને અદૃઢ હોય છે. જ્યાં સુધી તેઓ સ્વશક્તિ વિષે અનિશ્ચિત બને છે અને છેવટે વિજયી થવાની શક્તિ કે જે વગર કોઇ પણ મહાન કાર્ય સાધી શકાતું નથી તેમાં તેઓની શ્રદ્ધા લુપ્ત થાય છે ત્યાં સુધી અન્ય લોકો તેઓનાં મન શંકાશીલ અને ભયયુક્ત વિચારોથી ભર્યાં કરે છે તે તરફ તેઓ દુર્લક્ષ રહે છે.

તમે દારિદ્રયના ચક્રતળે દબાયલા હો, તમારા આસપાસના સંયોગો પ્રતિકૂળ હોય તો પણ તે વિષે લેશ પણ ચિંતા ન કરો, કેમકે એનાથી તમને વિશેષ પ્રયાસ કરવાનું પ્રોત્સાહન મળશે. દુઃખ અથવા દારિદ્રયની શક્તિની સામા થાઓ. તમે તમારા સંયોગોને પહોંચી વળવા સમર્થ છો એમ દૃઢતાપૂર્વક માનો. તમારા સંયોગોના તમે અધિપતિ છો એમ ખાતરીપૂર્વક માનો, એટલે પરિસ્થિતિ તરતજ સુધરવા લાગશે. શક્તિની આ માન્યતાથી, વિજય પ્રાપ્ત કરવાની સ્વશક્તિમાં શ્રદ્ધાની આ દૃઢતાથી, જે ઉચ્ચતમ કોટિના વિજયને અવિચ્છેદ્ય જન્માધિકાર તરીકે ગણે છે તેવી ચિત્તવૃત્તિથી પ્રકૃતિ બળવતી બનશે અને જે શક્તિઓના સમૂહનો શંકા, ભય અને અશ્રદ્ધા વિધ્વંસ કરે છે તેને અપૂર્વ અને અદ્‌ભુત બળ મળશે. આ પ્રમાણે વિજય પ્રાપ્ત કરવાની સ્વશક્તિમાં શ્રદ્ધાને સનિશ્ચય વળગી રહેવાથી અનેક વ્યક્તિઓએ મહાન કાર્યો સાધ્યાં છે. જેમ આપણે સ્વમાન અથવા સ્વપ્રતિષ્ઠાને વળગી રહેવા યત્ન કરીએ છીએ તેમ આ અમૂલ્ય જન્માધિકારને અવિચલિતપણે વળગી રહે-વાનો યત્ન કરવા સૌ પ્રેરાઓ એ અંતિમ શુભેચ્છા.

## (૫) સત્ય મિત્રતાનું સ્વરૂપ.



"Oh, friendship! of all things the most rare, and therefore most scarce because most excellent, whose comforts in misery are always sweet, and whose counsels in prosperity are ever fortunate."

LILLY.

(સર્વ વસ્તુઓમાં મૈત્રી અતિશય સુંદર છે, અને તેથી અતિ વિરલ છે. સંકટના સમયમાં તેના દિલાસા હમેશાં મિષ્ટ છે અને સંપત્તિના સમયમાં તેની શિખામણો હમેશાં હિતકારક છે.)

લિલિ.

तन्मित्रमापदि सुखे च समक्रियं यद् ।

(જે સુખ દુઃખમાં સમક્રિય રહે છે તે જ ખરો મિત્ર છે.)

મીઠા, સત્યનિષ્ઠ અને સહાયક મિત્રો હોવાના અભિજ્ઞાન કરતાં જગતમાં કોઈ વસ્તુ વિશેષ સુંદર અને આનંદપ્રદ છે? જે મિત્રોની સ્નેહ–ભક્તિ સંપત્તિ કે વિપત્તિમાં સમાન રહે છે, અને જે મિત્રો સંપત્તિના સમય કરતાં વિપત્તિના સમયમાં વિશેષ ચાહે છે એવા મિત્રો હોવા તે, ખરેખર, સદ્‌ભાગ્યનું ચિહ્ન છે. શાસ્ત્રકારે પણ તેમ કહેલું છે.

સીવીલ વૅાર વખતે અમેરિકાના પ્રેસિડન્ટ થવા માટે ઉમેદવાર તરીકે લિન્કનનું નામ જણાવવામાં આવ્યું તે સમયે કોઇએ કહ્યું કે "લિન્કન પાસે કાંઇ નથી, માત્ર પુષ્કળ મિત્રો છે." એ વાત સત્ય છે કે લિન્કન અત્યંત ગરીબ હતો, માનનીય દેખાવ ધારણ કરવાને કપડાં

ખરીદવા માટે તેને પૈસા કોઇ પાસેથી ઉછીના લેવા પડયા હતા, અને ઉચ્ચપદનો સ્વીકાર કરવા માટે તેને પચાસ ગાઉ પગે ચાલવું પડ્યું હતું. વળી એ પણ ઐતિહાસિક સત્ય છે કે તેને પ્રેસિડન્ટ તરીકે નિયુક્ત કરવામાં આવ્યો ત્યાર પછી તેના કુટુંબને વૉશીંગ્ટન લઇ જવા માટે તેને પસા ઉછીના લેવા પડયા હતા; પરંતુ આ અદ્‌ભુત શક્તિ ધરાવનાર પુરૂષ મિત્રોના સંબંધમાં ભાગ્યશાળી અને સંપત્તિવાન્ હતો.

મિત્રો એક પ્રકારના ભાગીદાર છે. જેનાથી પોતાના મિત્રનું હિત થતું હોય તેમાં સાચા મિત્રો અંતઃકરણથી ભાગ લે છે; જીવનમાં પોતાનો મિત્ર વિજયી થાય તે માટે તેને મદદ કરવાને નિખાલસ દિલથી યત્ન કરે છે. પોતાનો મિત્ર જે કાર્ય સાધવાને પ્રયત્નશીલ હોય છે, તેમાં મદદગાર બને છે અને પોતાના મિત્રને જે લાભ થાય છે તેનાથી તેનું હૃદય આનંદિત બને છે. મિત્રોની સ્નેહ-ભક્તિ કરતાં વિશેષ ઉદાત્ત, ઉન્નત અને મનોહર કોઇ વસ્તુ હોવાનો સંભવ નથી.

અમેરિકાનો મર્હુમ પ્રેસિડન્ટ થિયોડોર રૂઝવેલ્ટ શક્તિવાન અને ઉત્સાહી મિત્રોની સાહાય્ય વગર માત્ર પોતાની સર્વ અદ્‌ભુત શક્તિ વડે મહાન્ કાર્યો સાધી શકત કે કેમ એ શંકાયુક્ત છે. ખાસ કરીને વિદ્યાર્થી અવસ્થામાં તેણે જે મિત્રો કર્યા હતા તેની સાહાય્ય વગર તે પ્રેસિડન્ટની ઉચ્ચતમ પદવી પ્રાપ્ત કરી શકત નહિ એ નિઃસંદેહ છે. જ્યારે તે પ્રેસિડન્ટની અને ન્યુયૉર્કના ગવર્નરની પદવી માટે ઉમેદવાર તરીકે બહાર પડયો હતો ત્યારે તેના હજારો સહાધ્યાયી મિત્રો તેને તે માનદ પદવીથી વિભૂષિત કરવા માંટે સખત પ્રયાસ કરી રહ્યા હતા. પ્રેસિડન્ટની પસંદગી વખતે તેના મિત્રો તરફથી તેને પસંદ કરવા માટે હજારો મત આવ્યા હતા.

આપણું સર્વદા શ્રેય ઇચ્છનાર, આપણા માટે અહોનિશ કાર્ય કરનાર, દરેક પ્રસંગે આપણા માટે સારો અભિપ્રાય આપનાર, આપણને ઉત્તેજીત કરનાર, આપણને સન્માર્ગે જોડનાર, આપણી ગેરહાજરીમાં આપણા વતી બોલનાર, આપણા દૂષણોને અને નિર્બળતાને ઢાંકનાર, આપણને હાનિ પહોંચાડનારી અસત્ય બાબતોનો ઉચ્છેદ કરનાર, આપણને સુધારવાને સતત યત્ન કરનાર, આપણા ઉપર થતા આક્ષેપોનો બચાવ કરનાર, આપણને સહાયભૂત થવાને અને પ્રોત્સાહન આપવાને હમેશાં કંઇક કરનાર, અને છેવટે ધર્મમાં નિયુક્ત કરનાર ઉત્સાહી મિત્રો હોવાના અહોભાગ્યનો વિચાર કરો! જો આપણને સાચા મિત્રોની સંપ્રાપ્તિ ન થઈ હોત તો આપણે ઘણાં ઓછાં કાર્યો કરી શકત. લોકોની પરિવાદાત્મક ટીકાઓનો આપણા મિત્રોએ પ્રતિકાર ન કર્યો હોત તો આપણી કીર્તિ કલંકિત અને દૂષિત થાત. આપણા સુહૃદ વર્ગે ગ્રાહકો ન મોકલ્યા હોત અને ઉપયોગી સલાહ આપી આપણા વ્યાપારમાં સાહાય્ય ન કરી હોત તો આપણી આર્થિક ઉન્નતિમાં પણ કંઇક અંશે ન્યૂનતા આવત.

આપણી નિર્બળતાનું, આપણા દૂષણોનું અને વિચિત્ર જાતિ સ્વભાવનું ગોપન કરવા આપણા મિત્રો કેવી સરસ રીતે મથે છે! પોતાના મિત્રોના દૂષણો છુપાવવાને, અવિચારી અને હૃદયશૂન્ય પુરૂષોની કર્કશ ટીકામાંથી પોતાના મિત્રનું રક્ષણ કરવાને અને પોતાના મિત્રની નિર્બળતા છુપાવી તેના સદ્‌ગુણો પ્રકટ કરવાને યત્ન કરતા મનુષ્યને જોઇએ છીએ ત્યારે અકથ્ય આનંદનો અનુભવ થાય છે. આવા મનુષ્યની પ્રશંસા કર્યા વગર કોઈ પણ રહી શકતું નથી; કેમકે સહુ કોઇ જાણે છે કે તે મિત્રપદને શોભાવે એવો એક ખરેખરો સુહૃદ છે. જગતમાં સન્મિત્રપદ કરતાં કોઈ પણ વસ્તુ વિશેષ પવિત્ર નથી. બીજાની કીર્તિ આપણા હાથમાં છે તેનો અર્થ આપણા-

માંના ભાગ્યે જ થોડા લોકો સમજી શકે છે. અન્ય વ્યકિત વિષે આપણે જે અનુમાન અથવા અભિપ્રાય બાંધીએ છીએ તેને તે વ્યકિતના જય અથવા પરાજય, યશ અથવા અપયશની સાથે નિકટ સંબંધ રહેલો છે. જે આક્ષેપો તરફ આપણે દુર્લક્ષ રહીએ તે કદાચ તેની કીર્તિને જીવન પર્યંત કલંકિત અને મલીન કરી મૂકે.

જે માણુસે સ્વમાન અને આત્મ-સંયમ ગુમાવ્યા છે, જે પશુની સપાટી સુધી અધોગત થયો છે તેવા મનુષ્યને એક સાચા સુહૃદની પ્રાપ્તિથી કેવો લાભ થાય છે તે વિચારણીય ઘટના છે. જ્યારે આપણા સ્વમાન અને આત્મસંયમ નષ્ટ થાય છે, ત્યારે આપણો ત્યાગ ન કરતાં આપણને દૃઢતાથી વળગી રહે છે એ જ સાચો સુહૃદ છે. એક મનુષ્ય મદિરાપાનના વ્યસનને અને સર્વ પ્રકારના વિષયને એટલો બધો આધીન બની ગયો હતો કે તેના કુટુંબી જનોએ ઘરમાંથી તેનો બહિષ્કાર કર્યો. તે આવી સંસ્થિતિમાં મુકાયો છતાં તેના એક મિત્રે તેના તરફ પોતાનો મિત્ર તરીકેનો ધર્મ કેવી રીતે બજાવ્યો તે વૃત્તાંત જાણુવા યોગ્ય હોવાથી અત્ર આપવામાં આવે તો તે અસ્થાને નહિ ગણાય. તેનાં માતા, પિતા, પત્ની અને બાળકોએ તેનો પરિત્યાગ કર્યો તે સમયે પણ એ મિત્ર તો તેના તરફ અનુરકત જ રહ્યા તે રાત્રિ દિવસ અનેક મુશીબતો વેઠીને તેની પાછળ પાછળ ભમતો અને અનેક વખત તે મદિરાપાનથી ઉન્મત્ત દશામાં હોય ત્યારે તેને મૃત્યુના પંઝામાંથી બચાવી લેતો. હજારો વખત આ મિત્ર ઘરબાર ત્યજી તેને વેસ્યાગૃહોમાં શોધતો અને તેની જીંદગીનું આપત્તિમાંથી રક્ષણ કરવા પોતાનાથી બનતું કરતો. અંતે આ અપ્રતિમ સ્નેહ અને મિત્ર-ભકિતએ તે અધોગત મનુષ્યનો ઉદ્ધાર કર્યો અને શિષ્ટાચારથી સમન્વિત થવાથી કુટુંબી જનોએ તેનો પુનઃ સ્વીકાર અને સત્કાર કર્યો. આ

પવિત્ર સ્નેહ અને ભક્તિની કિંમતનું કદી માપ થઇ શકે ?

આપણામાંના ઘણા ખરા લોકોનાં જીવનમાં એક સાચો મિત્ર કેટલું પરિવર્તન કરી શકે છે ? અનેક સ્વકર્તવ્યપરાયણ મિત્રોએ અનેક મનુષ્યોને નિરાશ થતા અને કાર્યસિદ્ધિ માટે યત્ન ત્યજી દેતા અટકાવ્યા છે. "અમુક વ્યક્તિ મને ચાહે છે, અમુક વ્યક્તિને મારામાં વિશ્વાસ છે." એ વિચારે અનેક સ્ત્રીપુરૂષોને આત્મઘાત કરતા અટકાવ્યા છે. પોતાના મિત્રોની અવગણના કરવા કરતાં અને તેઓને હતાશ કરવા કરતાં ઘણા લોકોએ પીડા, દુઃખો અને વિટંબનાઓ સહન કરવાનું પસંદ કર્યું છે. એક મિત્રના સ્નિગ્ધ શબ્દમાંથી ઉત્સાહનું જે સ્ફુરણ થાય છે તે અનેક મનુષ્યોનાં જીવનમાં મહાન્ પરિવૃત્તિ કરનાર થઇ પડે છે. જેઓ પોતાના ઉપર અદ્વિતીય સ્નેહની લાગણી ધરાવે છે, જેઓ પોતાના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે, અને અન્ય લોકોને દર્શનાતીત એવું કંઇક જેઓને પોતાની અંદર દગ્ગોચર છે એવા ખરેખરા મિત્રોની ખાતર કાર્ય સિદ્ધ કરવાની આશામાં ઘણા મનુષ્યો અનેક પ્રકારનાં કષ્ટ વ્હોરી લે છે અને અનેક પ્રકારના અપવાદો સહન કરે છે.

મિત્રોનો વિશ્વાસ એ એક પ્રકારનું સતત અને ચિરસ્થાયી પ્રોત્સાહન છે. જ્યારે આપણને મનોગત થાય છે કે આપણા મિત્રોને આપણામાં વિશ્વાસ છે ત્યારે આપણે યથાશક્તિ યથામતિ પ્રયાસ કરવાને પ્રેરાઇએ છીએ અને પ્રોત્સાહિત થઇએ છીએ. અંગ્રેજ વિદ્વાન્ સિડની સ્મિથ કહે છે કે—"Life is to be fortified by many friendships. To love and to be loved is the greatest happiness of existence" (જીંદગીને ઘણા મિત્રોરૂપી દુર્ગથી પરિવૃત્ત કરવી જોઇએ. અન્ય લોકો પર પ્રીતિ

રાખવી અને અન્યના પ્રીતિભાજન થવું એજ જીંદગીનું ઉત્કૃષ્ટ સુખ છે. )

ધંધાનો આરંભ કરવામાં દ્રવ્યની જેટલી અગત્ય છે તેટલી જ પુષ્કળ મિત્રોની પણ છે. જેઓ અત્યારે ફતેહમંદ નીવડયા છે તેઓએ એક મિત્રના ઉત્તેજનના અભાવે જીવનના કોઇ વિષમ પ્રસંગે સર્વ પ્રયાસ ત્યજી દીધો હોત. આપણા મિત્રોએ આપણા માટે જે કર્યું છે તેનાથી જો આપણને રહિત કરવામાં આવે તો આપણું જીવન કેવળ શુષ્ક અને નિરસ બની જાય એમાં સંદેહ નથી. તમે કોઇ પણ કાર્યની અથવા ધંધાની શરૂઆત કરવા માગતા હો તો કર્તવ્યનિષ્ઠ મિત્રો હોવાની કીર્તિ તમને એક મહાન્ અવલંબનરૂપ થઇ પડશે, અને તમારા પ્રતિ ગ્રાહકોને આકર્ષી લાવશે. એક વિદ્વાને કહ્યું છે કે—" Destiny is determined by friends" ( મિત્રો ભાગ્યને નિશ્ચિત કરનાર–ઘડનાર છે. ) જેઓ જીવનમાં વિજયવંત નીવડયા છે અને પોતાના મિત્રવર્ગમાં સન્માનને પાત્ર બન્યા છે એવા લોકોનાં જીવનનું પૃથક્કરણ કરીએ અને તેઓના વિજયનું રહસ્ય શોધી કાઢીયે તો તે બોધક, વિનોદકર અને હિતાવહ થઇ પડશે.

એક મનુષ્યના સંબંધમાં આવું પૃથક્કરણ કરવાનો મેં યત્ન કર્યો છે. એ મનુષ્યના જીવનનો મેં દીર્ઘ સમય પર્યંત અભ્યાસ કર્યો છે. એ ઉપરથી મારી દૃઢ માન્યતા થઇ છે કે તેના વિજયના વીશ ટકા મિત્રો કરવાની તેની અદ્‌ભુત શક્તિને આભારી છે. બાલ્યવયથી જ તેણે મિત્રો કરવાની શક્તિને ઘણી ખંતથી કેળવી છે અને તેને લઇને તે લોકોને તેના પ્રતિ એવા ઉત્સાહથી આકર્ષે છે કે તેને પ્રસન્ન કરવાને તેઓ ગમે તે કાર્ય કરવા તૈયાર હોય છે. જ્યારે આ માણસે તેના જીવનની શરૂઆત કરી ત્યારે તેના સહાધ્યાયી-ઓની મિત્રતા તેને ઉચ્ચ પદવીએ સ્થિત કરવામાં ઉપયુક્ત થઇ પડી,

એટલું જ નહિ પરંતુ તેનાથી તેની ખ્યાતિમાં અગણિત વૃદ્ધિ થઇ. બીજા શબ્દોમાં કહીએ તો તેની નૈસર્ગિક શક્તિમાં તેના અસંખ્ય મિત્રોની સાહાય્યથી અનેકગુણ વૃદ્ધિ થઈ. તે જે કંઇ કાર્ય કરવા ઇચ્છે છે તે માટે તેઓનું અંતઃકરણપૂર્વક ઉત્સાહપૂર્ણ અનુમોદન મેળવવાની તેનામાં વિલક્ષણ અને ચમત્કારિક શક્તિ છે, જેને પરિણામે તેઓ હમેશાં તેનું શ્રેય સાધવાને અવિરત પ્રયત્નો કર્યા કરે છે.

પોતાના મિત્રોને ઘણા થોડા મનુષ્યો જ ઘટતું માન આપે છે. ઘણાખરા વિજયી નિવડેલા મનુષ્યો તો એમ જ ધારે છે કે અમારી અતુલ શક્તિને લઇને અમે વિજયી નિવડયા છીએ, અમે લડ્યા છીએ અને જય મેળવ્યો છે. આવા મનુષ્યો પોતામાં આશ્ચર્યભુત કૃત્યોની નિરંતર અહંકારોક્ત કર્યા કરે છે. તેઓ પોતાનાં જ ચાતુર્ય ઉપર, કુશાગ્રબુદ્ધિત્વ ઉપર, વૈદગ્ધ્ય ઉપર, અને પ્રગતિમાન થવાની પોતાની શક્તિ ઉપર પોતાના વિજયનો નિક્ષેપ કરે છે, અર્થાત્ તેઓ તે સર્વ વસ્તુઓને જ પોતાના વિજયના કારણભૂત માને છે. તેઓને બુદ્ધિગત નથી હોતું કે પ્રત્યેક પ્રસંગે અનેક મિત્રોએ તેઓને અતુલ સાહાય્ય કરી છે.

એક આંગ્લ વિદ્વાન્ કહે છે કે "True friendship is like sound health, the value of it is seldom known until it be lost." "સત્ય મિત્રત્વ સંગીન તન્દુરસ્તી સમાન છે; જ્યાંસુધી તે નષ્ટ થાય નહિ ત્યાંસુધી તેની કિંમત ભાગ્યે જ જાણવામાં આવે છે." તમારા મિત્રોની વર્તણુક તથા પદવીથી તમારા જીવન પર અદ્દભુત અસર થાય છે. બની શકે ત્યાં સુધી તમારા કરતાં ઉચ્ચતર કોટિના મિત્રો પસંદ કરવાનો ચોક્કસ નિયમ કરો. જે લોકો તમારા કરતાં ઉત્કૃષ્ટ હોય તેની સાથે નિકટ

સમાગમમાં આવવા અવિરત યત્ન કરો. આનો અર્થ એમ નથી કે તમારે તમારા કરતાં વધારે દ્રવ્યવાન લોકોના સમાગમમાં આવવાનો યત્ન કરવો; પરંતુ જેઓને આત્મવિકાસ અને આત્મોત્કર્ષના વિશેષ સાધનોની સંપ્રાપ્તિ થઇ છે, જેઓ તમારા કરતાં વિશેષ કેળવાયલા અને સંસ્કૃત હોય છે, તેવા લોકોના નિરંતર પરિચયમાં આવવાને યત્ન કરો. જેથી કરીને જે તમને સહાયભૂત થાય તે તમે તેઓનાં જીવનમાંથી બને તેટલું ગૃહણ કરી શકો. આથી તમારા આદર્શ ઉચ્ચ કરવાની વૃત્તિનો તમારામાં ઉદ્‌ભવ થશે, તેમ જ ઉચ્ચતર વસ્તુઓ પ્રાપ્ત કરવાને અને જગતમાં તમે પોતે કંઇક થાઓ એ માટે મહત્તર યત્નો કરવાને તમે પ્રેરાશો.

ઘણા યુવકોને પુષ્કળ મિત્રો કરવાની ટેવ હોય છે, પરંતુ તે મિત્રો એવા હોતા નથી કે જે તેઓને મદદગાર થઈ શકે વા ઉન્નતગામી બનાવી શકે; કેમકે તેઓએ ઉંચે ચડવાને બદલે નીચે ઉતરવાનું પસંદ કર્યું હોય છે. તમારા કરતાં ઉતરતી પંક્તિના માણસોની સાથે જો તમે હમેશાં સંસર્ગમાં આવશો તો ખાતરીપૂર્વક માનો કે તેઓ તમને નીચે ઘસડી જવાના અને તમારા આદર્શ તથા ઉચ્ચાભિલાષને નિકૃષ્ટ બનાવવાના યત્નો આદરશે. આપણા મિત્રો અને પરિચિત મનુષ્યો આપણા પર કેવા પ્રકારની છાપ બેસાડે છે તેનું આપણને બહુ જ થોડું જ્ઞાન હોય છે. જે જે મનુષ્યોના સંસર્ગમાં આપણે આવીએ છીએ તે સર્વ આપણા પર અલોપ્ય છાપ પાડે છે અને તે છાપ ઉક્ત મનુષ્યના ચારિત્ર્યજેવી જ હોય છે. જો આપણે આપણા કરતાં સારા મનુષ્યોની સાથે મિત્રતા કરવાની અને પરિચયમાં આવવાની ટેવ પાડીએ છીએ, તો આપણને આત્મસુધારણા અને આત્મોત્કર્ષના માર્ગપર વિચરવાની સ્વાભાવિક રીતે ટેવ પડી જાય છે.

જીવનનાં ધોરણો ઉચ્ચ રાખવા હમેશાં યત્ન કરવો એ એક મહત્વની વસ્તુ છે, અને મહાન્ ઇચ્છાઓ ધારણ કરવાની ટેવવાળા મનુષ્યને માટે તે પ્રમાણે કરવાનું શક્ય છે. એમ છતાં, આપણે અસહિષ્ણુ થવું ન જોઇએ અને આપણા મિત્રો તરફથી જોઇએ તે કરતાં વિશેષ મેળવવાની અપેક્ષા રાખવી જોઇએ નહિ. એક લેખક કહે છે કે "Take your friends more as you find them, without the desire to make them live up to some ideal standard of your own. You may find that their own standard, while different, may not be so bad, after all." એટલે કે "તમારા પોતાના કોઈ આદર્શ ધોરણ પ્રમાણે તમારા મિત્રોને રહેતા કરવાની ઇચ્છા વગર તમે જેમ બને તેમ વધારે મિત્રો પસંદ કરો. તમને જણાશે કે તેઓનું ધોરણ તમારા ધોરણથી ભિન્ન હોવા છતાં એટલું બધું ખરાબ નથી."

અપરિચિત મનુષ્યોની પરીક્ષા તેઓના મિત્રોનો અભ્યાસ કરવાથી થઇ શકે છે. તે કેવી પ્રકૃતિનો મનુષ્ય છે, તે તેના વચનાનુસાર વર્તશે કે તેનું વચન અવિશ્વસનીય હશે વગેરેનું અનુમાન સહેલાઇથી કરી શકાય છે. જે માણસને કોઇની સાથે વાસ્તવિક મિત્રતા નથી એવા કોઈ માણસને જોશો તો તમને જણાશે કે તેનામાં કોઇક સ્થળે કંઇક ન્યૂનતા રહેલી છે. જો તે મિત્રો મેળવવાને લાયક હોત તો તેને અવશ્ય કોઇની સાથે મિત્રતા હોત.

"પુષ્કળ મિત્રો હોવા" એ કંઇ કાલ્પનિક ઉપન્યાસ નથી, પરંતુ અત્યંત કિંમતી છે. પુષ્કળ મિત્રોવાળા સ્ત્રી પુરૂષોને સર્વત્ર સત્કાર મળે છે, અને જેની પાસે માત્ર પુષ્કળ દ્રવ્ય હોય છે એવા

લોકોને અપ્રાપ્ય અને અપ્રસિદ્ધતામાં જીવન વહન કરનાર મનુષ્યોએ પૂર્વે કદિ નહિ સાંભળેલા પ્રસંગો તેઓને આપવામાં આવે છે. જે માણસને એક પણ મિત્ર નથી તે ખરેખર ગરીબ છે. ગમે તેટલું દ્રવ્ય હોય તો પણ તે દ્રવ્યનો મિત્રતાને સ્થાને ઉપયોગ થઇ શકે જ નહિ. દ્રવ્ય પ્રાપ્ત કરવામાં પોતાની પ્રવૃત્તિને લઇને ગુમાવેલા મિત્રરત્નોને પુનઃ મેળવવા અનેક લક્ષાધિપતિ શ્રીમંતો પોતાની સંપત્તિના મોટા ભાગનો ભોગ આપવા તૈયાર હોય છે.

અમેરીકામાં એક દ્રવ્યસંપન્ન માણસના હમણાં જ થયેલા મૃત્યુ સમયે તેનાં સગાં-સંબંધીઓ ઉપરાંત ભાગ્યે જ બીજા છ માણસોએ હાજરી આપી હતી; પરંતુ જે માણસ પાસે પોતાની પાછળ મૂકી જવાને માત્ર જુજ મિલ્કત હતી તે માણસના થોડા અઠવાડીયા પછી થયેલા મૃત્યુ સમયે શોક પ્રદર્શિત કરવા આવેલા અસંખ્ય સ્ત્રી-પુરૂષોથી શેરીઓ અને રસ્તાઓ ઉભરાઈ ગયા હતા. આનું કારણ એ હતું કે એક કૃપણ મનુષ્યને પોતાની મિલ્કત પર જેટલો પ્રેમ હોય છે તેટલો આ માણસને તેના મિત્રો પરત્વે હતો. જે કોઈ તેને ઓળખતો હોય તે તેનો મિત્ર હોય એમ લાગતું હતું. તેની પાસે પુષ્કળ દ્રવ્ય હોવા કરતાં તેને પુષ્કળ મિત્રો પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું તેમાં તે વિશેષ મહત્તા માનતો હતો. જે કોઇને પૈસાની જરૂર હોય તેને તે પોતાનું દ્રવ્ય આપવા ઇચ્છતો હતો. તેણે તેનું જીવન લેશ પણ સંકોચ વગર, ઉદાર હૃદયે તેના મિત્રોને અર્પણ કર્યું હતું. તે ગમે તે વખતે તેઓની સેવામાં હાજર રહેતો. આ માણસના જીવનમાં સેવાને મર્યાદા ન હતી અથવા એવું કાંઈ ન હતું કે જેથી તેનામાં સ્વાર્થસાધક વૃત્તિ કે લોભદશાનું આપણને ભાન થાય. આવા ઉદારચરિત અને વસુધાને કુટુંબ ગણનારા મનુષ્યના મૃત્યુથી પોતાને

મહાન્ નુકશાન થયું છે એમ હજારો લોકો ગણે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

સિનેકાએ એક સ્થળે લખ્યું છે કે—"મિત્રતામાં સ્હેજ પણ સંકોચ ન હોવો જોઇએ. મિત્રતાનો સંબંધ શરૂ થયા પહેલાં તમારી ઇચ્છાનુસાર વિચાર કરો. પરંતુ મિત્રતા થયા પછી શંકા અથવા ઇર્ષ્યાયુક્ત વિચારોને તિલાંજલી આપો. કોઇની સાથે મિત્રતા શરૂ કર્યા પહેલાં વિચાર કરવા માટે સમયની અગત્ય છે; પરંતુ એક વખત નિશ્ચય કર્યા પછી તે તમારા હૃદયમાં વસવાને અધિકારી બને છે. મિત્રતાનો હેતુ એ છે કે તમારી જાત કરતાં પણ તમને તમારા મિત્રો ઉપર અધિક પ્રેમ હોવો જોઇએ; અને માત્ર પ્રાજ્ઞ પુરૂષો જ મિત્રો થઇ શકે એ સૂત્રના અભિજ્ઞાનથી તમારા મિત્રોની ખાતર જરૂર પડે તો તમારી જીંદગીની આહૂતિ આપવા તમારે તૈયાર રહેવું જોઇએ.

તે જ મનુષ્ય બીજાની સેવામાં પોતાનું જીવન અર્પી શકે છે કે જેને તે બીજા પાસેથી મળી શકે છે. આ એક પ્રકારનું બીજારોપણ છે જેનાથી પુષ્કળ ધાન્ય ઉત્પન્ન થઈ શકે છે. જે મનુષ્ય પોતાથી બને તેટલું મેળવવાનો યત્ન કરે છે અને તેમાંથી કોઇને કંઇ આપતો નથી તે વાસ્તવિક દ્રવ્ય પ્રાપ્ત કરી શકતો નથી. જે ખેડુત બીજનું રોપણ કરવા કરતાં બીજનો સંચય કરવાથી પોતાને વિશેષ લાભ થશે એવો વિચાર કરી બીજનો સંચય કરવા લલચાય છે તેના જેવો જ ઉક્ત મનુષ્ય ગણી શકાય. તે ભૂમિમાં બીજનું રોપણ કરતો નથી, કેમકે બીજની અંદર તેને ધાન્ય દૃષ્ટિગત થતું નથી. આપણે પોતે વિકાસક્રમમાં કેટલા આગળ વધ્યા છીએ તેનો વિચાર કરવા કરતાં આપણે કેટલા માણસોને આગળ વધવામાં સાહાય્ય કરી છે તેનો જ વિચાર કરવો વિશેષ ઉચિત છે. જે મનુષ્યો સમાજની સેવામાં પો-

તાનું જીવન અર્પણ કરે છે તેઓ જ વસ્તુતઃ દ્રવ્યસંપન્ન ગણી શકાય છે. આવા લોકો પોતાની શક્તિનો કે સેવાનો વિક્રય કરવા કદિ ઇચ્છા રાખતા નથી; કેમકે તેઓ સર્વને પોતાના બંધુ અર્થાત મિત્ર સમાન હમેશાં લેખે છે. જેવી રીતે ખેડુત ભૂમિમાં બીજનું રોપણ કરી પુષ્કળ ધાન્ય મેળવી શકે છે તેવી જ રીતે આ કક્ષાના મનુષ્યો પોતાના દેશને પોતાનું સર્વસ્વ સમર્પી ઇતિહાસનાં પૃષ્ઠ પર પોતાનાં નામો જ્વલંત અને ચિરસ્થાયી કરી શકે છે.

આપણા અત્યંત પ્રવૃત્તિમય જીવનનો એક ખેદજનક દોષ એ છે કે આપણે દ્રવ્યસંચય કરવાને તણાઈ જવામાં મિત્રો ગુમાવીએ છીએ તેમજ નવા મિત્રો કરી શકતા નથી; કેમકે અત્યંત પ્રવૃત્તિશીલતાને લઇને આપણે તે કાર્ય માટે યોગ્ય સમયનો બચાવ કરી શકતા નથી. વિશાળ સાધનો અને આશ્ચર્યભૂત પ્રસંગો આપણામાં અત્યુગ્ર લોભ-દશાનો સંચાર કરે છે. મહાન્ ઐહિક લાભો જોઇને આપણો સ્વાર્થી સ્વભાવ અને આપણામાં રહેલી પશુવૃત્તિ ઉશ્કેરાય છે. આને પરિ-ણામે આપણે એટલા બધા તિવ્ર વેગથી ધસ્યા જઇએ છીએ કે જે મિત્રો આપણને આપણાં લક્ષ્યસ્થાને પહોંચવામાં મદદ કરે છે તે સિવાય અન્ય મિત્રો કરવાનો આપણને અવકાશ રહેતો નથી. આનું પરિણામ એ આવ્યું છે કે આપણે આનંદદાયક અને લાભકારક ઘણી ઓળખાણો કરી શકયા છીએ, પરંતુ મિત્ર શબ્દના યથાર્થ અર્થમાં આપણે ઘણા થોડા મિત્રો મેળવી શકયા છીએ. હકીકત એ છે કે એ મહાન્ દેખાતા લાભોને લીધે આપણામાં કેટલાક અપ્રશસ્ત ગુણો ખીલે છે અને ઘણાખરા પ્રશસ્ત ગુણો દબાઈ જાય છે અને કેટલેક અંશે લુપ્ત થાય છે. ધનપ્રાપ્તિને માટે આપણે આપણા મગજમાં રહેલા અનેક દ્રવ્યપિંડને કેળવ્યા છે, અને તેમ કરવા જતાં આપણે અમૂલ્ય

વસ્તુ ગુમાવી બેઠા છીએ. આપણે મિત્રતાને, શક્તિને અને સમયને વ્યાપારમય કરી મુક્યા છે, દરેક વસ્તુનો ઉપયોગ આપણે પૈસા પ્રાપ્ત કરવામાં કર્યો છે; અને પરિણામ એ આવ્યું છે કે આપણે પૈસો પ્રાપ્ત કરી શકયા છીએ, પરંતુ અન્ય કાંઈ પ્રાપ્ત કરી શક્યા નથી. હજારો દ્રવ્યવાન મનુષ્યોની તેઓના વ્યાપારક્ષેત્રની બહાર કશી ગણના થતી નથી. ઉચ્ચતર કોટિના મનુષ્ય તરીકે ગણાવાને ઉચ્ચતર મજ્જાતંતુ-ઓને અને તેઓની બીજી બાજુને તેઓએ ખીલવી નથી. તેઓ દ્રવ્ય પ્રાપ્ત કરવાની કળામાં પ્રથમ પંક્તિએ આવે છે, પરંતુ અન્ય વિષય-માં તેઓ તેથી ઉતરતી પંક્તિએ જ આવે છે; કેમકે તેઓએ દ્રવ્ય-પ્રાપ્તિમાં જ તેઓનાં જીવનકાર્યની, તેઓની શક્તિની અને મિત્રતાની સાર્થકતા માની છે. પુષ્કળ દ્રવ્ય હોય, પણ સત્ય સહાયક મિત્રોનો અભાવ હોય તો તે કરતાં વિશેપ પીડાજનક વસ્તુ આ જગત્‌માં કોઇ નથી. જે કાર્યસિદ્ધિ મેળવવા જતાં આપણને આપણા મિત્રોનો અને જીવનમાં સૌથી પવિત્ર ગણાતી વસ્તુઓનો ભોગ આપવો પડે એમ હોય તે કાર્યસિદ્ધિની કશી ઉપયોગીતા નથી. આપણે અનેક મનુષ્યો સાથે ઓળખાણ હોય, પરંતુ તે સર્વની સત્ય મિત્રો તરીકે ગણના થઇ શકતી નથી. જગત્‌માં અનેક ધનવાન માણસો હોય છે કે જેઓ સત્ય મિત્રતાના લાભ અને આનંદ ભાગ્યે જ સમજી શકતા અથવા અનુભવી શકતા જોવામાં આવે છે.

કેટલાક એવા પ્રકારના મિત્રો હોય છે કે જેઓ આપણી સ્થિતિ સુખી હોય છે અથવા તેઓ આપણી પાસેથી કંઇક મેળવવાની આશા રાખતા હોય છે ત્યાંસુધી આપણી સાથે મૈત્રી રાખે છે અને આપણે નબળી સ્થિતિમાં મુકાઇએ છીએ કે તરત જ આપણો પરિત્યાગ કર-વામાં એક ક્ષણનો પણ વિલંબ કરતા નથી.' વૉશીંગ્ટને એક સ્થળે

લખેલું છે કે "True friendship is a plant of slow growth, and must undergo and withstand the shocks of adversity before it is entitled to the appellation." અર્થાત્ "મિત્રતારૂપી લતા ધીમે ધીમે વૃદ્ધિ અને વિસ્તાર પામે છે, અને તે નામ ધારવાને અધિકારી અને તે પહેલાં તેણે વિપત્તિના આઘાત સહન કરવા જોઇએ અને તેની સામા થવું જોઇએ."

આ સંબંધમાં નીચેનું દૃષ્ટાંત લક્ષમાં રાખવા યોગ્ય છે. એક ગૃહસ્થ હમેશાં એમ ધારતો કે મારે પુષ્કળ માણસોની સાથે સાચી મિત્રતા છે; પરંતુ જ્યારે તેણે તેની સર્વ મિલ્કત ગુમાવી ત્યારે જે લોકો તેના પર દેખીતી રીતે અપ્રતિમ સ્નેહભાવ રાખતા હતા તેઓએ તેને તરત જ ત્યજી દીધો, અને તે બિચારાને તેઓની સ્નેહશૂન્યતાથી એટલું બધું દુઃખ થયું અને તે એટલો બધો હતાશ થઇ ગયો કે છેવટે તે તેનું માનસિક સમતોલપણું ગુમાવી બેઠો. આવી દુઃખદ અને નિરાધાર અવસ્થામાં થોડા સાચા મિત્રો તેને મજબૂત વળગી રહ્યા. જ્યારે તેણે તેનું સર્વસ્વ ગુમાવ્યું અને તેનો ધંધો અટકી ગયો ત્યારે તેના બે જુના નોકરોએ તેઓની પાસે યત્કિંચિત્ હતું તે તેને આપ્યું અને તે વડે વેપારનો પુનઃ આરંભ કરવાને તેને આગ્રહપૂર્વક વિનતિ કરી. તેનો એક બીજો સ્નેહી જે તેને માટે કામ કરતો હતો તે પણ ઉક્ત મનુષ્યના આપત્સમયમાં કર્ત્તવ્યનિષ્ઠ રહ્યો અને પોતાની પાસે જે કંઇ હતું તે તેને આપી તેણે ખરેખરો મિત્રધર્મ બજાવ્યો. આ સત્ય મિત્રોની મિત્ર–ભક્તિના બળથી તેણે તેની અસલ સ્થિતિ પુનઃ મેળવી અને ઘણા અલ્પ સમયમાં પહેલાંના જેવો દ્રવ્યવાન થઇ ગયો.

જેઓ મિત્રતાને આધારે વ્યાપાર કરે છે, જેઓ મિત્રતાનો એક મહાન્ સાધન તરીકે ઉપયોગ કરે છે અને તમારી સાથે મિત્રતા

કરવામાં જેઓનો સ્વાર્થ સમાયલો છે એવા લોકો વિશ્વસનીય નથી; કેમકે તેઓ પોતાનો અંગત સ્વાર્થ સાધવાના હેતુથી તમને એક સાધનરૂપ બનાવી શકે છે. સાંપ્રત સમયમાં આવા પ્રકારના મનુષ્યો જ્યાં ત્યાં મળી આવે છે; માટે તેવા મનુષ્યોથી ચેતીને ચાલવામાં જ શ્રેય છે.

જે મનુષ્ય મિત્રતાની કિંમત સમજે છે તેણે પોતાના મિત્રોની સાથે પૈસા સંબંધી વ્યવહાર કરવામાં સંભાળ રાખવી જોઇએ, અને મિત્રો પાસેથી પૈસા ઉછીના લેવામાં પણ ખાસ સાવધ રહેવું જોઇએ. મનુષ્યસ્વભાવનું એક ખાસ લક્ષણ છે કે કેટલાક લોકો આપણા માટે સર્વ કાર્ય કરવા તત્પર હોય છે અને આપણે તેઓની પાસે પૈસા સિવાય બીજા કોઇ પણ અનુગ્રહની માગણી કરી શકીએ છીએ, છતાં આપણે મિત્રતા અથવા વિશ્વાસ ગુમાવતા નથી. પૈસાની માગણી કર્યા પછી ઘણા લોકોને શોચ કરવો પડે છે; કેમકે માગણી પ્રમાણે તેઓને પૈસા આપવામાં આવે છે તો પણ તે આપ્યા પછી હૃદયભાવ હમેશાં એક જ પ્રકારનો રહેતો નથી. કેટલાક લોકોની એવી પ્રકૃતિ હોય છે કે તેઓ પોતાના મિત્રોને પૈસા ઉછીના આપે છે, પરંતુ પાછળથી તેઓને માટે અમુક પ્રકારની તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય છે. ખરૂં કહીએ તો મિત્રો વચ્ચે આ પ્રમાણે બનવું જોઇએ નહિ, પરંતુ આમ બનતું આપણે વ્યવહારમાં જોઇએ છીએ. વળી કેટલાક લોકો એવા હોય છે કે તેઓ પૈસા સંબંધી અથવા ઐહિક સાહાય્યની માગણીને ક્ષંતવ્ય ગણી શકતા નથી. ગમે તેમ પણ આ ઘટના સત્ય મિત્રતાના સ્વરૂપથી વિરુદ્ધ છે. કદાચ તમે એમ કહેશો કે ખરેખરી મિત્રાચારી હોય ત્યાં આ વાત સંભવે નહિ, પરંતુ આપણામાંના ઘણાખરાને આ બાબતમાં કડવો અનુભવ મળ્યો હોવો જોઇએ; અને એમ હોય તો ઉપરોક્ત ઉપન્યાસ કરવામાં કશો પ્રત્યવાય નથી. આ-

પણે માગેલ મદદ અથવા પૈસા કદાચ આપણા મિત્રોએ આપણને આપ્યા હશે, તો પણ ઉભયના સંબંધમાં કંઈક સ્ખલના અદશ્યરીતે પણ પરિણમી હશે જ.

આજકાલ એક નવીન જાતની મિત્રતાનો પ્રચાર વધતો જાય છે, તે વેપાર સંબંધી મિત્રતા છે. આ પ્રકારની મિત્રતાનો અર્થ આર્થિક લાભ સિવાય બીજો કંઇ થતો નથી. આ મિત્રતા જોખમ-ભરેલી છે; તે ઉભય પક્ષનો સ્વાર્થ સાધવાના હેતુથી બંધાય છે. દેખાતી રીતે આ મિત્રતા એટલી બધી ગાઢ લાગે છે કે સત્ય અને અસત્ય મિત્રો વચ્ચેનો તફાવત પારખવાનું કાર્ય મુશ્કેલ થઇ પડે છે.

એક માણસમાં સાચી મિત્રતા કરવાની શક્તિનો સંપૂર્ણ અંશે અભાવ છે; છતાં પોતાનો સ્વાર્થ સાધવાને લોકોની સાથે તે એવો સંબંધ રાખે છે કે દરેક માણસ તેનો ખરેખરો મિત્ર હોય એમ જોનારને જણાય છે. તેને પહેલી જ વાર મળનાર કોઈ અપરિચિત મનુષ્ય પણ એમ ધારી લે છે કે પોતાને એક ખરેખરો મિત્ર મળ્યો છે; પરંતુ પેલો માણસ પોતાના મિત્રને નુકશાન કરવાથી પોતાનો સ્વાર્થ સધાતો હોય તો પ્રસંગ મળે છે કે તરત જ લેશ પણ સંકોચ અને વિલંબ વગર તેનું અહિત કરવા તે તત્પર બને છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જે મનુષ્ય સ્વાર્થદૃષ્ટિથી પ્રત્યેક વસ્તુને નિહાળે છે તેને કોઈની સાથે સાચી મિત્રતા સંભવી શકે નહિ. જગતમાં એવા પુષ્કળ મનુષ્યો દૃષ્ટિએ પડે છે કે જેઓ મિત્રતાને વેપારનું સાધન બનાવે છે. તેઓમાં વિલક્ષણ પ્રકારનું આકર્ષણબળ રહેલું હોય છે; જે વડે અન્ય લોકો તેઓના પ્રતિ સત્વર આકર્ષાય છે. આ દરમ્યાન તેઓ ધીમે ધીમે પ્રપંચજાળ પાથરે છે જેમાં તેઓના મિત્રો છેવટે સપડાઈ જાય છે. ઇચ્છિત સ્થિતિએ પહોંચવા માટે અન્ય લોકોનો એક

સોપાનપરંપરા તરીકે ઉપયોગ કરી તે સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી તે સોપાનપરંપરાને નીચે હડસેલી મૂકવી તે તિરસ્કરણીય છે. અમુક વ્યક્તિની સાથે મૈત્રી કરવાથી મને અત્યંત લાભ થશે, મારો વેપાર ધમધોકાર ચાલશે, મારી આબરૂ તથા સત્તા વધશે, મારે ત્યાં વધારે ગ્રાહકો આવશે, એવા સ્વાર્થમય હેતુથી મૈત્રી કરવાની ટેવ ભયકારક છે; કેમકે તેથી સત્ય મિત્રતા કરવાની શક્તિનો હ્રાસ થાય છે. **જેઓ આપણને આપણી ખાતર ચાહે છે, અને આપણને જરૂર હોય ત્યારે જેઓ સુખ, સમય, સ્વાર્થ અને સંપત્તિનો ભોગ આપવા તત્પર હોય છે તેઓની જ મૈત્રી અત્યંત આહ્લાદ પમાડનારી છે.**

સિસેરો કહેતો કે "આ જગતમાં મનુષ્યોને મિત્રતા કરતાં વિશેષ આનંદદાયક કોઇ પણ વસ્તુ આપવામાં આવી નથી; પરંતુ મૈત્રી કરવાની ટેવને કેળવવી જોઇએ. પૈસા ખર્ચવાથી તે ઉપલબ્ધ થઇ શકતી નથી. તે અમૂલ્ય છે. દ્રવ્ય ઉપાર્જન કરવાની પ્રવૃત્તિમાં પડી જવામાં તમારા મિત્રોનો પાંચ દશ વર્ષ પર્યંત પરિત્યાગ કર્યા પછી તમે તે સર્વને પુનઃ મેળવવાની આશા રાખતા હો તો તે આકાશ-પુષ્પવત્ છે. વસ્તુનાં મૂલ્યની બરાબર પરીક્ષા કર્યા વગર તમે કોઇ પણ યોગ્ય વસ્તુ મેળવી અથવા રાખી શકશો નહિ." જે માણસ મિત્રતા કરવાને અને તે નિભાવવાને આવશ્યક ભોગ આપવા ખુશી હોય છે તેને જ લાયક મિત્રોની પ્રાપ્તિ થાય છે. જેટલો સમય આપણે લાયક મિત્રો મેળવવામાં વ્યતીત કરીએ તેટલા સમયમાં પુષ્કળ દ્રવ્યનો સંચય કરી શકીએ એમ હોય તો પણ જેઓ આપણામાં સંપૂર્ણ વિશ્વાસ રાખે છે અને જેઓ આપણને વિપત્તિના સમયમાં ત્યજી દેતા નથી એવા પુષ્કળ મિત્રો કરવા તે પુષ્કળ દ્રવ્યનો સંચય કરવા કરતાં વધારે પસંદ કરવા લાયક છે. પુષ્કળ કર્તવ્યપરાયણ મિત્રોની સાહાય્ય-

થી જીવન જેટલું સમૃદ્ધ બને છે તેટલું જગતમાં કોઇ પણ વસ્તુથી બનવું અશક્ય છે.

ઘણા લોકો એમ ધારે છે કે મિત્રતા એકતરફી હોવી જ જોઇએ. તેઓ પોતાના મિત્રોની સાથે આનંદગોષ્ટિ કરે છે, મિત્રો પોતાને મળવા આવે છે તો તેઓનું ચિત્ત પ્રફુલ્લ થાય તેવી રીતે વર્તે છે; પરંતુ તેઓ મિત્રતા નિભાવવા ખાતર તે પ્રકારનો સંબંધ પરસ્પર રાખવાનું ભૂલી જાય છે—ભાગ્યે જ વિચારે છે. વાસ્તવિક હકીકત એ છે કે મિત્રતામાં પરસ્પર સંબંધને ખાસ લક્ષમાં રાખવો જોઇએ. તમે ગમે તેટલું જ્ઞાન ધરાવતા હો અને તમારામાં ગમે તેટલું વૈચક્ષણ્ય હોય, તો પણ જો તમે બીજા લોકોના જીવનના નિકટ સહવાસમાં નથી આવતા, જો તેઓ તરફ તમારૂં વર્તન સહાનુભૂતિમય નથી હોતું, જો તમે તેઓનાં કાર્યોમાં અંતઃકરણપૂર્વક રસ નથી લેતા, તેઓની સુખી અવસ્થાથી આનંદ પામતા નથી અને તેઓને સર્વથા સહાયભૂત થતા નથી તો તમે એક ઉત્સાહ, આનંદ અને આકર્ષણ વગરનું જીવન વહન કરશો.

એક યુવક પોતાને કોઈ મિત્ર નથી એવી હંમેશાં ફરીયાદ કરે છે, અને તે તેની એકાંત સ્થિતિથી કંટાળીને કેટલીક વખત આત્મઘાત કરવાના નિશ્ચય પર આવી જાય છે. પરંતુ જે કોઇ તેને ઓળખે છે તેને તેની સ્થિતિથી આશ્ચર્ય થતું નથી; કેમકે તેનામાં કેટલાક એવા અવગુણો હોય છે કે જે પ્રત્યેક મનુષ્ય ધિક્કારે છે. તેની દૃષ્ટિ સંકુચિત છે, તેનું મન હલકું છે અને તે વ્યવહારમાં ચીકણો છે. તે હમેશાં બીજાની ટીકા કરે છે, દુરાગ્રહી છે, તદ્દન સ્વાર્થી અને લોભી છે, જ્યારે કોઈ માણસ એકાદ સારૂં કૃત્ય કરે છે ત્યારે તે કાર્ય કરવાના તેના હેતુ વિષે ખોટા તર્ક બાંધે છે. આવા અવગુણોથી તે ભરેલો હોવાથી તેને કોઇ સાથે મૈત્રી ન હોય તો તેમાં આશ્ચર્ય નથી.

જો તમે પુષ્કળ માણસોની સાથે મિત્રતા કરવા ઇચ્છતા હો તો બીજા માણસોમાં જે ગુણોની તમે પ્રશંસા કરતા હો તે ગુણોનો તમારે વિકાસ કરવો જોઇએ. ગાઢ મૈત્રીનો આધાર મળતાવડા, ઉદાર અને સત્યનિષ્ઠ સ્વભાવ ઉપર રહેલો છે. સહાનુભૂતિ, ચિત્તનું ઔદાર્ય, માયાળુપણું અને મદદનીશ થવાની વૃત્તિ–આ સર્વ બીજા લોકોને આપણા ભણી આકર્ષી લાવે છે. તમારે અન્ય લોકોનાં કાર્યોમાં ખરે-ખરો રસ લેવો જોઇએ, નહિ તો તમે કોઇને આકર્ષી શકશો નહિ એ શંકા વગરની વાત છે. દંભ અથવા છળપ્રપંચથી મિત્રતા ટકી શકતી જ નથી. વિરુદ્ધ ગુણોમાં પરસ્પર આકર્ષણ થતું નથી, મિત્રતા પ્રશંસનીય ગુણોને લઇને જ નભે છે. કોઇપણ માણસને ચ્હાવાની શરૂઆત કરો તે પહેલાં તમારામાં કેટલાએક પ્રશંસનીય અને સ્નેહ-ભાવ ઉપજાવે એવા ગુણોનો આવિષ્કાર થયો હોવો જોઇએ. ઘણા લોકો મહાન્ મિત્રતા કરવાને અસમર્થ હોય છે; કેમકે જે ગુણો બીજામાં રહેલા ઉદાર ગુણોને આકર્ષે છે તે ગુણોથી તેઓ સમન્વીત થયેલા હોતા નથી. તમે પોતે તિરસ્કરણીય ગુણોથી ભરેલા હશો તો કોઇ માણસ તમારા માટે દરકાર કરે એવી આશા રાખતા હો તો તે ફોકટ છે.

જો તમે દયાહીન, અસહિષ્ણુ, અનુદાર, અસભ્ય, સંકુચિત વૃત્તિવાળા, નિરૂત્સાહી, અને ક્ષુલ્લક મનવાળા હશો તો ઉદાર અને વિશાળ ચિત્તવાળા પુરૂષો તમારી આસપાસ ભેગા થશે એમ માનતા હો તો તે તમારી ભૂલ છે. તમે મહાનુભાવ પુરૂષોની સાથે મૈત્રી કરવા ઇચ્છતા હો તો તમારે મહાનુભાવતા, ઔદાર્ય અને સહિષ્ણુતા આદિ સદ્દગુણોને કેળવવાની આવશ્યકતા છે. ઘણા માણસોને થોડા મિત્રો હોય છે, તેનું એક કારણ એ છે કે તેઓની પાસે પોતાનું

મિત્રોને આપવાનું બહુ થોડું છે, અને તેઓ પોતાના મિત્રો પાસેથી અત્યંત મેળવવાને આતુર હોય છે. આનંદી સ્વભાવ, સર્વત્ર આનંદ ફેલાવવાની તિવ્ર અભિલાષા, અને જે કોઇની સાથે પરિચય હોય તે સર્વને મદદગાર બનવાની ઇચ્છા—આ સર્વ મિત્રતા નિભાવવામાં અજબ સાહાય્ય કરે છે. આકર્ષણ કરે અને સ્નેહભાવ ઉત્પન્ન કરે એવા ગુણો કેળવવાનો તમે આરંભ કરશો કે તરત જ કેટલી ત્વરાથી તમારી આસપાસ મિત્રો ભેગા થવા લાગે છે તે જોઇને તમે ચકિત થઇ જશો.

ઉચ્ચતમ મિત્રતામાં ન્યાય અને સત્ય અતિ અગત્યની વસ્તુઓ છે. આપણને હાનિ થાય એમ હોય તોપણ આપણે ન્યાયી અને સત્યપરાયણ મિત્રને માનભરી દૃષ્ટિથી જોઇએ છીએ. આપણા સમાજનું બંધારણ ન્યાય અને સત્યના પાયાપર રચાયેલું હોવાથી તે બન્નેને માટે આપણા હૃદયમાં માનની ભાવનાનો ઉદ્ભવ થયા વગર રહેતો નથી. ન્યાય અને સત્ય તો મનુષ્ય સ્વભાવના અંશભૂત છે. જે મિત્ર સત્ય બોલતાં અચકાય છે, ન્યાય દૃષ્ટિએ જરૂર હોય છતાં જે મનુષ્ય પોતાના મિત્રની લાગણી દુઃખાય તે સહન કરી શકતો નથી તેને ન્યાયી અને સત્યનિષ્ઠ મિત્રના જેટલો સ્તુતિપાત્ર ન જ ગણી શકાય. મનુષ્યસ્વભાવમાં જ એવું કંઇક રહેલું છે કે જેવડે આપણને દંભ પરત્વે સ્વાભાવિક તિરસ્કાર ઉત્પન્ન થાય છે. જે નિર્બળતાને લઈને આપણો મિત્ર સર્વથા સત્યનિષ્ઠ રહી શકતો નથી, તે તરફ આપણે લક્ષ ન આપીએ, પરંતુ તે આપણને છેતરવાનો યત્ન કરે છે એમ આપણા જાણવામાં આવે છે તો તેનામાં આપણે ફરી વખત કદાપિ વિશ્વાસનું આરોપણ કરી શકતા નથી; અને એ તો સૌને સુવિદિત છે કે **વિશ્વાસ જ સત્ય મિત્રતાનો પાયો છે.**

અત્યુત્કૃષ્ટ સ્નેહભાવના કરતાં માન, પ્રશંસા અને સમાનશીલતા

ઉપર સત્ય મિત્રતાનો વધારે આધાર છે. જ્યાં સ્નેહભાવ એટલો બધો હોય કે ન્યાય અને સત્યને વિસરી જવામાં આવે છે, ત્યાં મિત્રતાનો અંત વ્હેલો આવવા સંભવ છે. ન્યાય, સત્ય, માન અને પ્રશંસાને અવલંબી રહેલી મિત્રતાને જ ગાઢ અને ચિરસ્થાયી મિત્રતા લેખી શકાય. ખોટા મિત્રો આપણા પોતાના પડછાયા સમાન છે. જ્યાંસુધી આપણે તડકામાં ચાલીએ છીએ, ત્યાં સુધી તે આપણી નિકટમાં રહે છે; પરંતુ આપણે છાયાવાળી જગ્યામાં પ્રવેશ કરીએ છીએ કે તે જ ક્ષણે તે આપણને ત્યજી દે છે. સત્ય મિત્રો તો પ્રકાશમાં તેમજ અંધકારમાં આપણને સરખી રીતે અનુસરે છે.

મિત્રતા કરવાની શક્તિ ઉપરથી ચારિત્ર્યનું પરીક્ષણ થઇ શકે છે. જેઓ સુખદુઃખમાં પોતાના મિત્રોને સરખી રીતે વળગી રહે છે તે લોકો સ્વાભાવિક રીતે સૌના વિશ્વાસપાત્ર બને છે. ઉદાત્ત ગુણો હોવાની તે નિશાની છે. જે લોકોમાં કર્તવ્યપરાયણતાનો અભાવ હોય છે તેઓમાં મહાન્ મિત્રો કરવાની શક્તિનો પણ અભાવ દૃષ્ટિગત થાય છે. કોઈ મનુષ્યના વિજયનું માપ પણ તેના મિત્રોની સંખ્યા અને ગુણો ઉપરથી કરી શકાય છે; કેમકે તેણે ગમે તેટલું દ્રવ્ય ઉપાર્જન કર્યું હોય તો પણ જો તેને ઘણા મિત્રો નથી હોતા તો તેનામાં ઉત્તમ ગુણોની મહાન્ ખામી હોવી જોઇએ એ નિઃસંદેહ છે.

**“ આ જગતમાં સત્યમિત્ર એક મહા પવિત્ર વસ્તુ છે ”** એવું શિક્ષણ આપણાં બાળકોને આપણે પ્રથમથી જ આપવું જોઇએ, તેમજ તેઓને મિત્રતા કરવાની શક્તિનો વિકાસ કરતાં શિખવવું જોઇએ. આથી તેઓનું ચારિત્ર્ય શુદ્ધ બનશે અને તેઓની દૃષ્ટિ વિશાળ થશે, તેઓમાં સુંદર ગુણોનો વિકાસ થશે, અને તેઓનું જીવન મધુર, શાંત અને રસિક બનશે. મિત્રતા સંબંધી આ સર્વ

ઉલ્લેખથી આટલું સ્પષ્ટ થાય છે કે સત્યનિષ્ઠ, કર્તવ્યપરાયણ અને ચારિત્ર્યવાન મિત્રોની પ્રાપ્તિ સંપૂર્ણ સદ્ભાગ્ય વિના મુશ્કેલ છે.

અંતમાં મહાન્ કવિ શેક્સપિયરની નીચેની બોધદાયક પંક્તિઓ પર મનન કરવાની વાચકવર્ગને વિનતી કરી અત્ર વિરમવામાં આવે છે.

" The friends thou hast, and their adoption tried,
Grapple them to thy soul with hoops of steel;
But do not dull thy palm with entertainment,
Of each new-hatched, unfledged comrade. "

ભાવાર્થ—" જે મિત્રો તેં કર્યા છે અને જેની મિત્રતાની તેં કસોટી કરી છે તેને તું મજબૂત વળગી રહેજે; પરંતુ દરેક અપરિચિત મનુષ્ય સાથે નવી મિત્રતા કરીને તારા સ્નેહનો ખજાનો ખાલી ન કરીશ."



## ( ૬ ) માનસિક મિત્રો અને શત્રુઓ.

" We can make our minds art galleries of beauty or chambers of horror; we can furnish them with anything we please "

(આપણે આપણા મનને સૌંદર્યનું મંદિર અથવા શોકભયાદિકનું નિવાસસ્થાન બનાવી શકીએ; આપણે ઇચ્છીએ તે વસ્તુઓથી તેને સાધનસંપન્ન કરી શકીએ.)

આપણા વિચારો માનસિક આકૃતિઓ જ છે. તે આકૃતિઓ સાકાર સત્યતાની પૂર્વે આવિર્ભૂત થાય છે. તે માનસિક આકૃતિઓ -ચિત્રોની જીવનમાં તેમજ ચારિત્ર્ય ઉપર છાપ પડે છે. આપણા વિજય-

ના અને સુખના શત્રુઓ—અસ્વસ્થ વિચારો, વિષમ વિચારો, ઈર્ષ્યાના વિચારો આપણા મનોરાજ્યમાં દાખલ થઇ આપણી શાંતિ અને સ્વાસ્થ્ય કે જેના વગર જીવન એક જીવંત કબર સમાન છે, તેને લૂંટી લે તેના કરતાં આપણા ઘરમાં ચોરો દાખલ થઇ આપણા કિંમતી ખજાના અને માલ મિલ્કત લૂંટી લે તે સહસ્ત્રધા સારૂં છે.

જે કંઇ આપણે કરીએ અથવા ન કરીએ તે બધી બાબતમાં કોઇ પણ પ્રકારના વિષમ વિચારોને આપણા મનમાં સ્થાન કરવા ન દેવું એવો નિશ્ચય કરવો. આપણી માનસિક શક્તિને શુદ્ધ અને પવિત્ર રાખવા પર જ દરેક વસ્તુનો આધાર છે. આપણા મન રૂપ મંદિરને દરેક પ્રકારના વિચારશત્રુઓથી મુક્ત અને પવિત્ર રાખવાને યત્ન કરવાની આવશ્યકતા છે.

એક વિષમ વિચાર અથવા એક અસ્વસ્થ પ્રકૃતિને એક જ વખત પોષણ આપવાથી ઘણા વિષમ વિચારો અને અનેક અસ્વસ્થ પ્રકૃતિઓ ઉત્પન્ન થાય છે. જે ક્ષણે આપણે એક અથવા બીજાને પોષણ આપ્યું કે તે ક્ષણે જ તે સહસ્ત્રધા વધશે અને વધારે પ્રબળ અને ઉગ્ર થશે. આપણે વૈષમ્ય અથવા અસુસ્થ પ્રકૃતિની સાથે કંઇ પણ કામ છે નહિ, કેમકે તેઓ જેને સ્પર્શે છે તે વિષમ બની જાય છે. તેઓ તેના વિષમ સંસ્કાર પ્રત્યેક વસ્તુ પર મુકે છે, અને તેનાથી કોઇપણ મનુષ્ય આશા, સુખ અને નૈપુણ્ય રહીત થઇ જાય છે–આ સંઘળી શ્યામ આકૃતિઓને અને ચિત્રોને તમારા મનમંદિરમાંથી હાંકી કાઢો, કારણ કે તેઓ નિરાશા અને પરાભવને ઉત્પન્ન કરે છે.

આપણે આપણા વિચારોના દ્વાર પર બરાબર ચોકી રાખી આપણાં સુખ અને આકાંક્ષાના શત્રુઓને દૂર રાખવાની જરૂર છે. આપણા મનમંદિરમાં વસનારા આ શત્રુઓ સિવાય આપણા કોઇ

શત્રુ નથી, જે શત્રુઓને જન્મ દેનાર આપણા પોતાના વિકારો, વિક્રિયા અને સ્વાર્થપણું જ છે.

સ્વભાવથી જ આપણું એવું બંધારણ છે કે આપણે સાચું જ કહેવું જોઇએ, સીધા જ જવું જોઇએ, પવિત્ર, શુદ્ધ, નિઃસ્વાર્થી, સત્યગ્રાહી, ઉદાર અને પ્રેમાળ રહેવું જોઇએ; નહિ તો આપણે વાસ્તવિક વિજય, સુખ અને આરોગ્ય પ્રાપ્ત કરી શકીએ જ નહિ. મન અને શરીરનું સંપૂર્ણ ઐક્ય એ જ ખરૂં માનસિકત્વ છે.

જો આપણે વિનાશક વિચાર-શત્રુઓના પ્રવેશને માટે આપણા મનમંદિરનાં દ્વાર બંધ રાખીએ અને જે વિચારો ઉન્નત કરે છે, સતેજ કરે છે, આનંદ અને આશા આપે છે, એવા વિચારોને જ આપણા મનમાં દાખલ કરીએ તો આપણે મહાન્ સંઘર્ષ અને પરિશ્રમને અટકાવવા શક્તિવાન થઇ શકીએ. એવા અનેક દાખલાઓ બને છે કે જેમાં દુઃખદ, ઉદાસી અને વિષમ વિચારો મનુષ્યનું જીવનતેજ અલ્પ સમયમાં જ ચુસી લે છે, જે દિવસોના દિવસો સુધી કરેલ સખ્ત મજુરીથી પણ બનવું અશક્ય છે.

કોઇ વખત એકાદ શોકકારક અને નિરાશાજનક ઘટના બનવાથી અથવા દ્રવ્યના ભારે નુકશાનથી માત્ર અલ્પ સમયમાંજ માણસના બાહ્ય સ્વરૂપમાં મહાન્ વિકૃતિ થયેલી એટલે સુધી જોઇએ છીએ કે તેના પરિચિત માણસો પણ તેને ભાગ્યે જ ઓળખી શકે. સ્વપ્નમાં પણ અનુભવેલો દુષ્ટ વિચાર કેશને શ્વેત કરી મુકે છે, એવાં ઘણાં દૃષ્ટાંતો મળી આવે છે. આ બધાથી વિચારનું પ્રાબલ્ય સાબીત થાય છે.

થોડા દિવસોમાં જ અથવા અઠવાડીયામાં ઇર્ષ્યા-અસૂયા માણસના જીવનમાં કેટલી ભયાનક વિકૃતિ કરી મૂકે છે? તે પાચનશક્તિનો નાશ કરે છે, જીવનપ્રવાહને સૂકવી નાંખે છે, જીવનતત્વને ક્ષીણ

કરે છે, અને વિવેકબુદ્ધિને સંકુચિત કરે છે. ખરેખર, સમસ્ત જીવનને વિષમય બનાવી મુકે છે.

વિચાર કરવાની કળામાં બાળકોને યોગ્ય શિક્ષણ આપ્યું હોય તો આપણા આનંદના, સુખના અને સંતોષના ચોરોથી કરાયલા ઉચ્છેદને બદલે માનસિક સૌંદર્ય અને સ્વાસ્થ્યની પ્રાપ્તિ યોગ્ય વયે પહોંચેલા માણસને કેટલી સુગમ અને સુખકર થઈ શકે?

આપણે સત્વર સમજી શકીએ છીએ કે ગરમ વસ્તુ શરીરને બાળે છે, તીક્ષ્ણ હથિયાર કાપી નાખે છે, અને જે વસ્તુઓ પીડાકારક હોય છે તે તજી દેવાને અને જે શારીરિક સુખ અને આનંદ આપે તેનો અનુભવ કરવાને યત્ન કરીએ છીએ; જ્યારે આપણા મનોરાજ્યમાં આપણે હમેશાં આપણી જાતને નાશકારક અને ભયપ્રદ વિચારોથી બાળીએ છીએ, અને આપણા રૂધિરને અને મગજને વિષમય બનાવી મુકીએ છીએ, આનું શું કારણ ? નિરંતર આપણે આ માનસિક ઘા અને દાઝ સહન કરીએ છીએ, છતાં પણ આ દુઃખનાં કારણોને નિર્મૂળ કરવાનો વિચાર પણ કરતા નથી.

દુઃખ સહન કરવા માટે નહિ, પણ આનંદી, સુખી, ઉન્નત, અને પ્રસન્ન રહેવા માટે જ પ્રત્યેક વ્યકિત નિર્માયેલ છે. વિચાર કરવાની કલુષિત ટેવને લઇને જ માનવજાતિનું અધઃપતન થયું છે. આખી જાતિ ક્ષીણતાને પામી છે. પ્રત્યેક મનુષ્ય સુખીમાં સુખી હોવો જોઇએ એવી નૈસર્ગિક યોજના છે, છતાં આપણે અનુભવ પરથી કહી શકીએ કે જેમ ઘડીયાળના બનાવનારે થોડી પણ અપૂર્ણતા રાખવાનો વિચાર રાખ્યો હોય અને યોજના કરી હોય તેમ કુદરત કે જેની સર્વ વસ્તુઓ સંપૂર્ણ રીતે સારી છે તેણે માણસોને વધારે ઓછા પ્રમાણમાં કર્મના કાયદા પ્રમાણે દુઃખ હોવું જોઇએ એવી પણ યોજના કદાચ કરી હોય.

આપણા વિચારશત્રુઓથી મુક્ત થવાને અવિચ્છિન્ન, આગ્રહ-યુક્ત, નિયમિત અને યથાક્રમ પ્રયત્નની અપેક્ષા છે. આપણે કોઇપણ ન્હાનું સુનું કાર્ય ઉત્સાહશક્તિ અને અડગ નિશ્ચય વગર સાધી શકતા નથી, તો પછી પૂર્ણ ઉત્સાહથી સામા થઇ તેઓને હાંકી કાઢયા વગર અને મનમંદિરના દ્વાર પર તેઓને માટે તાળું લગાવ્યા વગર કેવી રીતે આપણા શાંતિ અને સુખના શત્રુઓને મનોરાજ્યમાંથી દૂર રાખવાની આશા રાખી શકીએ?

જે લોકો તરફ આપણને અણગમો હોય, જેઓ આપણને હાનિકર્તા હોય તેઓને અથવા આપણા લૌકિક શત્રુઓને આપણા ઘરમાં આવતા અટકાવવાને આપણને કંઇ શ્રમ વેઠવો પડતો હોય તેમ લાગતું નથી; તો આપણા વિચારશત્રુઓને આપણા મનમાં પ્રવેશતા કેમ અટકાવી શકીએ નહિ? આપણે ભૂમિ ઉપર ઉઘાડે પગે ચાલીએ તો આપણા પગને ઇજા કરે તેવા અણીદાર પત્થરો ઉપર નહિ ચાલતાં તેને સ્હેલાઇથી દૂર જ રાખશું, તેવી રીતે જે તિરસ્કાર-ના વિચારો, સ્વાર્થી વિચારો, ઇર્ષ્યાયુક્ત વિચારો આપણને ઇજા કરે છે અને પીડા કરે છે, તેવા વિચારોને દૂર રાખવા-હાંકી કાઢવા તે કઠિન નથી. તે વિષય બહુ ગંભીર નથી. માત્ર માનસિક શત્રુઓથી વિમુખ થવાનો અને માનસિક મિત્રોનું સન્માન કરવાનો જ તે પ્રશ્ન છે.

કેટલાક વિચારો આશા, આનંદ, પ્રસન્નતા, અને પ્રોત્સાહન આપે છે જે આખા શરીરમાં વિસ્તરી રહે છે. કેટલાક વિચારો એવા હોય છે કે જે આશા, સંતોષ અને આનંદ દાબી દે છે. જો આપણે નિરંતર પ્રોત્સાહક અને પ્રબલ વિચારોનું મનમાં સેવન કરીએ તો સુખ, સંપત્તિ, ઐશ્વર્ય અને દીર્ઘાયુષ્યની પ્રાપ્તિ કેટલે દરજ્જે સંભ-વિત છે તેનો વિચાર કરો.

મનમાં સ્નેહના વિચારોનું મનન થતું હોય ત્યારે સ્નેહાભાવના વિચારોનો પ્રવેશ અશક્ય છે; માનસિક અરીસામાં સૌંદર્ય પ્રતિબિંબિત થયેલું હોય ત્યારે વિરૂપતાની છાયા અશક્ય છે; આનંદનું પ્રાધાન્ય હોય ત્યારે શોક દબાઈ જાય છે. જ્યારે આનંદ અને આશાનો મનમાં વાસ હોય છે ત્યારે દુઃખ અને શોકની સત્તા શરીર પર ચાલી શકે જ નહિ.

જો તમે ભયના વિચારો, ચિંતાના વિચારો અને માંદગીના વિચારો રૂપી શત્રુઓને તમારા મનમંદિરમાંથી થોડો પણ સમય દૂર રાખશો તો તેઓ તમને સદાને માટે ત્યજી દેશે, એ નિઃસંદેહ છે; પણ જો તમે તેઓનું સેવન કરશો, તેઓને પોષણ આપશો તો તેઓ અધિક પોષણ અને ઉત્તેજનને માટે પુનઃ આવશે. તમારાં મનમંદિરનું દ્વાર તેઓને માટે બંધ રાખવું એજ તેઓથી વિમુખ થવાનો અમોઘ ઉપાય છે. તેઓની સાથે કંઇ સંબંધ ન રાખો, તેઓને વિસરી જાઓ અને તેઓને દૂર કરો. જ્યારે સંયોગો પ્રતિકૂળ હોય ત્યારે એવા વચન ન ઉચ્ચારો કે 'મારૂં ભાગ્ય જ એવું છે, હમેશાં હું ઉપાધિમાં જ આવી પડું છું. હું જાણતો હતો કે તે એમજ બનશે, અને એમજ બન્યું.' આમ પોતાની દયા ખાવી અને નિર્બળ મન રાખવું એ ઘણી જોખમભરેલી ટેવ છે. મનને કેવળ વિશુદ્ધ અને નિર્મળ રાખવાનું કાર્ય અતિ દુષ્કર નથી. ભૂતકાળની દુઃખદ ઘટનાઓ અને શોકપ્રદ અનુભવોને મનમાંથી ભુંસી નાખવાનું કાર્ય તમે ધારો છો એવું અતિ કઠિન નથી. જે બાબતોએ તમને દુઃખી કર્યા છે તે બાબતોને વિસરી જવાનો તમે નિશ્ચય કરશો અને તે નિશ્ચય અમલમાં મુકશો કે તરત જ જે શાંતિ અને સુખનો તમને અનુભવ થવાનો તે અત્યારે તમારી વિચારમર્યાદામાં પણ આવી શકે તેમ નથી. તો

તમારા દોષો અને દૂષણોને ભુંસી નાંખો, ભુલી જાઓ અને તેઓને ફરી કદિ પણ પોષવા નહિ એવો દૃઢ નિશ્ચય કરો.

અલબત, એ ખરૂં છે કે આ વાત પહેલે જ વિચારે સિદ્ધ થઇ શકે તેવી નથી, તોપણ આગ્રહ અને નિશ્ચયપૂર્વક સતત પ્રયાસ કરવાથી માણસ આમાંના ઘણાખરા શત્રુઓનો ઉચ્છેદ કરી શકે. મનને સદા સારા, આનંદી અને આશાના વિચારોથી ભરવું તે કડવા અને દુઃખદાયી અનુભવોને મનમાંથી દૂર કરવાનો ઉત્તમ ઉપાય છે.

અન્ય વસ્તુઓની માફક વિચારો પણ સજાતીય વસ્તુઓને આકર્ષે છે. જે વિચારો મનમાં પ્રધાનપણે પ્રવર્તે છે તે વિચારો પોતાના વિજાતીયને હાંકી કાઢે છે. નિકૃષ્ટતાને ઉત્કૃષ્ટતા હાંકી કાઢશે. નિરાશાને આશા હાંકી કાઢશે. મનને પ્રેમના પ્રકાશથી ભરો, એટલે અસૂયા અને તિરસ્કાર આપોઆપ પલાયન થઇ જશે. પ્રેમનો પ્રકાશ પ્રસરેલો હોય છે, ત્યાં આ શ્યામ આકૃતિઓ એક ક્ષણવાર પણ ટકી શકશે નહિ. **સદ્વિચારો, ઉદાર વિચારો, દયાના વિચારો, પ્રેમના વિચારો અને આરોગ્યના વિચારોથી મનને સર્વદા ભરેલું** રાખો, એટલે સર્વ વિરોધી વિચારો સત્વર ચાલ્યા જશે. બે વિરુદ્ધ પક્ષના વિચારોનું અસ્તિત્વ એકી વખતે મનમાં હોઇ શકે જ નહિ. **અસદ્વિચારોનું ઔષધ સદ્વિચારો જ છે.**

ભિન્નભિન્ન પ્રકારના વિચારોનું કેવું પ્રાબલ્ય છે તેની તુલના કરવાને ઘણાખરા લોકો અસમર્થ હોય છે. એક આનંદી અને ઉત્કૃષ્ટ વિચાર આપણને કેવા પ્રફુલ્લ અને સતેજ કરે છે તે સૌ કોઇ જાણે છે. તે વિચારથી આનંદ અને પ્રસન્નતા વિજળીની માફક સર્વત્ર વ્યાપી રહે છે. આવો વિચાર નવીન આશા, હિંમત અને જીવનનો નવીન પટ ઉત્પન્ન કરે છે.

જે સદ્વિચારોનું સેવન કરે છે તે નિરાશાને બદલે આશાનો અનુભવ કરે છે, ભીરૂતાને બદલે હિંમતનો અનુભવ કરે છે, અને શંકા અને અનિશ્ચિતતાને બદલે દઢતા અને નિશ્ચય જ અનુભવે છે. વળી જે માણસ આશાજનક, પ્રોત્સાહક અને ઉત્કૃષ્ટ વિચારોરૂપી મિત્રોને મનમાં નિવાસ આપીને પોતાના વિજયના શત્રુઓને દૂર રાખી શકે છે તે શંકા અને નિરાશાના ગુલામ બનેલા પર અતુલ સત્તા ભોગવે છે. આવા માણસોને દરેક કાર્ય નિરંકુશ પ્રકૃતિવાળા માણસોને સાધ્ય હોય તે કરતાં વધારે સ્હેલાઇથી સાધ્ય હોય છે. જે પ્રમાણમાં આ માનસિક શત્રુઓને મનમંદિરમાંથી દૂર રાખી શકીએ તેનાપર આપણા જીવનના મૂલ્યનો આધાર છે.

તમે એમ ખાત્રીપૂર્વક ન જ કહી શકો કે તમે પૂર્ણતા, પ્રેમ, સૌંદર્ય અને સત્યતાની મૂર્ત્તિ છો અને તેથી ઉક્ત ગુણો જ પ્રદર્શિત કરવાનું તમારે માટે નિયત કરવામાં આવ્યું છે. તેથી તમે પોતાની જાતને કહો કે "જ્યારે જ્યારે તિરસ્કાર, દ્વેષ, વૈરભાવ, નિરૂત્સાહ, અને સ્વાર્થના વિચારો મારા મનમાં આવે છે ત્યારે ત્યારે હું મને પોતાને અત્યંત હાનિ પહોંચાડું છું. મેં મારા પોતાના પર એવો કારી ઘા માર્યો છે કે જે મારાં માનસિક શાંતિ, સુખ અને આનંદ નૈપુણ્યાદિનો વિનાશક છે. આ સઘળા વિચારશત્રુઓ મારી જીવનપ્રગતિ અટકાવી દે છે. તેઓના વિરોધીઓથી મારે સત્વર તેનો નાશ કરવો જોઇએ."

તે વિચાર ભયનો હોય, ચિંતાનો હોય, ઇર્ષ્યાનો હોય, સ્વાર્થનો હોય, ગમે તે હોય તોપણ જે કંઇ જીવનના સૌંદર્યને અને સૌષ્ટવને દૂષિત કરે છે તેને નાશકારક રિપુની જેમ હાંકી કાઢવા જોઇએ. ઉપાધિ, ચિંતા, ઇર્ષ્યા અને ખરાબ સ્વભાવ આ સર્વ રોગી મનનાં

જ ચિન્હો છે. કોઇ પણ પ્રકારનું દુઃખ અથવા વૈષમ્ય એમ સાબીત કરે છે કે તમારૂં મન કલુષિત છે.

યોગ્ય સમય આવશે ત્યારે આપણને પ્રત્યક્ષ થશે કે અલ્પ સમય પણ આવી ગયેલા પ્રત્યેક ક્રોધના આવેશની, તિરસ્કાર અને વૈરના વિચારોના પ્રત્યેક સ્પર્શની તથા સ્વાર્થ, ભય, ઉપાધિ, ચિંતા આદિના પ્રત્યેક આંદોલનની સચોટ છાપ જીવનમાં પડે છે અને પ્રાણઘાતક બને છે. જ્યારે તમે ઉપાધિ, ચિંતા, ક્રોધ, વૈર અથવા ઈર્ષ્યાથી કલુષિત હશો ત્યારે તમારા જાણવામાં આવશે કે આ વસ્તુઓ તમારી શક્તિને હરી લે છે, અને તમારાં જીવનતત્વને નષ્ટ કરે છે. આ નાશથી કોઇ જાતનું શુભ પરિણામ આવતું નથી, એટલું જ નહિ પણ એ નાજુક મનોયંત્રને અવ્યવસ્થિત કરી મુકે છે, જેથી વૃદ્ધાવસ્થા વ્હેલી આવે છે અને જીંદગી ટુંકી બને છે. ઉપાધિના વિચારો, ભયના વિચારો, સ્વાર્થી વિચારો લોહીને અને મગજને વિષમય કરે છે, નૈપુણ્યનો વિધ્વંસ કરે છે; આનાથી વિરુદ્ધ વિચારો એથી વિરુદ્ધ પરિણામ નીપજાવે છે. તેઓ શાંતિ આપે છે, નૈપુણ્ય વધારે છે, અને માનસિક પ્રતિભાશક્તિ ખીલવે છે. ફક્ત પાંચ મિનિટ પણ સેવેલા ક્રોધના વિચારથી શરીરના જુદા જુદા નાજુક ભાગો પર એટલી બધી ખરાબ અસર થાય છે કે જેને અસલ સ્થિતિમાં લાવતાં અઠવાડીયાં અથવા મહિનાઓ પસાર થઇ જાય છે. એકાદ ભયકારક ઘટના ઉપસ્થિત થવાથી વાળનો રંગ સદાને માટે સફેત થઇ જાય છે અને ચ્હેરા ઉપર વૃદ્ધાવસ્થાસૂચક ચિન્હો ઉત્પન્ન થાય છે, તેથી જ્યારે સંપૂર્ણ રીતે આપણા સમજવામાં આવે છે કે આ અધમવૃત્તિ અને આ વિકારો આપણને અશક્ત બનાવે છે, આપણને નીતિપથથી ચ્યૂત કરે છે, આપણાં મનોરાજ્ય-

માં મહાન્ ઉત્પાત અને અનર્થ કરે છે, અને શરીરમાં ભયંકર દુઃખ અને પીડા ઉપજાવે છે, ત્યારે જેવી રીતે આપણે શારીરિક રોગથી બચવા યત્ન કરીએ છીએ તેમ તેનાથી બચવાનો યત્ન શરૂ કરશું.

જેમ અંધકાર કોઇ ભાવવસ્તુ નથી, પરંતુ પ્રકાશનો–તેજસનો અભાવ છે તેમ જે સઘળું આપણને વિષમ જણાય છે તે અલૌકિક ઐક્ય અથવા સાદૃશ્યનો અભાવ માત્ર છે.

બીજા માણસો તરફ રાખવામાં આવતા સ્નેહ, દયા, અમીદૃષ્ટિ આદિ સર્વ આપણા મનની અંદર ઉચ્ચતમ લાગણીઓને અને વૃત્તિઓને પેદા કરે છે. તેઓ આપણને આરોગ્ય, શક્તિ, ઉન્નતિ વગેરે બક્ષે છે અને આપણને અનંત શક્તિ સાથે તન્મય બનવાને શક્તિવાન કરે છે.

જો આપણે મનનું સમતોલપણું જાળવી રાખી અસદ્વિચારો રૂપી દુષ્ટ માનસિક શત્રુઓને દૂર રાખી શકીએ તો આપણે વૈજ્ઞાનિક રીતિઅનુસાર જીવન વહન કર્યું છે એમ કહી શકાય. સારી રીતે વિકાસ પામેલું મન કોઇ પણ અવસ્થામાં એકતાલ ધ્વનિ ઉત્પન્ન કરવાને સમર્થ છે.

પ્રત્યેક મનુષ્ય પોતાની સૃષ્ટિ અને વાતાવરણ રચે છે. આ વાતાવરણને તે મુશ્કેલીઓથી, ભયથી, શંકાથી, નિરાશાથી કે ગ્લાનિથી ભરી શકે છે કે જેથી કરીને આખી જીંદગી દુઃખમાં અને દિલગીરીમાં જ વહી જાય; અથવા તો ગ્લાનિ, ઇર્ષ્યા અને દ્વેષના વિચારોને દૂર રાખીને સ્વરચિત વાતાવરણને સ્વચ્છ અને સુખાવહ બનાવી શકે.

સદ્વિચારોનું જ નિરંતર ચિંતન કરો કે જેથી અસદ્વિચારો તત્કાળ અદૃશ્ય થશે. સૂર્યનો પ્રકાશ જ્વલંત હોય ત્યારે અંધકાર

પ્રવેશી શકે જ નહિ. જો તમે આગ્રહપૂર્વક તમારા મનમંદિરમાં ઐકયને સ્થાન આપશો તો વૈષમ્ય પ્રવેશ કરે એ વાત અસંભવિત છે; અને જો તમે સત્યનું અવલંબન રાખશો તો અસત્ય નાશી જશે.

## (૭) વાચનદ્વારા શિક્ષણ.

" Boeks are the windows thꙅough owhich soul looꙅs out."

વિદ્યાર્થી અવસ્થામાં એક મહાન્ અગત્યનો લાભ મળે છે તે એ છે કે જ્ઞાનના ભિન્ન ભિન્ન પ્રદેશોનાં પુસ્તકોનો પરિચય થાય છે. જીવનમાં શું વધારે ઉપયોગી અને સહાયભૂત થઇ પડશે તે શોધી કાઢવું એ બહુજ કિંમતી છે; માનસિક વિકાસ અને સામાજીક સેવા માટેનાં જરૂરી સાધનો પસંદ કરવા સરખું છે. વ્યવહારિક જીવનના પ્રત્યેક વિભાગના માણસો એવો મત ધરાવે છે કે શાળાઓ અને વિદ્યાલયોમાંથી એવા વિદ્યાર્થીઓ નીકળવા જોઇએ કે જેઓ કુશળ; તાથી પુસ્તક પસંદ કરવાને શક્તિમાન હોય. જે ગૃહમાં ઉત્તમ પુસ્તકોવાળું પુસ્તકાલય હોય છે ત્યાંથી આ પ્રકારના જ્ઞાનની શરૂઆત શીખી શકાય છે.

પુસ્તકાલયો જરૂરની વસ્તુ છે. પુસ્તકો, સમાચારપત્રો અને માસિકો વગરનું ગૃહ બારીબારણાં વગરનાં ઘર જેવું છે. પુસ્તકોના મધ્યમાં મુકવાથી જ બાળકે વાંચતાં શીખે છે, પુસ્તકો હાથમાં લેવા માત્રથીજ તેઓ અજાણપણે જ્ઞાન ગૃહણ કરે છે. આધુનિક સમયમાં કોઇ પણ કુટુંબ સારા પુસ્તકો વિનાનું ન હોવું જોઇએ. જે બાળ. કોને ઈતિહાસનાં પુસ્તકો, શબ્દકોષનાં પુસ્તકો અને એવાં અનેક

ઉપયોગી પુસ્તકો પુરા પાડવામાં આવે છે તેઓ અજાણપણે અને વિના ખર્ચે કેળવણી-જ્ઞાન સંપાદન કરી શકે છે; તેમજ તદ્દન વ્યર્થ જાય એવા સમયમાં પોતાની ઇચ્છાથી ઘણી ઉપયોગી બાબતોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. આ સર્વ જો શાળાઓમાં શીખવવામાં ન આવે તો તે પુસ્તકોના ખર્ચ કરતાં દશગણું ખર્ચ થવા સંભવ છે. ઉપરાંત ઉત્તમ પુસ્તકોથી ગૃહોની સુંદરતામાં વધારો થાય છે અને વધારે આકર્ષક બને છે. આવા આનંદપ્રદને શાંત વાતાવરણમાં રહેવું બાલકોને વધારે ગમે છે. બાલકોને મળતી આ ગૃહકેળવણીપરત્વે જો દુર્લક્ષ કરવામાં આવે છે તો તેઓ ઘરમાંથી નાશી જઇ અનેક જાળમાં ફસાઇ જાય છે અને ભયના ભોગ થઇ પડે છે.

ન્હાનાં બાળકોને પુસ્તકોના વાતાવરણમાં જ ઉછેરવા એ ઘણું શોભાસ્પદ છે. એક કુશાગ્રબુદ્ધિ બાલક સારાં પુસ્તકોમાંથી કેટલું બધું શિક્ષણ મેળવે છે એ જોઇ આશ્ચર્ય થશે.

ઘણા માણસો પોતે વાંચતા હોય તે પુસ્તકોમાં કંઇ નિશાની કરતા નથી, કે કોઈ સારા ફકરા નીચે લીંટી દોરતા નથી. ખરીદતી વેળાએ તેઓનાં પુસ્તકો જેવાં હશે તેવાંજ ચોખ્ખાં હોય છે; અને તેઓની મનસપાટી ઉપર કોઇ પણ પ્રકારના જ્ઞાનનો પટ લાગેલો જણાતો નથી. કેવળ જ્ઞાનશૂન્ય જ હોય છે. તમારાં પુસ્તકોમાં નિશાની કરવાને લેશ પણ ભય ન રાખો. એમ ન ધારો કે તેમ કરવાથી તે બગડશે કે તેની કિંમત ઘટી જશે, પણ ઉલટું તેની કીંમતમાં વધારો થશે. જેઓ પોતાનાં પુસ્તકોનો ઉપયોગ કરવાનું જીંદગીના આરંભકાળથી શીખે છે, તેઓ ભવિષ્યમાં વધારે અસરકારક અને ઉપયોગી બનવાને સમર્થ બને છે.

જો જરૂર પડે તો જીર્ણ કપડાં અને પગરખાં પહેરો, તેમાં

કરકસર કરો, પરંતુ પુસ્તકોની બાબતમાં લેશ પણ કરકસર કરવાની ટેવ ન રાખો. તમારાં બાળકોને શાળાની કેળવણી આપવા જેવી તમારી સ્થિતિ ન હોય તો પણ તેઓની આસપાસ થોડાં સારાં પુસ્તકો મુકો કે જે વડે તેઓ જે સંજોગોમાં મુકાયા છે તે કરતાં વધારે સારા સંજોગોમાં મુકાય. જીવનની મુખ્ય કેળવણી પ્રાપ્ત કરવાનું યોગ્ય સ્થળ આપણું ગૃહ જ છે. અહિંઆ જ આપણા આખા જીવનને ઘડનારી અને જીવનપર્યંત આપણને વળગી રહેનારી ટેવો ઘડાય છે. અહિંઆ જ નિયમિત માનસિક કેળવણીથી ભવિષ્યનું જીવન નિયત થાય છે.

આપણામાં એવાં ઘણાં કુટુંબો હોય છે કે જ્યાં છોકરાઓ અને છોકરીઓ આત્મસુધારણા કરવા ઈચ્છતાં હોય છે; પણ ઘરની અંદર પ્રવર્તમાન હાનિકારક ટેવોને લઈને તેઓ તેમ કરવા અશક્ત બને છે. બીજી બાજુએ એવાં ઘણાં કુટુંબો હોય છે કે જ્યાં પ્રત્યેક વ્યક્તિ પોતાનો નિવૃત્તિનો સમય નકામી વાતો કરવામાં, ઠઠ્ઠા મશ્કરી કરવામાં અને આત્મસુધારણા માટે કોઈ પણ જાતના પ્રયત્ન વગર હલકી-સસ્તી ચોપડીઓ વાંચવામાં વ્યતીત કરે છે. આવા કુટુંબના માણસો આત્મસુધારણા માટે કોઈ પણ ઈચ્છા રાખનાર અને પ્રયત્ન કરનાર તરફ હસી કાઢે છે ને પરિણામે તેઓ નિરાશ થઈ યત્ન તજી દે છે. જો ઉછરતી વયમાં કંઈક વાંચવાને અથવા અભ્યાસ કરવાને બાલકો ઇચ્છતા નથી તો તેઓ ભવિષ્યમાં તેમ કરવા ઇચ્છનાર સર્વને વિઘ્નરૂપ થઇ પડે છે. વળી તેઓ કેવળ સ્વાર્થપરાયણ હોય છે, અને જ્યારે તેઓ બીજાને પોતાની સાથે રમતગમતમાં જોડવા ઇચ્છે છે ત્યારે શું કારણથી બીજા લોકો વાંચવામાં અથવા અભ્યાસ કરવામાં ગુંથાય છે તે તેઓની સમજશક્તિમાં આવી શકતું નથી.

આત્મસુધારણાની ટેવનો જો ગૃહમાં પ્રચાર થઇ જાય છે તો પછી તે આલ્હાદક થઇ પડે છે. અને યુવક વર્ગ જેટલી આતુરતા રમતના વખતની રાહ જોવામાં બતાવે છે તેટલી જ આતુરતા અભ્યાસનાં વખતને માટે બતાવશે.

એક કુટુંબ એવું છે કે જેમાં કુટુંબના બધા માણસો આબાલ વૃદ્ધ પરસ્પર અનુમતિથી અભ્યાસ અને આત્મિક વિકાસને માટે સાયંકાળનો અમુક વખત મુકરર કરી રાખે છે. ભોજન પછી તરત જ તેઓ એકાદ કલાક સુધી સંપૂર્ણ વિશ્રાંતિ લે છે. અને પછી જ્યારે અભ્યાસને માટે મુકરર થયેલ વખત આવે છે ત્યારે આખા ગૃહમાં એટલી બધી શાંતિ પ્રસરી રહે છે કે એક ટાંકણીના પડવાનો અવાજ પણ સંભળાય. પ્રત્યેક માણસ પોતાને નિયત સ્થળે વાંચવામાં, લખવામાં, અભ્યાસ કરવામાં વા કોઇપણ પ્રકારના માનસિક કાર્યમાં પ્રવૃત્તિશિલ બનેલો હોય છે. કોઈ પણ બોલી શકે નહીં અથવા અન્યને અંતરાયભૂત થઇ શકે નહિ. કદાચ કુટુંબના કોઇ માણસની પ્રકૃતિ અસ્વસ્થ હોય અથવા કોઇ પણ કારણવશાત્ વાંચવું લખવું ન ગમે એવું હોય તો શાંતિ જાળવી રાખી બીજાના કાર્યમાં વિઘ્નરૂપ થવું જોઇએ નહીં. અભ્યાસને માટે આ અનુકરણીય પદ્ધતિ છે. વિચારોના ઐક્યનો અને માનસિક એકાગ્રતાનો ભંગ કરે એવી બધી બાબતોથી સંભાળ રાખવી જોઇએ. ચિત્તની વિહ્વળતાથી અને અસ્થિરતાથી બે ત્રણ કલાકમાં શીખાય છે તેના કરતાં પૂર્ણ એકાગ્રચિત્તથી એક કલાક માત્રના વાંચનથી અતિશય લાભ થાય છે.

જે લોકો પોતાનો અમૂલ્ય સમય નકામો ગુમાવે છે તેવા લોકોને આવા ગૃહ—સરસ્વતીમંદિરમાં જો એકાદ કલાક ગાળવાનું બની આવે તો ખરેખર તે એક પ્રોત્સાહન તરીકે કામ કરશે. આત્મ-

સુધારણાની પ્રાપ્તિને માટે યત્નશીલ ગૃહનું એવું સરસ અને પ્રકાશ-મય વાતાવરણ હોય છે કે જેઓ તેમાં પ્રવેશે છે તેઓ ઉત્સાહિત અને ઉત્તેજીત બની સદ્‌વસ્તુઓની પ્રાપ્તિને માટે પ્રેરાય છે.

કેટલીક વખત એક મજબૂત મનવાળા યુવકની સત્તાથી આખા ગૃહની ટેવોમાં–રીવાજોમાં અને રીતભાતોમાં મહાન્ પરિવર્તન થઈ જાય છે. જે યુવક નિશ્ચયપૂર્વક જણાવે છે કે તે હતાશ થવા ઇચ્છતો નથી તેની અને કંઇ પણ યોગ્ય કાર્ય કરવા અશક્ત યુવકો-ની વચ્ચે મહાન્ અંતર દૃષ્ટિગોચર થશે.

તમે દરેક પ્રકારે સુધરવા યત્નશીલ છો, તમે આત્મ–સુધારણા-ના માર્ગ તરફ પ્રયાણ કરવા તત્પર છો એ વાત પ્રસિદ્ધિમાં આવવાથી તમને જાણનારા દરેકનું ધ્યાન તમારા પ્રતિ ખેંચાશે. અને જેઓ ઉચ્ચગામી થવાને જરા પણ યત્ન કરતા નથી તેઓને જે વસ્તુ અપ્રાપ્ય છે તે તમને સ્હેજે પ્રાપ્ય થશે. ઉદ્યોગી માણસોનાં જીવનનો પણ ઘણો ભાગ નિરર્થક જાય છે, જેનો બરોબર ઉપયોગ કરવામાં આવે તો લાભકર્તા થવા સંભવ છે.

ઘણી ગૃહિણીઓ સવારથી રાત્રિ સુધી ગૃહકાર્યમાં એટલી બધી પ્રવૃત્ત હોય છે કે તેઓ એમ માને છે કે તેઓને પુસ્તકો, માસિકો અથવા સમાચારપત્રો વાંચવાનો જરાપણ અવકાશ મળતો નથી. પરંતુ જો તેઓ પોતાનું કાર્ય પદ્ધતિસર ચલાવે તો તેઓ કેટલો બધો સમય બચાવી શકે છે તે જોઇ વિસ્મય થશે. પદ્ધતિ એજ વખતને બચાવનાર છે, અને ખરેખર, આપણા જીવનનો ક્રમ એવો રચવો જોઇએ કે જેથી કરીને આત્મસુધારણા અને આત્મોત્કર્ષ માટે આપણને પુરતો વખત લભ્ય થઇ શકે. યદ્યપિ આમ ખરી બીના છે, તથાપિ ઘણા લોકો એમ ધારતા જણાય છે કે દરેક કાર્ય પુરૂં થયા

પછી અવશિષ્ટ રહેલો વખત એજ આત્મસુધારણાને માટે યોગ્ય સમય છે. અન્ય કાર્ય કરવા માટે જે વખતની જરૂર નથી હોતી એવો વખત એને જ્યાંસુધી મળતો નથી, ત્યાંસુધી જો તે અગત્યની બાબતો પરત્વે ધ્યાન ચોંટાડે નહિ તો એક ધંધાદારી માણુસ કંઇ પણ કરી શકે નહિ એ નિઃસંદેહ છે. કુશલ ધંધાદારી માણુસ સવારમાં ઑફીસમાં જઇ દિવસના અગત્યના કામમાં સત્વર મગ્ન થઇ જાય છે. તે સારી રીતે સમજે છે કે જો તે બધી બહારની ઝીણી ઝીણી બાબતો પર ધ્યાન આપશે, જે કોઇ મળવા આવે તેને મળશે અને જે જે પ્રશ્નો તેને પૂછવામાં આવે તેના જવાબ આપવામાં રોકાશે તો તેનું મુખ્ય કામ હાથમાં લેતાં પહેલાં ઑફીસ બંધ કરવાનો સમય થઇ જશે. આપણામાંના ઘણા ખરા જે બાબતો પોતાને પ્રિય હોય તેને માટે અવકાશ મેળવવાને યત્ન કરતા હોય છે. કોઇને જ્ઞાન-પ્રાપ્તિની ઇચ્છા હોય છે, તો કોઇ આત્મસુધારણા માટે તિવ્રતાથી ઉત્કંઠા ધરાવે છે, તો કોઇને વાંચનનો શોખ હોય છે. આ પ્રમાણે સહુ પોતપોતાની પ્રિય બાબતને માટે અવકાશ મેળવવાને યત્નશીલ રહેશે; કારણ કે જ્યાં ઇચ્છા હોય, ઉત્કંઠા હોય, શોખ હોય ત્યાં સમય સ્વભાવતઃ હોય છે.

ઉપયોગી બાબતોની ખાતર નિરૂપયોગી બાબતોનો આદર અને ત્યાગ કરવાના નિશ્ચય માત્રની જ અપેક્ષા છે. જે વસ્તુઓ પ્રાન્તે આ-પણને વિશેષ અનુકૂળ અને લાભપ્રદ થઈ પડે એમ હોય તેની ખાતર વર્તમાન અનુકૂળ વસ્તુઓને તિલાંજલી આપવાના નિશ્ચય માત્રની જ અપેક્ષા છે. વર્તમાન આનંદ અને એશઆરામની ખાતર ભવિષ્યના હિતનો ભોગ આપવાની હમેશાં લાલચ હોય છે. કોઇ સાનુકૂળ વખતને માટે વાંચવાનું કાર્ય મુલ્તવી રાખી નકામી વાતોમાં

વખત ગુમાવવાની અથવા નિરર્થક મજા મેળવવાની સામાન્ય ઇચ્છા સ્વાભાવિક રીતે દરેકને હોય છે.

**જેઓ પોતાનાં કાર્યો પદ્ધતિસર બજાવી શક્યા છે અને જેઓએ પોતાનો કાર્યક્રમ નિયમસર રચ્યો છે તેઓજ મહાન કાર્યો કરવાને સમર્થ નીવડયા છે. જેઓ સમયની કિંમત બરાબર સમજ્યા છે તેઓએ જ જગતના ઇતિહાસમાં નામના મેળવી છે અને તેઓ જ ચિરસ્મરણીય બન્યા છે.**

જો તમારે આનંદી સ્વભાવ કેળવવો હોય, નવીન મજા, નૂતન ભાવના, નવલ ઉત્સાહ, કદાપિ પૂર્વે નહિ અનુભવેલું નવું ચૈતન્ય પ્રાપ્ત કરવા સ્પૃહા હોય તો સારાં માસિકો, સારાં પુસ્તકો હમેશાં નિયમીત રીતે વાંચવાનો પ્રારંભ કરો. પ્રારંભમાં અત્યંત વાંચવાનો યત્ન કરવાથી તમારે કંટાળી જવું નહિ. એકી વખતે માત્ર થોડું જ વાંચવાની ટેવ રાખવી પણ હમેશાં થોડું તો વાંચવું એવી નિશ્ચયાત્મક ટેવ ધડો. કેટલું થોડું વંચાય છે તેને માટે બિનદરકાર રહો. જો તમે ખરા દિલથી તે પ્રવૃત્તિનો આરંભ કર્યો હશે તો તમારો વાંચન પ્રતિનો પ્રેમ દિવસાનુદિવસ વધતો જશે; અને યોગ્ય વખત જતાં તેનાથી તમે અપ્રતિમ અનનુભૂત આનંદ અને સંતોષના ભોક્તા બનશો. તેનાથી તમારામાં અજબ ચૈતન્ય અને વિલક્ષણ ઉલ્લાસ જાગૃત થશે.

કસરતશાળા તરફ દષ્ટિ કરતાં કેટલાક એવા મંદોત્સાહી લોકો જોવામાં આવે છે કે જેઓ પોતાનાં શરીરના સ્નાયુને મજબૂત બનાવે એવી નિયમિત પદ્ધતિસર અમુક કસરત કરવાને બદલે એક વસ્તુપરથી બીજી વસ્તુપર હેતુ વગર કુદે છે. એકાદ બે મિનિટ સુધી દંડ પીલવાની કસરત કરે છે. વળી તેને ફેંકી દઈ હીંચકાની કસરત ખેલે છે. આ પ્રમાણે પદ્ધતિ

વગરનું કરવાથી સમય અને શક્તિનો દુર્વ્યય થાય છે. આવા લોકો કસરતશાળામાંથી દૂર રહે એજ ઇષ્ટ છે; કેમકે હેતુ અને ઐક્યની ખામીને લીધે તેઓને લાભ કરતાં હાનિ વિશેષ થાય છે. કસરતથી બલિષ્ટ થવાની ઇચ્છા રાખનારે હેતુપુરઃસર અને પદ્ધતિપુરઃસર કસરત કરવાનું લક્ષમાં રાખવું જોઇએ.

શારીરિક અને માનસિક કસરતમાં સહેજ ભેદ છે. જો કે પદ્ધતિની અગત્ય બન્નેમાં સરખી જ છે. જેઓ એક પછી એક પુસ્તક હાથમાં લઇ પડતું મુકે છે, જેઓ માત્ર સ્વાદ ચાખનારા જ હોય છે, ઘડીભર એક પુસ્તક તો ઘડીભર બીજું પુસ્તક જેઓ લે છે, અને જેઓ પુસ્તકનાં પાનાં આમથી તેમ નિર્હેતુક સાદ્યંત ફેરવી જાય છે તેઓ વાંચનથી માનસિક વિકાસ કરી શકે એ અસંભવિત છે. વાંચનથી વિશેષ લાભ સંપાદન કરવા માટે તમારે હેતુપુરઃસર વાંચવું જોઇએ. માત્ર ફુરસદનો સમય વ્યતીત કરવા ખાતર એકાદ પુસ્તક નિર્હેતુક હાથમાં લેવું એ અપકર્ષસૂચક છે. તે આનાં જેવું છે કે કોઈ શેઠ એક માણસને નોકર તરીકે રાખી તેને કહે કે જ્યારે મારી મરજીમાં આવશે ત્યારે તને કામ સોંપીશ અને મરજીમાં આવશે ત્યારે વિસામાની છુટ આપીશ અને મને કંટાળો આવશે ત્યારે તને મુક્ત કરીશ.

જે પુસ્તક તમે કોઇ પણ હેતુપુરઃસર વાંચવા ઇચ્છતા હો તે પુસ્તક તમારે શ્રમિત અને અવ્યવસ્થિત ચિત્તથી વાંચવાનું કદાપિ શરૂ કરવું નહિ. જો તમે તેમ કરશો તો તેનાથી તમને કશો લાભ થશે નહિ એ ખાતરીપૂર્વક માનજો. હમેશાં ઉલ્લાસપૂર્વક અને પૂર્ણ ઉત્સાહપૂર્વક વાંચવાની ટેવ રાખો. મનની વ્યગ્રતા કે જેનાથી ઘણાને દુઃખ થાય છે અને વર્તમાન જમાનામાં વાંચનનાં સાધનો પ્રાપ્ત કરવાની સગવડતા વધી જવાથી જે વ્યગ્રતાને ઉત્તેજન મળે છે તેને દૂર

કરવાને આ ટેવ અસરકારક અને અનુપમ ઔષધિ છે. સહેતુક વાંચન-થી તમને જે સંતોષ અને આનંદ થશે અને તેનાં પરિણામરૂપે તમે જે માનસિક વિકાસ અને વિશાળતા અનુભવશો તે બીજા કશાથી થવું અશક્ય છે, અને તે વખતે આપણને ખ્યાલ આવે છે કે આપણે અજ્ઞાન અને બીજાં માનસિક આવરણોને તેમજ આપણા ઉત્કર્ષના પ્રતિબાધકોને આપણે છિન્નભિન્ન કરી નાખીએ છીએ. જ્યારે મનની સંપૂર્ણ એકાગ્રતાપૂર્વક વાંચવામાં આવે છે, ત્યારે જ માન-સિક બળમાં વધારો થાય છે. અને તેથી જે પુસ્તક વાંચવાનું શરૂ કરવું તે અંતઃકરણપૂર્વક અને સંપૂર્ણ એકાગ્રતાયુક્ત પ્રસન્ન ચિત્તથી જ વાંચવું.

નિશ્ચેષ્ટ વાંચનની અસર અવ્યવસ્થિત વાંચનની અસર કરતાં વધારે નુકશાનકારક નીવડે છે. જેમ કસરતશાળામાં બેસવાથી શરીર મજબૂત થઇ જાય એ આશા વ્યર્થ છે તેમ આવા પ્રકારનાં વાંચનથી મગજના તંતુઓ બળવાન બને એ આશા પણ આકાશપુષ્પવત્ છે; કેમકે આવા પ્રકારના વાંચનમાં મન નિશ્ચેષ્ટ અને અસ્થિર હોય છે, કોઇ પણ સ્થળે એકાગ્ર થયા વગર અત્રતત્ર ભટકતું હોય છે. આવું વાંચન માનસિક શક્તિને તેમજ બુદ્ધિને નિર્બળ બનાવે છે, અને મગજને કઠિન વિષયોમાં પડવાની શક્તિથી રહિત કરી મુકે છે.

જો મગજ અંતઃકરણથી દોરાતું નથી, જ્ઞાન પ્રાપ્ત કરવાની તિવ્ર અભિલાષા, વિશાળ વિકાસ માટેની ઉગ્ર ઉત્કંઠા અને મનોરાજ્યને ઉચ્ચતમ આદર્શો અને ભાવનાઓથી વિભૂષિત કરવાની પ્રબળ આકાંક્ષા—એ સઘળા વાંચનના હેતુ નથી હોતા તો તમને કોઇ પણ પુસ્તકના વાંચનથી ઉત્તમ લાભ થશે નહિ. પરંતુ જેવી રીતે તપ્ત ભૂપ્રદેશ વરસાદના પાણીને ચૂસી લે છે તેવી રીતે તમારો જ્ઞાનપિપાસુ

આત્મા લેખકના વિચારોનું પાન કરી લે તોજ તમારી ગુપ્ત અપ્રકટ શક્તિઓ ભૂમિમાંનાં બીજની માફક નવીન જીવન અને ચૈતન્ય પ્રાપ્ત કરી શકશે.

જ્યારે વાંચો ત્યારે વિદ્વાન્ નરરત્નોએ વાંચ્યું તેમ વાંચો. મેકૉલેએ વાંચ્યું તેમ વાંચો. કાર્લાઇલે વાંચ્યું તેમ વાંચો. અને જે મહા પુરૂષોને વાંચનથી લાભ થયો છે તે દરેકની માફક વાંચવાનો અભ્યાસ રાખો. તેવી ટેવ કેળવો એટલે જે લાભ તેઓને થયો તે તમને પણ થશે, એ નિર્વિવાદ છે. તમે જે વાંચો તેમાં તમારા આત્માને મગ્ન કરી વાંચો અને એવા એકાગ્ર ચિત્તથી વાંચો કે તમારાં પુસ્તક બહારની દરેક વસ્તુના અસ્તિત્વને વિસરી જાઓ.

એક સુવિખ્યાત આંગ્લ વિદ્વાનના શબ્દોમાં કહીએ તો "Reading furnishes us only with the materials of knowledge, but it is thinking that makes what we read ours" (વાંચનથી માત્ર જ્ઞાનપ્રાપ્તિનાં સાધનનો આપણને લાભ થાય છે, પરંતુ જે આપણે વાંચીએ તે આપણું કરવા માટે વિચાર કરવાની ટેવની આવશ્યકતા છે.)

પુસ્તકોમાંથી અધિક લાભ મેળવવા માટે વાચકે વિચારક થવાની જરૂર છે. માત્ર વાતો જાણવાથી માનસિક બળમાં અને વિકાસમાં વૃદ્ધિ થતી નથી. જેનાથી લાભ થઇ શકે નહિ એવા વિષયોથી મનને ભર્યા કરવું તે આપણા ઘરમાં હાલીચાલી શકાય નહિ તેવી રીતે ફર્નીચર ખડકયા કરવા સમાન છે. જ્યાંસુધી ખોરાકનું બરાબર પાચન થઇ રસ થતો નથી, ત્યાં સુધી શારીરિક બળ જામતું નથી, તેમ જ્યાં સુધી જ્ઞાન બરાબર પચતું નથી, મનનો એક મુખ્ય ભાગ બનતું નથી ત્યાં સુધી મનમાં ભરેલાં જ્ઞાનથી વાસ્તવિક રીતે માનસિક બળ જામતું નથી.

જો તમારે માનસિક બળ સંપાદન કરવાની ઇચ્છા હોય તો

એકાગ્ર ચિત્તથી વાંચી રહ્યા પછી આ ટેવ પાડો. "વારંવાર તમારૂં પુસ્તક બંધ કરો, થોડી વાર બેસો અને મનન કરો; અથવા ઉભા રહો, ચાલો અને ચિંતન કરો. વાંચન, વિચાર, મનન અને નિદિધ્યાસન કરો. જે કંઇ તમે વાંચ્યું હોય તેનું વારંવાર તમારા મનમાં ચિંતન અને મનન કર્યા કરો, મનનવડે જ્યાં સુધી તમે તેને પચાવ્યું નથી, તમારા જીવનમાં ઉતાર્યું નથી, ત્યાં સુધી તે તમારૂં નથી. જ્યારે તમે પહેલવહેલું વાંચો છો ત્યારે તે લેખકનું હોય છે, અને જ્યારે મનનવડે તમે તેને તમારો અભિન્ન ભાગ બનાવો છો ત્યારે જ તે તમારૂં બને છે.

ઘણા લોકો એમ માનતા હોય છે કે જો તેઓ નિરંતર વાંચવાનું ચાલુ રાખે, જો તેઓ જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે ત્યારે કોઇ પણ ચોપડી વાંચે, તો તેઓ જરૂર સર્વ વિષયમાં કુશળ અને સર્વશાસ્ત્રપારંગત થઇ શકે. આ માન્યતા ભૂલભરેલી છે. જો તેઓ આમ વાંચવાથી સર્વપારંગત થવાની આશા રાખે તો હરવખત ગમે તે ખોરાકનો પદાર્થ આરોગવાથી મલ્લ બનવાની આશા રાખી શકે. વાંચન કરતાં મનન ઘણો અગત્યનો વિષય છે. જેમ ખાધેલા અન્નને પાચનની જરૂર છે તેમ વાંચેલ બાબત પર મનનની સંપૂર્ણ જરૂર છે. કેટલાક મૂઢમતિ લોકો નિરંતર વાંચતા અને પોતાની જાતને નિરંતર જ્ઞાનથી ઠાંસીઠાંસી ભરતાં હમેશાં જોવામાં આવે છે, પણ તેઓ કદી મનન કરતા જોવામાં આવતા નથી. તેઓને થોડો ઘણો આરામનો વખત પ્રાપ્ત થાય છે કે તરત જ તેઓ ગમે તે પુસ્તક હાથમાં લઇ વાંચવા લાગે છે. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ જ્ઞાન આરોગે છે, પરંતુ તેને પચાવવાનો કદી યત્ન કરતા નથી.

ઘણા માણસોને વાંચવાની એવી ટેવ પડી હોય છે કે તેઓ

કદી હાથમાં કોઇ પણ પુસ્તક, કોઇ માસિક અથવા વર્તમાનપત્ર વગરના હોતા નથી. તેઓ ઘરમાં, ગાડીમાં, બહાર ફરવા જતાં જ્યાં ત્યાં વાંચતા અને વિશાળ જ્ઞાન મેળવતા નજરે પડે છે. જ્ઞાન સંપાદન કરવા તરફ તેઓને અત્યંત પ્રેમની લાગણી હોય છે અને તોપણ મગજ પર આ પ્રમાણે હમેશાં ભાર પડવાથી તેઓની માનસિક શક્તિ નિર્બળ થઇ ગયેલી જણાય છે.

પ્રત્યેક અભ્યાસીએ અને વાંચકે આંગ્લકવિ મિલ્ટનની નીચે લખેલી લીંટીઓ સ્મરણપટમાં કોતરી રાખવી જોઇએ.

Who reads
Incessantly, and to his reading brings not
A spirit and judgement equal or superior,
Uncertain and unsettled still remains,
Deep versed in books and shallow in himself,
Crude or intoxicate, collecting toys
And trifles for choice matters, worth a sponge,
As children gathering pebbles on the shore.

**ભાવાર્થ:**—જે માણસ નિરંતર વાંચે છે પણ પોતાનાં વાંચનથી સમાન અથવા શ્રેષ્ઠ જ્ઞાન મેળવતો નથી તે હમેશાં અચોક્કસ અને અવ્યવસ્થિત રહે છે. તે પુસ્તકોની મોટી સંખ્યા વાંચે તોપણ પોતે તો અપૂર્ણ જ રહે છે. જેવી રીતે નાનાં બાળકો દરીયાકિનારેથી નકામા પથરાઓ એકઠા કરે છે તે પ્રમાણે તેઓ ઉત્તમ બાબતો ગ્રહણ કરવાને બદલે નકામી વસ્તુઓનો સંગ્રહ કરે છે.

અંગ્રેજી ભાષાનો મહાન્ શબ્દકોષ રચનાર મી. વેબ્સ્ટર જ્યારે નાની ઉંમરનો હતો ત્યારે પુસ્તકો એટલાં બધાં જુજ અને કીમતી

હતાં કે તેને કદિ સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે તેઓ માત્ર એકજ વખત વાંચવાના છે. પણ તેણે એવો નિશ્ચયાત્મક વિચાર કર્યો હતો કે પુસ્તકો જીવ્હાગ્રે જ હોવાં જોઇએ અથવા જ્યાં સુધી તેઓ જીવનના એક અંશરૂપ બને નહિ ત્યાં સુધી પુનઃ પુનઃ વાંચવાં જોઇએ.

એક સ્ત્રીલેખક કહે છે કે—"આપણે જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં વાંચવાથી એક પ્રકારની ભૂલ કરીએ છીએ. મને માનવાને કારણ મળે છે કે મેં વાંચ્યું તેનાથી અર્ધ પ્રમાણમાં વાંચ્યું હોત તો વધારે બુદ્ધિમાન અને પ્રતિભાશાળી હું થઈ શકત, અને મારી માનસિક શક્તિને વધારે મજબૂત બનાવી શકત અને કેળવી શકત."

જે પુરૂષો શાંત જીવન વહન કરે છે તેઓને વિક્ષેપ કરવાની સત્તાઓ આડે આવતી નથી, જેથી તેઓ વધારે સારી રીતે વાંચી શકે છે અને વિચાર કરવામાં વધારે ઉંડા ઉતરી શકે છે. તેઓનું વાંચનક્ષેત્ર વિશાળ હોતું નથી, પરંતુ તેઓ વાંચનકળામાં વધારે પ્રવીણ અને બાહોશ હોય છે. જેવી રીતે શરાણ પર ચઢાવવાને છરી, સુડી આદિ વસ્તુઓ લઇ જવામાં આવે છે તેવી રીતે આપણા મનને કોઈ પણ વિષયનાં વાંચન અથવા અભ્યાસમાં લઇ જવું જોઇએ. શરાણમાંથી આપણને જે કંઇ મળે છે તે માટે આપણે સુડી અથવા છરીને તે પર ચઢાવતા નથી, પરંતુ તેની અણી તીક્ષ્ણ બને તે હેતુથી જ આપણે તેમ કરીએ છીએ. આપણે જે પુસ્તકો વાંચીએ છીએ તેમાંથી જે કંઇ યાદ રાખીએ છીએ તેને વાંચનના લાભ તરીકે ગણવામાં આવતું નથી. પણ આપણે તેઓની ચારિત્ર્ય બંધારણની શક્તિમાંથી શું ગ્રહણ કરીએ છીએ તેજ મોટામાં મોટો લાભ છે. જીવન રસાયન અને જીવનના વિકાસમાં ઉપયોગી સર્વ વસ્તુઓ પુસ્તકાલયમાં નથી, પરંતુ તમારા પોતાનામાં, સ્વમાનની લાગણીમાં અને કરેલ કર્તવ્યના અભિજ્ઞાનમાં છે.

સારૂં પુસ્તક વાંચવું એ ઉત્તમ વાત છે. સારૂં જીવન વહન કરવું એ તેના કરતાં પણ ઉત્તમ વસ્તુ છે, અને આવું જીવન વહન કરવાથી જ વૃદ્ધત્વને પણ અટકાવે એવી શક્તિ ઉત્પન્ન થાય છે. વિદ્યા અથવા જ્ઞાનની પ્રાપ્તિ મનુષ્યો વચ્ચેના ભેદની તુલના કરવાનું ધોરણ નથી. માત્ર જ્ઞાનની પ્રાપ્તિ એજ શકિતની પ્રાપ્તિ છે, એમ માની શકાય નહિ. જે જ્ઞાન તમારા પોતાના એક અંશરૂપ બન્યું નથી તે જ્ઞાન કટાકટીને પ્રસંગે ભાગ્યે જ ઉપયોગી થઇ શકે છે અને તમને સંકટમાંથી ભાગ્યે જ બચાવી શકે છે. વધારે અસરકારક શબ્દોમાં કહીએ તો જેમ જેમ માણસ આગળ પ્રગતિ કરે છે તેમ તેમ કેળવણીને તેણે પોતાનો અંશ બનાવવી જોઇએ. પોતાના એક અંશરૂપ બનેલી સ્વલ્પ વ્યવહારિક કેળવણી દુનિયામાં ઉપયોગમાં ન આવી શકે એવા જ્ઞાન કરતાં વધારે લાભો સિદ્ધ કરી શકે છે.

મનુષ્યો પર પુસ્તકો શું અસર કરે છે અને પોતાનાં પુસ્તકોની સાહાય્યથી એક વિચારક શું કાર્ય કરે છે તેને માટે સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ મિ. ગ્લેડસ્ટન કરતાં વધારે શિષ્ટ દૃષ્ટાંત મળવું અશક્ય છે. ગ્લેડસ્ટન પોતાની કારકીર્દી કરતાં ઘણે દરજ્જે મહાન્ હતો એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. તેને માનસિક વિકાસને માટે ખાસ પ્રેમ હતો. તેની વિલક્ષણ નૈસર્ગિક બક્ષીસોના પ્રભાવે તે ઑક્સફર્ડ અથવા કેમ્બ્રીજના વિશ્વવિદ્યાલયમાં મહાન્ અધ્યાપકની પદવી શોભાવી શક્યો હોત; પરંતુ સંજોગો તેને રાજનીતિના ક્ષેત્રમાં લઇ ગયા. જ્યાં તે તરત જ પોતાના સંજોગોને અનુરૂપ થઇ વર્ત્યો. તેનું વાંચન સર્વપક્ષી અને વિશાળ હતું અને તેણે પુસ્તકાલયો દ્વારા જ પોતાનો માર્ગ શોધ્યો હતો અને સરળ બનાવ્યો હતો.

વાંચનથી આપણે જે આનંદ અને આશ્વાસન પ્રાપ્ત કરીએ છીએ

તે વાંચન પરના પ્રેમનો બીજો મહાન્ લાભ છે. આપણી આસપાસની નિરાશાજનક, દુઃખદ અને ઉદ્વેગકર વસ્તુઓની સત્તામાંથી છટકી જઇ આનંદ, સૌન્દર્ય અને ઉત્સાહની સૃષ્ટિ તરફ યથેચ્છ વિહરવું એ અનવધિ આનંદનો વિષય છે. કોઇ માણુસ દુઃખથી પીડાતો હોય, વ્યાધિથી ગ્રસ્ત હોય અથવા કોઇ આર્થિક નુકશાનીથી હતાશ થઇ ગયો હોય તો મનને તેની અસલ સ્થિતિએ લાવવાનો સૌથી અકસીર અને તાત્કાલિક ઉપાય મનને ઉત્સાહપ્રેરક, વિદ્વત્તાપૂર્ણ વાતાવરણુમાં દોરી જવું એજ છે. અને આવું વાતાવરણુ ઉત્તમ કોટિનાં પુસ્તકો સિવાય અન્યત્ર અપ્રાપ્ય છે.

આપણે એવા ઘણા માણુસોને જોઇએ છીએ કે જેઓ માનસિક વ્યથાથી પીડાતા હોય, જેઓના મનની સ્થિતિ કોઇ ભારે નુકશાનીથી અથવા શોકના આઘાતથી તદ્દન ફરી ગઈ હોય. આવા લોકોની માનસિક સ્થિતિમાં કોઇ સારા પુસ્તકમાં લીન થવાથી મહાન્ પરિવર્તન થઇ જાય છે. હમેશાં બારીઓમાંથી ચોતરફ જોતાં, અસ્વસ્થ અને અસંતુષ્ટ ચિત્તથી જ્યાં ત્યાં ભટકતાં, શું કરવું અને વખત કેમ ગાળવો તેની મુંઝવણુમાં અનેક વૃદ્ધ માણુસો આપણી દૃષ્ટિએ પડે છે; કારણુ કે તેઓએ પોતાના જીવિતના આ ભાગને માટે બિલ્કુલ તૈયારી કરી હોતી નથી. તેઓએ પોતાનું બળ, પોતાની મહેચ્છાઓ આદિ સર્વસ્વ પોતાના ધંધામાં જં પરોવી દઈ વાપરી નાંખ્યું હોય છે. એક વૃદ્ધ ગૃહસ્થ ઘણો જ પ્રવૃત્તિશીલ ધંધો વહન કરતો હતો. તેનું જીવન અતિશય પ્રવૃત્તિપરાયણુ હતું, છતાં પણુ દુનિયામાં જે કંઈ બનતું તે સઘળાથી તે વાકેફ રહેતો. અને તેને પરિણુામે અત્યારે પોતાનું નિવૃત્તિ–જીવન તે એક બાળકની પેઠે સુખ અને સંતોષથી ગાળે છે. આનું કારણુ એ જ કે યુવાવસ્થામાં પ્રવૃત્તિપરાયણુ હોવા

છતાં તેનું વાંચન ઘણું જ વિશાળ હતું. જે લોકો પોતાની માનસિક શક્તિને એક જ દિશામાં એકી વખતે અત્યંત લાંબા સમય સુધી રોકી રાખે છે તેઓનું માનસિક બળ ક્રમે ક્રમે ક્ષીણ થતું જાય છે અને માનસિક સ્થિતિસ્થાપકત્વ નષ્ટપ્રાય થતું જાય છે.

પરિશ્રમ પછી આરામ તથા શાંતિ આપવાની એકજ બાબતમાં પુસ્તકો પોતે હેતુરૂપ બને છે. જ્યારે કલ્પનાસૃષ્ટિમાં દુનિયાની આધિ-ઉપાધિઓને વિસરી જવાનો, મનને ઉન્નત અને તાજું બનાવવાનો હેતુ હોય છે ત્યારે પુસ્તકો માત્ર સાધન કરતાં વધારે કાર્ય બજાવે છે. ત્યાં તેઓ પોતે જ હેતુરૂપ છે. પુસ્તકો માણુસમાં નવીન ઉત્સાહ, નવું ચૈતન્ય અને નવું બળ રેડે છે. શારીરિક અથવા માનસિક કાર્યથી શ્રાન્ત થયેલો માણુસ કોઈ મહાન્ ગ્રંથકર્ત્તાના પુસ્તકને હાથમાં લે છે કે તરત તે આ પૃથ્વીતલથી ઉચ્ચપદે જાય છે અને નવી સૃષ્ટિમાં પ્રવેશ કરે છે, જ્યાં તેને સર્વ આધિ-ઉપાધિનું વિસ્મરણ થાય છે, તેના અવયવોને સંપૂર્ણ આરામ મળે છે અને અકથ્ય સુખ તથા નવીન ચૈતન્ય પ્રાપ્ત કરી આ પૃથ્વીતલ પર પાછો આવે છે.

સારાં પુસ્તકોનો ચાહનાર કદાપિ એકલો હોઇ શકે જ નહિં. પોતાના કાર્યમાંથી નિવૃત્ત થાય ત્યારે ગમે તે સ્થળે, ગમે તે સ્થિતિ-માં આનંદદાયક અને લાભકારક ધંધો ( પુસ્તકોનું વાંચન ) મેળવી શકે છે, અને સર્વોત્તમ મિત્રોની મંડળીનો લાભ પ્રાપ્ત કરી શકે છે.

દરેક માણુસ મુદ્રણકળાને અત્યંત આભારી છે કે જે દ્વારા સુ-પ્રસિદ્ધ ગ્રંથકારો અને લેખકો પોતાના ઉત્તમ વિચારો અને આદર્શો આપણા આગળ રજુ કરી શકયા છે. મહાન્ પુરૂષોની સાથે રૂબરૂમાં વાર્તાલાપ કરતાં તેઓનાં પુસ્તકો અને લેખો દ્વારા તેઓની સાથે વાર્તા-લાપ કરવામાં કેટલાક વધારે લાભોની પ્રાપ્તિ થાય છે. તેઓનાં પુસ્ત-

કોમાં આપણને તેઓનાં જીવન સંબંધી ઉત્તમ બાબતો જ માલુમ પડે છે. જેથી તેઓની પ્રતિકૂળ વિચિત્રતાઓ, તેઓની ભૂલો અને સ્વભાવ-સિદ્ધ વિલક્ષણતાઓ આપણા જાણવામાં કે જોવામાં આવતી નથી. પુસ્તકોમાં તો તેઓના સંબંધી જે સર્વ સારૂં હોય છે તે જ આપણા જોવામાં અને જાણવામાં આવે છે; કારણ કે પુસ્તકોમાં તેઓના પસંદ કરેલા શ્રેષ્ટ વિચારો જ પ્રકાશમાં મુકાયા હોય છે. પુસ્તકમિત્રો આપણી સેવામાં હમેશાં હાજર હોય છે. તેઓ આપણને કદિ ઉપદ્રવ અથવા પીડા કરતા નથી. તેમજ કોઇ પ્રકારનું કષ્ટ આપતા નથી, આપણે ગમે તેટલા કંટાળી ગયા હોઇએ અથવા નિરાશ થઈ ગયા હોઇએ તો પણ પુસ્તકમિત્રો હમેશાં આપણને શાંતિ અને વિશ્રાંતિ આપે છે, ઉત્તેજીત કરે છે, ઉત્સાહ પ્રેરે છે અને ઉત્કર્ષનો માર્ગ સૂચવે છે.

કદાચ આપણને નિદ્રા ન આવતી હોય ત્યારે મધ્યરાત્રિના સમય-માં આપણે મહાન્ ગ્રંથકાર અથવા લેખકને બોલાવીએ છીએ તો તે તરત જ અનુકૂળ કે પ્રતિકૂળ સમયનો વિચાર કર્યા વગર આપણી સાથે રહેવાને ખુશી હોય છે. સાહિત્યના મહાન્ ક્ષેત્રના કોઇપણ ખુણામાંથી આપણો બહિષ્કાર કરવામાં આવ્યો નથી, મરજીમાં આવે તે સમયે, સભ્યતાના કોઇપણ નિયમો પાળવાની અથવા સારો પોશાક ધારણ કરવાની આવશ્યકતા વગર અને સમય અગાઉથી નિયત કર્યા વગર આપણે સુપ્રસિદ્ધ વિદ્દ્રત્નોની મુલાકાત લઇ શકીએ છીએ. આગમચથી ખબર આપ્યા વગર આપણે મિલ્ટનને, શેકસપીઅરને, ઇમર્સનને, લૉંગફૅલોને, પ્રેમાનન્દને, અખાને, નર્મદને, દલપતને અથવા બીજા કોઇપણ સુવિખ્યાત કવિ અથવા લેખકને બોલાવી શકીએ છીએ અને તેઓ તરફથી અપ્રતિમ માન મેળવવા ભાગ્યશાળી થઇએ છીએ.

કોઇપણ જાતની ઓળખાણ પડાવવાની જરૂરીયાત વગર અને અપમાનની લેશ પણ ભીતિ વગર પુસ્તકાલયમાંના મિત્રો પાસે તમે જાઓ. તે મોટા સમૂહમાંથી તમારી ઇચ્છાનુસાર મિત્રોને પસંદ કરો, કેમકે તે મૂકભાવધારી અમર આત્માઓમાં અભિમાન–અહંત્વનો અંશ નથી, પણ તેમાં રહેલા ઉચ્ચતમ આત્માઓ અત્યંત નમ્રતાપૂર્વક ઉચ્ચ વા નીચ ગમે તે કોટિના પ્રત્યેક વ્યક્તિની સેવામાં હાજર છે. તમારી ઉચ્ચતા અથવા નીચતાના બિલકુલ વિચાર વગર તમે કોઇપણ પુસ્તક-મિત્ર સાથે છૂટથી વાત કરી શકો છો. કેમકે તે મિત્રો કોઇ જાતના અવિવેકથી કોઇની લાગણી દુઃખાવતા નથી તેમજ મન દુભાવતા નથી.

અસંખ્ય પુસ્તકો વાંચવાથી કોઇ માણસ વિદ્વાન્ અને બુદ્ધિ-વાન બની જાય છે એમ નથી, પણ તેણે જેના ઉપર ઉંડા અભ્યાસથી આધિપત્ય મેળવ્યું હોય છે તેવાં શ્રેષ્ઠ પુસ્તકોની નાની સંખ્યા માણસ-ને પ્રતિભાશાળી બનાવે છે, જેથી કરીને તેની અંદર રહેલો દરેક કિંમતી વિચાર પરિચિત મિત્રની ગરજ સારે છે. પુસ્તકોનું પુનઃ પુનઃ વાંચન પ્રતિદિન વધતા આનંદથી થાય છે ત્યારે જ તેઓ હૃદય-ના ઉંડામાં ઉંડા પ્રદેશમાં ઉતરે છે–હૃદય સાથે સંયુક્ત બને છે, અને આપણી સંપત્તિમાં વા વિપત્તિમાં, કીર્તિમાં વા અપકીર્તિમાં, ઉત્કર્ષમાં વા અપકર્ષમાં એક સરખી રીતે વર્તનારા જુના ગાઢ પરિચિત મિત્રો-રૂપે આપણા પાસે રહે છે. માત્ર એક બે વખત વાંચવાથી કોઇપણ મનુષ્ય કોઇ સુંદર કાવ્ય, મહાન્ ઇતિહાસ, રસિક નવલકથા અથવા ઉત્તમ નિબંધોનાં પુસ્તકનાં હાર્દમાં ઉતરી શકતો નથી. તેણે પોતાની સ્મરણશક્તિના ખજાનામાં તે પુસ્તકમાંના અમૂલ્ય વિચારો અને દૃષ્ટાંતો ભરવા જોઇએ અને પછી નિવૃત્તિના સમયમાં તેના પરિપક્વ વિચારો કરવા જોઇએ. મિત્રો આવે છે અને અમુક વખત આનંદ

આપી ચાલ્યા જાય છે; પરંતુ પુસ્તકો નિરંતર સાથે રહેનાર મિત્ર છે અને બધા કલાકોમાં આનંદ આપનારા છે. આંગ્લકવિ ગોલ્ડસ્મિથ વારંવાર કહેતો કે "કોઇપણ પુસ્તક પહેલીજ વાર વાંચતાં મને લાગતું કે મેં એક નવો મિત્ર પ્રાપ્ત કર્યો છે અને પ્રથમ વાંચેલ પુસ્તક જયારે હું ફરી વાંચતો ત્યારે પરિચિત જુના મિત્રને મળતાં જે આનંદ થાય તેવો અસીમ આનંદ મને થતો."

જો પવિત્ર લેખકો પોતાનાં પુસ્તકો રૂપે તમારા ગૃહમાં પ્રવેશ કરી નિવાસ કરવા આવે, જો તમારા પાસે સ્વર્ગની કવિતા ગાવાને મિલ્ટન કવિ આવે અને કલ્પનાસૃષ્ટિ તેમજ માનુષી હૃદયનાં કાર્યો પ્રકટ કરવાને શેકસપીયર કવિ આવે તો તમારી ગરીબ યા તવંગર સ્થિતિનો ખ્યાલ રાખ્યા વગર તેઓને માન આપવા સદા તૈયાર રહો. તમારા ઘરમાં ધનવાનો આવે છે કે નહિ તેની જરા પણ દરકાર કરો નહિ.

પુસ્તક એક ભલા મિત્રની ગરજ સારે છે. તે તમારી ઇચ્છાનુસાર સંપૂર્ણ બોધ સહિત તમારા પાસે આવે છે. તમારા શૂન્યહૃદયતાથી તેને ક્રોધ થતો નથી અને કદાચ તમે આનંદના અન્ય વિષયો તરફ તમારૂં ધ્યાન ફેરવો તો તેને ખોટું પણ લાગતું નથી. કંઇપણ બદલાની આશા વગર તે તમારી સેવા કરે છે. તે સ્મરણશક્તિમાં દાખલ થાય છે અને તેની અંદર રહેલું સ્વરૂપ તમારામાં ઓતપ્રોત થાય છે, અને તમારી સ્મરણશક્તિમાં સર્વત્ર પ્રસરી રહે છે ત્યાંસુધી તે ત્યાં ભમ્યા કરે છે.

હમેશાં ફક્ત દશ મિનિટ કંઇક સારૂં વાંચવાની ટેવને કેળવો. જો તમે સર્વ સારૂં જ વાંચતા હશો તો તેના પરિણામે વીશ વરસમાં કેળવાયલ અને બીન કેળવાયલ મન વચ્ચેનો ભેદ પ્રતીત થશે. સારૂં એટલે નવલકથા, કવિતા, ઇતિહાસ અને જીવનચરિત્રોમાંના દુનિયાના

સૌથી સરસ ખજાના એવો અર્થ થાય છે. થોડાં પણ સારાં પુસ્તકો વાંચવાં અને પુખ્ત વિચારપૂર્વક પસંદ કરેલાં પુસ્તકો વાંચવાં એ વાંચનદ્વારા શિક્ષણ પ્રાપ્ત કરવાનાં મૂળતત્વો છે. જો થોડાં પસંદ કરેલાં પુસ્તકો વાંચવાં હોય તો બીજાની પસંદગી અને પ્રશંસા પામેલાં પુસ્તકો વાંચો. સુવિખ્યાત ગ્રંથકારોએ રચેલાં અને ઉચ્ચકોટિનાં પુસ્તકો વાંચો. જાહેર પુસ્તકાલયોમાંથી પણ આવાં પુસ્તકો સહેલાઇથી મેળવી શકાય છે.

એવો એક ખાસ નિયમ છે કે જે પુસ્તક તમને ન ગમે તે ન વાંચો. બીજાને ગમતું હોય તે તમને કદાચ ન ગમે, માટે જે તરફ તમારૂં વલણ હોય અને તમને પ્રેમ હોય તે વાંચવાનો નિયમ રાખો. સમાન વસ્તુના આકર્ષણના અને સંમેલનના ખાસ નિયમથી સિદ્ધ થાય છે કે જે વસ્તુની શોધમાં તમે છો તે વસ્તુ તમારી શોધ કરતી હોય છે. તમને અધમ કોટિનાં પુસ્તકો વાંચવાનો શોખ હોય તો તેવાં પુસ્તકો મેળવવાને તમારે પ્રયાસ કે શ્રમ કરવાની જરૂર નથી. તેવાં પુસ્તકો આકર્ષણના નિયમાનુસાર તમારી જ શોધમાં હોય છે.

ખાદ્ય પદાર્થોને માટે બધા મનુષ્યોની રૂચિ એકસરખી હોતી નથી એ અનુભવસિદ્ધ વાત સહુને સુવિદિત છે. વાંચનને માટે પણ તેમજ છે. જેમ પોતાની પ્રકૃતિને પ્રતિકૂળ પદાર્થ કોઈ ખાતું નથી તેમ પોતાને નિરસ અને શુષ્ક જણાતાં પુસ્તકો વાંચવા કોઇની વૃત્તિ થતી નથી; તેથી કરીને દરેક માણસે પોતે જ પુસ્તકોની પસંદગી કરવી જોઇએ, અને જે પુસ્તક તેની શોધમાં હોય છે તે મેળવવું જોઇએ. કોઇ સારો વાંચક થોડાં જ પુસ્તકો પસંદ કરે છે તો કોઇને જેમ બને તેમ ઘણાં પુસ્તકો વાંચવાનું પસંદ હોય છે. અમુક પુસ્તકો અમુક માણસોને માટે સારાં હોય છે તે પરથી એવા નિશ્ચયપર ન આવી શકાય કે તે સર્વને માટે સારાં અને વાંચવા યોગ્ય છે.

તમને પોતાને: સ્વતંત્ર વિચાર કરતાં શીખવે અને તમારા પોતામાં અને બીજાઓમાં તમારી શ્રદ્ધા દઢીભૂત કરે એવાં પુસ્તકો નિરંતર વાંચો. તમારા મિત્રોમાં તમારો વિશ્વાસ ઓછો કરે એવાં પુસ્તકોથી સાવચેત રહો. ચારિત્ર્યનું અને સદ્વિચારોનું બંધારણ કરે એવાં પુસ્તકો જ વાંચો. તેઓને નષ્ટ કરે તેવાં પુસ્તકોથી અળગા રહો. જે પુસ્તકો ગૃહની પવિત્રતામાં રહેલી તમારી શ્રદ્ધાને અને ધર્મપરની આસ્થાને ક્ષીણ કરે, જે ધર્મ તરફ હાંસી કરતાં જણાય, જે કર્તવ્યબુદ્ધિને અને નૈતિક ફરજીયાતોને દાબી દે એવાં પુસ્તકોને દૂરથી નમસ્કાર કરો.

છેવટે એટલું જ કહેવાનું કે જેટલું બને તેટલું વાંચો અને વાંચો. પરંતુ કદાપિ ખરાબ અથવા નિરસ પુસ્તકને સ્પર્શ પણ ન કરો. જીવન અત્યંત ટુંકું છે, સમય અત્યંત કિંમતી છે; માટે ઉત્તમ વિષયોથી ભરપૂર પુસ્તકોના વાંચનમાં જ તે વ્યતીત કરવાનો દઢ સંકલ્પ કરો.

## (૮) મહત્વાકાંક્ષા.

"Whoever is satisfied with what he does has reached his culminating point. He will progress no more."

(પોતે જે કંઇ કરે છે તેનાથી જે કોઇ મનુષ્ય સંતુષ્ટ થઇ બેસી રહે છે તે તેના અંતસ્થાને પહોંચી ગયો છે. તે વધારે આગળ પ્રગતિ કરી શકશે નહિ.)

જગતમાં અસંખ્ય લોકો કોઇ પણ પ્રકારના ચોક્કસ આશય વગર

જીવન વ્યતીત કરે છે તે જોઇને અજાયબી થાય તેમ છે. આપણી આસપાસ અનેક સ્ત્રીપુરૂષોને જીવનસમુદ્ર ઉપર નિર્હેતુક આમતેમ ધસડાતા આપણે જોઇએ છીએ. જો તમે તેઓમાંના કોઇને પૂછશો કે તે શું કરવા ઇચ્છે છે, તેની શી ઇચ્છાઓ છે ? તો તેના જવાબમાં એજ મળવાનું કે તેનું તેને બરાબર–સંપૂર્ણ જ્ઞાન નથી. તે માત્ર પ્રસંગની જ રાહ જોયા કરતો હોય છે. જે મનુષ્ય કોઇપણ કાર્યક્રમ વગર પોતાનું જીવન પસાર કરે છે તે તેના લક્ષ્યસ્થાને પહોંચવા શક્તિવાન બને એ આશા નિરર્થક છે. સ્પષ્ટતઃ નિશ્ચિત કરેલા ઉદ્દેશની જીવન પર સબળ સત્તા ચાલે છે. તેનાથી આપણા પ્રયત્નોનું એકીકરણ થાય છે અને આપણે આપણું કાર્ય કયી દિશામાં લેવું તેની સુઝ પડે છે; જેથી કરીને આપણે કરેલ પ્રયત્ન મૂલ્યવાન લેખી શકાય છે.

જે માણસો કંઇ પણ ઉજ્વલ કાર્ય કરવાને સમર્થ બન્યા છે તેઓ કદિ પણ પોતાની સુસ્ત ચિત્તવૃત્તિ પ્રમાણે વર્ત્યા હોતા નથી. જે વસ્તુઓ તેવી મહત્વાકાંક્ષાઓની સિદ્ધિમાં અંતરાયકારક બને છે તેની સામે બાથ ભીડવા જેઓ સામર્થ્યવાન બને છે તે માણસો જ પ્રકાશમાં આવી શકે છે. જે કાર્ય પોતાને માટે ઇષ્ટ અને ઉત્તમ હોય, નહિ કે આનંદપ્રદ અથવા વધારે સુગમ, તે કાર્ય કરવાની પોતાની જાતને તે માણસ જરૂર પાડે છે તેની જ કિંમત અને કદર થાય છે.

પ્રત્યેક મનુષ્યે પોતાના ગુરૂ ( સ્વયંશિક્ષક ) થવું જોઇએ. યોગ્ય પ્રસંગ મળે નહિ ત્યાં સુધી આળસમાં બેસી રહેવું જોઇએ નહિ. પ્રભાતમાં પથારીમાંથી ઉઠવાની વૃત્તિ થાય નહિ ત્યાંસુધી સુઇ રહેવું એ જેવું ભૂલભરેલું છે, તેવું જ આપણે જ્યારે ખુશમિજાજમાં હોઇએ ત્યારે કાર્ય હાથ ધરવું એ ભૂલભરેલું છે. પોતાની પ્રકૃતિને અને રૂચિને સંયમમાં રાખતાં અને મનની ગમે તે સ્થિતિમાં પોતાની

જાતને કાર્ય કરવાની જરૂર પાડતાં દરેક માણસે શીખવાની ખાસ જરૂર છે. ઉચ્ચાશય વગરના ઘણાખરા લોકો જેઓ પોતાના કાર્યમાં સફળતા મેળવી શકતા નથી તેઓ એટલા બધા આળસુ હોય છે કે તેઓ વિજય પ્રાપ્ત કરી શકતા નથી. આવશ્યક પ્રયત્ન કરવાને તેઓ નારાજ હોય છે, અને તેઓ સમજે છે કે તેઓએ શામાટે વિનાકારણ યત્ન કરવો જોઇએ અથવા પરિશ્રમ સેવવો જોઇએ. એશઆરામમાં આ અમૂલ્ય જીવન વ્યતીત કરવામાં જ તેઓ મહત્વ સમજે છે. શારીરિક આલસ્ય, માનસિક ઉપેક્ષા, પ્રસંગોને જવા દેવાની ચિત્તવૃત્તિઃ આ સર્વ કારણોને લઇને માણસો પોતાના કાર્યમાં નિષ્ફળતા પ્રાપ્ત કરે છે. મહત્વાકાંક્ષાનો ક્રમશઃ સંકોચ થવા લાગે એ પોતાના કાર્યમાં અપકર્ષ થાય છે તેનું પ્રથમ ચિન્હ છે. ખાસ કરીને જ્યારે આપણે એવા વાતાવરણમાં હોઇએ કે જેમાં જીંદગીની સંભવિત વસ્તુઓથી માણસો દોરાય છે ત્યારે મહત્વાકાંક્ષા સિવાય અન્ય કોઇ ગુણ નથી કે જેના પર સંભાળપૂર્વક તપાસ રાખવાની અને જેને નિરંતર મજબૂત બનાવવાની જરૂર છે. જેઓ પોતાનો અપકર્ષ થતો અટકાવવાની ઇચ્છા રાખે છે તેઓને માટે પોતાની મહત્વાકાંક્ષાની નિરંતર તપાસ રાખવાની અને તેને જાગૃત રાખવાની અત્યંત અગત્ય છે. પ્રત્યેક બાબતનો આધાર મહત્વાકાંક્ષા પર રહેલો છે. જે ક્ષણે તે નિર્બળ બને છે તે જ ક્ષણે જીવનનાં સર્વ ધોરણો છિન્નભિન્ન થઇ જાય છે. મહત્વાકાંક્ષાના દીપકને નિરંતર પરિષ્કૃત અને દેદિપ્યમાન રાખવાની પુરેપુરી જરૂર છે. મહત્વાકાંક્ષાને દાબી દેનાર સત્તાઓની સાથે વિલાસ કરવાની ટેવ ભયંકર છે.

કોઇ માણસે નિદ્રાવહ ઔષધ વિશેષ પ્રમાણમાં લીધું હોય ત્યારે ડૉક્ટર તરત જ સમજી શકે છે કે નિદ્રા નાશકારક નિવડશે. જેથી દરદીને જાગૃત રાખવાનો યત્ન કરવામાં આવે છે અને તેના ઉપાયો લેવામાં

આવે છે. કેટલીક વખત સ્થિતિ વધારે ગંભીર હોય તો મૃત્યુનો નિરોધ કરવાને વધારે સખત ઉપચારો અજમાવવા પડે છે. આ નિયમ મહત્વાકાંક્ષાને પણ લાગુ પડે છે. જો મહત્વાકાંક્ષા એક વખત નિદ્રિત થઇ જાય છે–દબાઇ જાય છે, તો તેને પુનઃ સચેતન કરવાનું કાર્ય લગભગ અશક્ય થઇ પડે છે. ઉત્તમ ગુણોથી વિભૂષિત અનેક માણસો આપણી દૃષ્ટિએ સર્વત્ર પડે છે. આવી ઉચ્ચ કક્ષાના માણસો સુપ્રસંગોનો કેમ લાભ લેતા નથી, તેઓ નિષ્ક્રિય શા કારણથી રહે છે, આદિ પ્રશ્નોનો વિચાર કરતાં આશ્ચર્ય થાય છે. આનું કારણ એ છે કે તેઓને કોઇ પ્રકારની ઉચ્ચાભિલાષા હોતી નથી, પ્રધાન આશયો હોતા નથી.

ઘડીયાળમાં સર્વ ચક્રો પૂર્ણ હોય અને મૂલ્યવાન રત્નો હોય, પરંતુ જો તેમાં મુખ્ય કમાન ન હોય તો તે ઘડીયાળ નકામી છે. તે પ્રમાણે મનુષ્ય ઉચ્ચ કેળવણીનો સ્વાદ લીધો હોય, શરીરે સંપૂર્ણતઃ રોગરહિત હોય, પરંતુ જો તેનામાં ઉચ્ચાભિલાષો ન હોય તો તેના અન્ય ગુણો ગમે તેટલે દરજ્જે શ્રેષ્ઠ હોય તો પણ તે સર્વ નિરૂપયોગી છે. પુખ્ત વયે પહોંચેલા અને મહાન્ શક્તિ ધરાવનારા અનેક મનુષ્યો જોવામાં આવે છે કે જેઓએ અદ્યાપિપર્યંત પોતાનું જીવન-કાર્ય પસંદ કર્યું હોતું નથી. તેઓ એમજ કહે છે કે અમે શું કાર્યને માટે લાયક છીએ તે અમે જાણતા નથી. મનુષ્યોમાં મહત્વાકાંક્ષાનાં બીજનું વ્હેલું રોપણ થાય છે. આપણે તેની દરકાર કરતા નથી, તેને આપણા તરફ-થી ઉત્તેજન અને પોષણ મળતું નથી, તો તેનો ક્રમે ક્રમે લય થઇ જાય છે અને તે આપણને પીડા કરવાનું તજી દે છે; કેમકે અન્ય કોઇ ગુણનો અથવા વસ્તુનો ઉપયોગ કરવામાં ન આવે તો જેવી રીતે તે દબાઇ જાય છે તેવી જ રીતે મહત્વાકાંક્ષાના સંબંધમાં પણ બને છે. જે વસ્તુઓનો આપણે હમેશાં ઉપયોગ કરીએ છીએ તે જ વસ્તુઓ

આપણી પાસે રહી શકે છે. કોઇ પણ શક્તિ, સ્નાયુ, વા મગજ-શક્તિનો ઉપયોગ કરવાનું આપણે બંધ કરીએ છીએ કે તરત જ તે શક્તિનો હ્રાસ થાય છે અને ધીમે ધીમે તે શક્તિનો આપણામાંથી સદંતર નાશ થાય છે.

"ઉચ્ચગામી બનો" એ કુદરતના આદ્ય આહ્વાન પ્રતિ જો તમે દુર્લક્ષ કરો છો, જો તમે તમારી મહત્વાકાંક્ષાને ઉત્તેજન-પોષણ આપતા નથી અને ઉપયોગથી દિવસાનુદિવસ મજબૂત બનાવતા નથી તો તે મૃતદશાને પામે છે. જેમ કોઈ ઇચ્છા અને વૃત્તિને દાબી રાખવાથી તેનો નાશ થઇ જાય છે તેમ મહત્વાકાંક્ષાને દાબી દેવાથી તે નષ્ટ થઈ જાય છે એ વાતમાં કશો સંદેહ નથી. જે લોકોમાં મહત્વાકાંક્ષા મૃતાવસ્થામાં પડેલી છે એવા જ લોકો આપણી આસપાસ દૃષ્ટિએ પડે છે. તેઓ માનુષી દેખાવ માત્ર ધારણ કરે છે; પરંતુ જે અગ્નિ તેઓમાં પ્રજ્વલિત થયો હતો તે શાંત થઇ ગયો છે. તેઓ પૃથ્વી પર સંચરે છે, પરંતુ તેઓની ઉપયોગિતા રહી નથી. તેઓ પોતાની જાતને અથવા જગતને કશા ઉપયોગના નથી. જેની મહત્વાકાંક્ષા મૃત્યુગત થયેલી છે તે માણસની સ્થિતિ દયાજનક છે. જેનામાં મહત્વાકાંક્ષાનો અગ્નિ કાષ્ટના અભાવે શાંત થઇ ગયો હોય છે, જેણે ઉચ્ચગામી બનવાના આંતરિક નિમંત્રણ પર લક્ષ આપ્યું નથી તે માણસના જેવી શોચનીય અને દયાજનક સ્થિતિ ભાગ્યે જ કોઇની હશે. જ્યાં સુધી મહત્વાકાંક્ષા જીવંત હોય છે ત્યાં સુધી ગમે તેવા અધમ અને દુષ્ટ માણસના માટે આશા બાંધી શકાય છે, પરંતુ તેનો નાશ થાય છે ત્યારે મહાન્ જીવનોત્તેજક-જીવન પ્રોત્સાહક શક્તિનો વિલય થયો ગણાય છે. પોતાની મહત્વાકાંક્ષાનો નાશ થતો અટકાવવાનું કાર્ય અને પોતાની મહેચ્છાઓને સર્વદા તાજી અને તીક્ષ્ણ રાખવાનું કાર્ય પ્રત્યેક મનુષ્યને માટે મુશ્કે-

બતી ભરેલું છે. જો પોતે મહેચ્છાઓને સદા જાગૃત રાખે તે પોતાના આદર્શોને કાર્યમાં મુકવાની અને મહત્વાકાંક્ષાઓને પહોંચી વળવાની અહોનિશ ઇચ્છા રાખ્યા કરે તો તે કલ્પનાસૃષ્ટિના સર્વ પ્રબંધોનો સાક્ષાત્કાર અનુભવશે એમ માનવામાં ઘણા લોકો પોતાની જાતને ઠગે છે. મહત્વાકાંક્ષાઓને સચેતન અને જાગૃત રાખવા માટે ભિન્નભિન્ન સામગ્રી અને સાધનોની અપેક્ષા છે. મહત્વાકાંક્ષા ઉપયોગી અને તેટલા માટે તેને મહાન્ મનોબળ, અડગ નિશ્ચય, શારીરિક શક્તિ, સહનશીલતા આદિ વિશિષ્ટ ગુણોથી ટકાવી રાખવાની સંપૂર્ણ આવશ્યકતા છે. તેના વગર મહત્વાકાંક્ષા કંઇ પણ શુભ પરિણામ આપવા અશક્ત છે.

અમુક કાર્ય કરવાની તમને પ્રબળ ઇચ્છા છે તે વાતથી જ સિદ્ધ થાય છે કે તે કાર્ય તમે કરી શકશો, અને તે તમારે વિના વિલંબે કરવું જોઇએ. કેટલાક લોકો એમ ધારતા જણાય છે કે જીવનમાં અમુક કાર્ય કરવાની મહેચ્છા થાય તે ચિરકાલ નભી શકે તેવો ગુણ છે. પરંતુ આ વિચાર ભૂલભરેલો છે. તે તેમ નથી. યાહુદી લોકોને જે સ્વાદિષ્ટ ખોરાક રણની અંદર વૃક્ષોનાં મૂળમાંથી મળતો તેના જેવું તે છે. ઉક્ત ખોરાક તેઓને ત્વરાથી ખાવો પડતો હતો. જ્યારે તેઓની શ્રદ્ધા નબળી પડી ત્યારે તેઓ તે ખોરાકનો સંગ્રહ કરવાનો યત્ન કરવા લાગ્યા. પરંતુ તેઓને તરત જ જણાયું કે બીજા દિવસ સુધી તે ખોરાક તેઓની પાસે રહી શકશે નહિ. જે સમયે આપણો નિશ્ચય સંપૂર્ણતઃ દૃઢ થયો હોય તે જ સમય કાર્ય કરવા માટે યોગ્ય છે; કેમકે વિલંબ કરવાથી પ્રત્યેક ક્ષણે નિશ્ચય નબળો પડતો જાય છે. જ્યારે જ્યારે મહત્વાકાંક્ષા તાજી, પ્રબલ અને ઉત્સાહયુક્ત હોય છે ત્યારે કંઇપણ કાર્ય કરવું અતિશય સુગમ પડે છે. પરંતુ આપણે તે થોડો સમય મુલતવી રાખ્યા પછી તે કરવાને આવશ્યક યત્ન કરવાને અથવા

આવશ્યક ભોગ આપવાને ચિત્તવૃત્તિ નબળી પડી જાય છે; કેમકે પ્રારંભ-માં જે દૃઢતા હોય તેમાં અમુક અંશે ન્યૂનતા આવી જાય છે. તમારી મહત્વાકાંક્ષાને શાંત થવા ન દો. "અર્ધ સંતોષવૃત્તિમાં હું મારૂં જીવન પસાર નહિ કરૂં" એવો નિશ્ચયાત્મક વિચાર કરો. આવા નિશ્ચયપૂર્વક યોગ્ય અંતસ્થાન તરફ પ્રયાણ કરો. જેઓમાં મહત્વાકાંક્ષા નથી, જેઓ અર્ધસંતુષ્ટ છે, જેઓમાં પ્રગતિ કરવાને ઉત્સાહ અને આગ્રહ નથી તેવા લોકોને સાહાય્ય કરવાને યત્ન કરવો તે અત્યંત નિરાશાજનક છે.

જે યુવકો અવ્યવસ્થિત રીતે જીવન વહન કરવામાં સંતોષ માને છે, જે પોતામાં જે કંઇ હોયછે તેનાથી અર્ધ સંતુષ્ટ છે, જેઓએ પોતાની શક્તિના અલ્પઅંશનો ઉપયોગ કર્યો છે, જેઓની શક્તિઓનો સર્વથા દુરૂપયોગ થાય છે–નકામી જાય છે, તેવા યુવકો કંઇ પણ ઉપયુક્ત કાર્ય કરવાને સમર્થ થઇ શકતા નથી. જેઓમાં મહત્વાકાંક્ષા, શક્તિ, ઉત્સાહ આદિની ખામી છે, સહેજ પ્રતિરોધ કરવો પડે એવા માર્ગે ચાલવા જેઓ ખુશી હોય છે અને જેઓ ઓછામાં ઓછો પરિશ્રમ લે છે, તેવા યુવકો તરફથી કંઇ પણ ઉપયોગી કાર્યની આશા રાખવી નિરર્થક છે. તેઓમાં જીવનના પાયારૂપ કશું હોતું નથી કે જેના પર તેઓ ઇમારત બાંધી શકે. પાયાના રૂપમાં તેઓની પાસે શરૂઆત-માં જે કંઇ હતું તે સર્વ નિરૂપયોગી થઇ પડયું હોય છે. આ ઉપરથી એ નિર્ણયપર આવી શકાય કે જે યુવક પોતે હમણાં કરે છે તેનાથી સંતુષ્ટ થતો નથી, જે હમેશાં તેમાં સુધારો કરવાનો નિશ્ચય કરે છે, અને જે પોતાના કાલ્પનિક આદર્શોને સત્ય કરવા મથે છે તે જીવન-ક્ષેત્રમાં વિજયી નિવડે છે. ઘણાખરા માણસોની બાબતમાં એક મુશ્કેલી એ ઉભી થાય છે કે તેઓના આદર્શો અત્યંત નિકૃષ્ટ અને સાધારણ કોટિના હોય છે. તેઓ પોતાની આશાઓને તેજસ્વી રાખતા

નથી, અથવા તો મહેચ્છાઓ પુરતા પ્રમાણમાં કેળવતા નથી, તેઓ પશુની માફક જ જીવન ગુજારે છે. આત્મોન્નતિ કરવાની ઇચ્છા રાખનારે ઉચ્ચ વિચારો અને ઉચ્ચ ઇચ્છાઓ કેળવવાં જોઇએ. દૃષ્ટિ નીચે રાખી ઉંચે ચઢવાનું કાર્ય અશક્ય છે. કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ થયા પૂર્વે તે વસ્તુ માટે મહેચ્છા થવી જોઇએ. જેમ જેમ સુધારો આગળ વધે છે તેમ તેમ ઇચ્છાઓ ઉચ્ચ બનતી જાય છે, અને જેમ જેમ ઇચ્છાઓ ઉચ્ચતર થાય છે તેમ તેમ લોકો ઉન્નતિક્રમમાં વિશેષ પ્રગતિમાન થાય છે.

અત્ર એવો પ્રશ્ન કદાચ ઉપસ્થિત થાય કે પ્રત્યેક માણસ પોતાના લક્ષ્યસ્થાને પહોચે અને પોતાના ઉચ્ચાભિલાષોનું સાફલ્ય પ્રાપ્ત કરે તો મનુષ્યજાતિનું શું થશે ? કોઇપણ માણસ પોતાની ઇચ્છામાં આવશે તે કરતાં વધારે કાર્ય કરવા ઇચ્છશે ? નિકૃષ્ટ કાર્યો કરવાનું કોણ માથે લેશે ? આના ઉત્તરમાં એજ કહેવાનું કે ધારો કે જગતના સર્વ મનુષ્યો ધનવાન માતાપિતાઓના પુત્રો અને પુત્રીઓ હોય અને સર્વ લોકો પોતાનો સમય મોજમજામાં નિર્ગમન કરવામાં અને પોતાને પ્રતિકૂળ લાગતાં કાર્યોથી જેમ બને તેમ અલગ રહેવામાં અને તેને તજી દેવામાં જીવિતની કૃતકૃત્યતા સમજતા હોય, તોપણ આવા લોકોથી વસાયલી દુનિયાને જંગલી અવસ્થા પુનઃ મેળવવામાં કેટલો બધો સમય લાગશે ?

સહેજ વધારે ઉંચે ચઢવાના, સહેજ વધારે સુખદ સંસ્થિતિમાં મુકાવાના, વધારે સારી કેળવણી સંપાદન કરવાના, વધારે વિકાસ અને સંસ્કૃતિ પ્રાપ્ત કરવાના, સંપત્તિની પ્રાપ્તિથી સત્તાથી સમન્વિત થવાના મનુષ્યોના યત્નો તે અન્ય કશું નથી, પરંતુ જેનાથી મનુષ્ય જાતિના શ્રેષ્ટ આદર્શભૂત વ્યક્તિઓનાં ચારિત્ર્ય અને સત્વ વિકાસ

પામ્યા છે તે જ છે. આપણાં જીવનની ઉર્ધ્વગતિ અન્ય લોકોમાં આપણા માટે શ્રદ્ધાની પ્રેરણા કરે છે.

જેવી રીતે અરણ્યમાંથી યાહુદી લોકોને દોરવામાં મોઝીસે માર્ગદર્શકનું કાર્ય કર્યું હતું તેવી રીતે મનુષ્યજાતિને મુશ્કેલી રૂપી અરણ્યમાંથી નિવૃત્તિકર પ્રદેશમાં દોરી લાવવામાં મહત્વાકાંક્ષા નેતા અથવા માર્ગદર્શકનું કાર્ય બજાવે છે. ખરૂં છે કે મનુષ્યજાતિનો મ્હોટો ભાગ એટલો બધો પચ્છાત છે કે નિવૃત્તિકર પ્રદેશ તેઓને દૃષ્ટિગત થાય એ પણ લગભગ અસંભવિત છે. આમ છતાં એ પણ ખરૂં છે કે અર્ધ–જંગલી દશા ભોગવતા મનુષ્યોમાં કંઈક સુધારો થયો છે.

મહેચ્છાઓ લોકોને સુધારાની તુલામાં મુકે છે. કોઇપણ વ્યક્તિના અથવા પ્રજાના આદર્શોથી તેની વર્તમાન સ્થિતિનું તેમજ ભવિષ્યની શક્યતાનું માપ થઇ શકે છે. જીવનના દરેક ક્ષેત્રમાં આપણા આદર્શો અને મહેચ્છાઓ ઉચ્ચતર અને સ્વચ્છતર બનતા જાય છે. ઉત્કર્ષ અને સુધારાની ગતિ એટલી બધી વેગવતી છે કે પ્રત્યેક પ્રયત્ન કરવામાં અગાઉ કરતાં મહત્તર ઇચ્છાઓ, ઉચ્ચતર આદર્શો, ઉચ્ચતર બુદ્ધિ અને પ્રયાસની અપેક્ષા છે. આદર્શોથી આખી માનવજાતિ ક્રમશઃ પરિવર્તન પામી ઉન્નતિના શિખર પર સ્થિત થાય છે અને અંતે પ્રત્યેક વ્યક્તિ જે સુખદ સ્થિતિ તેનો જન્મહક્ક છે તે સ્થિતિમાં મુકાય છે.

પોતે જે કંઇ પ્રાપ્ત કર્યું હોય છે તેનાથી જે સંતુષ્ટ થઇ બેસી રહે છે તે જ માણુસ ઉન્નતિક્રમમાં આગળ વધતો અટકી જાય છે; પરંતુ ઉન્નતિક્રમમાં આગળ વધતા મનુષ્યને તો અખિલતામાં, તથા પરિપાકમાં મહાન્ ન્યૂનતાનો જ ભાસ થયાં કરે છે, પ્રત્યેક વસ્તુ અપૂર્ણ જ ભાસે છે; કારણુ કે તે હમેશાં આગળ અને આગળ વધવાને ગતિમાન હોય છે. આગળ વધતો મનુષ્ય પ્રાપ્ત વસ્તુઓથી સદા અસંતુષ્ટ

રહે છે; અધિકાધિક ઉચ્ચતા અને સંપૂર્ણતા માટે સતત યત્નશીલ રહે છે. ઉચ્ચગામી થવાની ટેવ, ગઇ કાલ કરતાં આજે કંઇક વિશેષ સારૂં કરવાનો યત્ન, ભૂતકાળમાં હોઇએ તે કરતાં વર્તમાનમાં કંઇક વિશેષ સારા થવાનો યત્ન--આ સર્વેથી જીવન પંથમાં આગળ વધવામાં જે સાહાય્ય મળે છે તે અન્ય કશી વસ્તુથી મળતી નથી.

જેઓ આપણા કરતાં ઉચ્ચતર પદે સ્થિત થયા હોય છે, જેઓએ આપણા કરતાં વિશેષ સારી કેળવણી સંપાદન કરી હોય છે, અને આપણા કરતાં વિશેષ સંસ્કૃતિને પામ્યા હોય છે. જે જે વિષયોનું આપણે સહેજસાજ જ્ઞાન ધરાવીએ છીએ તે તે વિષયોમાં જેઓ આપણા કરતાં વિશેષ ઉંડા અનુભવી નિવડયા હોય છે તેવા મનુષ્યોના નિત્ય સહવાસથી આપણને ઉન્નતિક્રમમાં આગળ વધવામાં અદ્ભૂત સાહાય્ય મળે છે. જ્યારે કોઈ વ્યક્તિની વૃત્તિઓ અધોગમન કરે છે, જ્યારે તે પોતાના કરતાં અધમ કક્ષાના મનુષ્યોના સહવાસમાં રહે છે, અને જ્યારે તે નિકૃષ્ટપંક્તિની ભ્રષ્ટ કરનારી મોજમજા મેળવવા યત્ન કરે છે ત્યારે તેનો અધઃપાત અને અપકર્ષ કેટલી ત્વરાથી થાય છે તે વિચાર કરતાં સહજ સમજી શકાય તેમ છે. એથી ઉલટું જે ક્ષણે આ ક્રમ બીજી દિશામાં બદલવામાં આવે છે કે તરત જ ઉચ્ચગામી વૃત્તિ અને પ્રગતિ તેટલી જ વેગવતી બને છે.

જીવનમાં મહત્વાકાંક્ષાઓ ધારણ કરવાની ટેવ એક પ્રકારની ઉન્નત કરનાર અને મહાન્ કરનાર શક્તિ છે. તેનાથી માનસિક શક્તિઓ વિશાલ અને વિસ્તૃત બને છે, નવીન ગુપ્ત રહેલી શક્તિઓ જાગૃત થાય છે. આ ઉપરાંત તેનાથી મહાન્ આંતરિક બળને પ્રોત્સાહન મળે છે અને સામાન્ય સંજોગોમાં જે સામગ્રી ગૂઢ પડી રહે છે તે સચેતન, ઉધુક્ત અને ઉત્તેજિત થાય છે. જેને લઇને મનુષ્યને કાર્ય કરવામાં

કંટાળો આવતો નથી, જેનાથી કાર્યનો ભાર હલકો થાય છે અને કાર્ય કરવાનો માર્ગ સુગમ બને છે એવી મહત્વાકાંક્ષાથી જો માણસ પ્રોત્સાહિત થતો નથી તો તે કંઇપણ મહાન્ કાર્ય કરવા સમર્થ થતો નથી. જે માણસ એક ગુલામ અથવા શ્રમિત અશ્વની માફક કાર્ય હાથમાં લે છે તે કદિ પણ પ્રકાશમાં આવી શકતો નથી. કાર્યને માટે મહત્વાકાંક્ષા, ઉત્સાહ અને પ્રેમ હોવાં જોઇએ; નહિ તો પરિણામ શૂન્ય આવવાનું એ નિશ્ચિત વાત છે.

અનુકૂળ પરિસ્થિતિમાં મૂકાઇને જીવનમાં વિજયી નિવડવું એ દુષ્કર કાર્ય નથી; પરંતુ આપણને નિયત થયેલા કાર્યપરત્વે પ્રેમ રાખવો તે અજબ સાહાય્ય અને શક્તિ આપનાર વિલક્ષણ ઔષધિ સમાન છે. ઉત્સાહ આપણને ભય અને વિઘ્નોથી અજાણ રાખે છે. જો તમને તમારી મહત્વાકાંક્ષા ક્ષીણ થતી લાગતી હોય, તમને તમારા કાર્ય માટે પહેલાં જેવો ઉત્સાહ ન લાગતો હોય, તમને તમારા કાર્યમાં રસ ન પડતો હોય તો કોઇક સ્થળે કંઇ સડો હોવો જોઇએ. કદાચ તમને સત્ય સ્થાન મળ્યું નથી અથવા કદાચ નિરાશાજન્ય સંજોગોને લઇને તમારો ઉત્સાહ દબાઇ ગયો હોય; ગમે તેમ હોય, પરંતુ જો તમને તમારી મહેચ્છાઓ ક્ષીણ થતી જણાતી હોય, કાર્ય કરવું કંટાળાભરેલું લાગતું હોય અને પ્રતિદિન કાર્ય કરવાનો કંટાળો વધતો જતો લાગતો હોય તો તેના ચાંપતા ઉપાયો લેવાને તમારાથી બને તેટલું કરવામાં વિલંબ કરવો જોઇએ નહિ. તમે અમુક કાર્ય કરવાનો નિશ્ચય કર્યો હોય અને તેના સંબંધમાં જેમ તમે કરો તેમ તમે કરો તો ઉત્સાહ વધારવાનું કાર્ય લેશ પણ મુશીબતી ભરેલું લાગશે નહિ. હમેશના પરિચય વગર મિત્રતા નભી શકે નહિ. આ નિયમ મહત્વાકાંક્ષાના સંબંધમાં પણ સત્ય પડે છે.

પોતામાં અગ્નિ શાંત થઈ જવાથી ઘણા લોકોને આપણે પાટાપરથી ખસી ગયેલા જોઇએ છીએ; તેઓના બૉઇલરોમાં પાણી ઠરી જવાથી તેઓની ગાડી આગળ ચાલી શકતી નથી. છતાં પૂર્ણ વેગે દોડનારી ગાડીઓને પસાર થતી જોઇને તેઓ આશ્ચર્ય પામે છે. તેઓ વિસરી જાય છે કે શાંત થઇ ગયેલા અગ્નિથી અને ઈષદુષ્ણ જળથી તેઓની ગાડીઓ કદાપિ પૂર્ણ વેગથી ચાલી શકશે નહિ. આ લોકો તેઓના પાટાને ઉધ્ધૃત કરતા નથી, સડકનો સમુદ્ધાર કરતા નથી, પોતાનાં એન્જીનોમાં વરાળ થાય તેટલી હદ સુધી જલ સંતપ્ત કરતા નથી; તથાપિ તેઓ પોતાના લક્ષ્યસ્થાને પહોંચતા નથી તો તેઓ ફરીયાદ કરે છે. સંપૂર્ણતઃ નવી સડકપર અને નવાં એન્જીનો સહિત ઝડપથી દોડી જતી પોતાનાં સહચારીની ગાડીના કરતાં પોતાની ગાડીનો વેગ કેમ મંદ પડી ગયો છે તે તેઓ સમજી શકતા નથી. તેઓની ગાડી ખરાબ થઈ ગયેલી સડકપરથી ઉતરી જાય છે તેનો આરોપ તેઓ કઠિન ભાગ્યયોગ ઉપર મૂકે છે.

જે લોકોની જગતમાં કશી ગણના નથી, જેઓ સુસ્ત અને મધ્યમ કોટિના છે એવા લોકો મહત્વાકાંક્ષાના અભાવે નિષ્ફલતા પ્રાપ્ત કરે એમાં નવાઈ જેવું નથી. માણુસ ગમે તેટલો નિર્ધન હોય તો પણ જો તેને જ્ઞાનામૃતનો આસ્વાદ લેવાની ઉત્કંઠા હોય છે, સુધારણાને માટે તિવ્ર ઇચ્છા હોય છે તો તે ગમે તે રીતે પોતાનો માર્ગ કરી શકે છે; પરંતુ જગતમાં આગળ વધવાને જેનામાં મહત્વાકાંક્ષાનો અભાવ હોય છે એવા લોકોને ઉત્તેજીત કરવાનો, સચેતન કરવાનો કોઇ પણ માર્ગ નથી. કંઈક ઉપયોગી કાર્ય કરવાને અને જગતમાં મહાન્ થવાના મહાભિલાષી માણુસને પાછો હઠાવવાનું કાર્ય રહેલું નથી. તે ગમે તેવા પ્રતિકૂળ સંજોગોમાં મૂકાયો હોય છતાં પણ ગમે તે રીતે તે માર્ગ કરશે જ. આવા લોકો પુસ્તકો ખરીદવાને અસમર્થ હોય તો તેઓ પુસ્તકો

ઉછીના લઇને પણ કેળવણી સંપાદન કરવાના જ. જે યુવક કંઇક વિશેષ સારી વસ્તુને માટે ઇચ્છા રાખે છે તે ગમે તેટલો મૂર્ખ અથવા જડમતિ હોય તોપણ તેનાથી નિરાશ થવાની જરૂર નથી. તમે તમારા જીવનને તદ્દન સામાન્ય લેખતા હો, જગતમાં તમારી કંઇક ગણના થાય એવા પ્રસંગો થોડા હોય, પરંતુ જો તમને કંઇક વિશેષ સારૂં પ્રાપ્ત કરવાની અભિલાષા હશે, કંઇક ઉચ્ચતર પદ પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા હશે અને મુસ્કેલીમાંથી પસાર થઇ ગમે તે ભોગે આગળ વધવા તમે ખુશી હશો તો તમે ફત્તેહમંદ નિવડશો એ નિઃસંદેહ છે. તમારી સ્થિતિ અથવા કાર્ય ગમે તેટલાં નિકૃષ્ટ હોય તેની દરકાર નથી. જેવી રીતે આગ્રહપૂર્વક મંડયા રહેવાથી અંકુર જમીનમાંથી સપાટી પર આવે છે તેવીજ રીતે સામાન્ય સ્થિતિમાંથી તમે ઉચ્ચ સ્થિતિમાં આવશો એ ચોક્કસ છે.

કોઇ પણ માણસ હમણાં જે કાર્ય કરતો હોય તેનાથી તેને માટે અભિપ્રાય બાંધવામાં આપણે ભૂલ કરીએ છીએ; કેમકે કદાચ તેનું તે કાર્ય ઉચ્ચતર પદ પ્રાપ્ત કરવાનાં પગથીયાં રૂપ હોય. તેણે જે કાર્ય કરવાનો નિશ્ચય કર્યો હોય છે તે જાણીને અને તેની મહત્વાકાંક્ષા જાણીને અભિપ્રાય બાંધો. પોતાનાં લક્ષ્યસ્થાને પહોંચવાનાં પગથીયાં તરીકે કર્તવ્યનિષ્ટ માણસ કોઇપણ શિષ્ટ કાર્ય કરવા તત્પર થાય છે. પ્રત્યેક મનુષ્યના વાતાવરણમાં એવું કંઇક રહેલું હોય છે કે જેનાથી તેનું ભવિષ્ય કહી શકાય છે; કારણ કે તેની કાર્ય કરવાની રીતિથી અને તેના કાર્યમાં જેટલા પ્રમાણમાં તે ઉત્સાહ રેડે છે તેનાથી તેનું ભવિષ્યજીવન કેવું નિવડશે એ કહી શકાય છે.

ઉચ્ચતર પદ પ્રાપ્ત કરવાની આકાંક્ષા વગર અને પોતાના લક્ષ્યસ્થાને પહોંચવાના બળ વગર પોતે જે કરે છે તેનાથી કોઈ માણસ અસંતુષ્ટ

હોય; પરંતુ પોતાની સ્થિતિથી અસંતોષ હોવો તે તેનામાં મહત્વાકાંક્ષા છે એમ સૂચવતું નથી, તે આળસુ અને પ્રમાદી છે એમ જ સૂચવે છે. પરંતુ જ્યારે આપણે કોઈ માણસને અમુક સ્થિતિમાં મુકાયલો, તે સ્થિતિની પૂર્ણતાએ પહોંચવાને પ્રયાસ કરતો, તે સ્થિતિમાં આનંદ માનતો અને છતાં વધારે ઉચ્ચ અને વધારે સારી સ્થિતિ પ્રાપ્ત કરવાને મહેચ્છા રાખતો જોઇએ છીએ, ત્યારે આપણે ખાતરીથી માનીએ છીએ કે તે ઉક્ત સ્થિતિએ પહોંચશે. જયાંસુધી આપણે કોઇ માણસની મહત્વાકાંક્ષાઓથી અનભિજ્ઞ હોઇએ ત્યાંસુધી તેના વિષે કંઇપણ અભિપ્રાય આપી શકીએ નહિ. જ્યારે યુવાન ફ્રેંકલીન ફીલાડેલ્ફીયામાં પગપેસારો કરવાને યત્ન કરતો હતો, ત્યારે તેની ખાનપાનની રીતિ પરથી વ્યવહારનિપુણ માણસોએ ભવિષ્ય ભાખ્યું હતું કે તે ભવિષ્યમાં કોઈ મહાન્ વ્યક્તિ તરીકે પ્રસિદ્ધિમાં આવશે; કેમકે તે ઉંચે ચઢવાને પોતાનાં સર્વ બળથી કાર્ય કરતો હતો; અને શ્રદ્ધા બેસાડે એવી રીતે તે પોતાની જાતને લક્ષ્યબિંદુએ લઇ ગયો. જે કંઇ કાર્ય તે કરતો તેમાં પોતાની શક્તિ તે એટલી બધી વાપરતો કે લોકોનું ભવિષ્યકથન સત્ય નિવડયું. જ્યારે તે માત્ર મુદ્રણકળાનું કાર્ય કરતો ત્યારે તે તેણે અન્ય માણસો કરતાં એટલું બધું સારી રીતે કર્યું અને તેની કાર્યપદ્ધતિ એટલી બધી ઉત્તમ અને સ્તુત્ય હતી કે લોકોએ એવું ભવિષ્યકથન કર્યું કે સર્વ કામ તેને જ કરવું પડશે.

દૂર દેશમાં વસનારા ઘણા લોકો જે ધોરણોથી પોતાની શક્તિનું માપ કરી શકે એવા ધોરણોના પરિચયમાં આવતા નથી તેઓ શાંતિભરેલું જીવન વહન કરે છે અને તેઓની આસપાસ એવું કંઇ હોતું નથી કે જેનાથી તેઓની ગુપ્ત શક્તિઓ સચેતન અને જાગૃત થાય. ઉત્ક્રાન્તિક્રમમાં પછાત રહેલા દેશમાં વસનાર બાળકની મહત્વાકાંક્ષાઓ

માત્ર એકાદ વખત શહેરમાં જવાથી જાગૃત થાય છે. તેને શહેર જગતના મહાન્ મેળા અથવા સંગ્રહસ્થાન સમાન ભાસે છે. શહેરમાં જે પ્રગતિસૂચક જીવન તેની દૃષ્ટિએ પડે છે તેનાથી તેના પર વીજળીક અસર થાય છે, અને તેની આંતરિક ગુપ્ત શક્તિઓ સચેતન થાય છે. તેને દૃષ્ટિગત થતી સર્વ વસ્તુઓ તેને આગળ વધવાનું આહ્વાન કરતી હોય એમ લાગે છે. શહેરી જીવન અને દેશાટનથી એક મહાન્ લાભ એ થાય છે કે બીજાની સાથે વારંવાર પરિચયમાં આવવાથી બીજા લોકો સાથે આપણી તુલના કરવાની અને તેઓની શક્તિઓ સાથે આપણી શક્તિઓનું માપ કરવાની તક આપણને મળે છે. અન્ય લોકોના પરિચયથી વિજય પ્રાપ્ત કરવાના પ્રેમને અને તેઓની સાથે આપણી શક્તિની અજમાયશ કરવાની વૃત્તિને જાગૃત થવામાં સાહાય્ય મળે છે. અન્યત્ર લોકો શું કરે છે તેની નિરંતર યાદી રહે છે. દેશાટનમાં આપણે મહાન્ પરાક્રમો, મોટાં મોટાં કારખાનાંઓ અને ઑફીસો, વિશાળ ધંધાઓ સર્વત્ર જોઇએ છીએ. આ સર્વ બાબતોથી મહત્વાકાંક્ષા ધરાવનારા યુવકના મનમાં અનેક પ્રશ્નો ઉભા થાય છે. પોતે કંઇ કરી શકતો નથી તે જોઇને તેને સાશ્ચર્ય ખેદ થાય છે; અને જ્યારે તે અમુક કાર્ય કરવાની ઇચ્છા રાખે છે અને પોતે તે કરી શકશે એમ માને છે ત્યારે તેની શક્તિમાં અપૂર્વ વૃદ્ધિ થાય છે. અધીરાઇભરેલી મહત્વાકાંક્ષાઓ ધારણ કરવાથી ઘણી વખત મનુષ્યો પોતાનાં કાર્યમાં નિષ્ફલતા મેળવે છે. તેઓ પોતાનાં જીવનકાર્ય માટે રાહ જોઈ શકતા નથી; પરંતુ જે સ્થિતિએ પહોંચવાને અન્ય લોકોએ વર્ષો પર્યંત યત્ન કર્યો હોય છે તે સ્થિતિએ કૂદીને પહોંચવાનું ધારતા હોય છે. તેઓ પરિણામને માટે અધીરા બને છે અને કોઇ પણ કાર્ય યોગ્ય રીતે કરવાનો તેઓને પુરતો સમય હોતો નથી. દરેક કાર્ય ઉતાવળીયા

થઇને કરે છે. આવા લોકો પ્રમાણુસર વિકાસ પામતા નથી, પરંતુ તેઓમાં વિવેકબુદ્ધિની ખામી હોય છે. એક સુપ્રસિદ્ધ આંગ્લ કવિની નીચેની લીટીઓ ખાસ મનન કરવા લાયક છે:—

" The heights by great men reached and kept,
Were not attained by sudden flight;
But they, while their companions slept,
Were toiling upward in the night. "

**ભાવાર્થ**—મહાન્ પુરૂષોએ જે ઉચ્ચપદ પ્રાપ્ત કર્યું હોય છે તે તેઓએ એક કુદકે જ પ્રાપ્ત કર્યું હોતું નથી; પરંતુ જ્યારે તેઓના સહચારીઓ નિદ્રાધીન પડયા હોય છે ત્યારે ઉચ્ચપદ મેળવવાને રાત્રિ દરમ્યાન તેઓએ તનતોડ મહેનત કરી હોય છે.

આપણે બહુશઃ નિરંકુશ મહત્વાકાંક્ષાના શોકકારક દ્રષ્ટાંતો જોઇએ છીએ. જે માણસો અમર્યાદ મહત્વાકાંક્ષાઓથી ઉત્તેજીત થયા હોય છે, જેઓની ગ્રાહ્યશક્તિઓ સંપત્તિ અથવા સત્તાથી સમન્વિત થવાની મહેચ્છાથી એટલી બધી કુંઠિત થયેલી હોય છે કે તેઓ સંશયયુક્ત કાર્યો કરવાને લલચાયા હોય છે. કેટલીક વખત આવા પ્રકારની મહત્વાકાંક્ષા માણસોને ન્યાયબુદ્ધિશુન્ય કરી મુકે છે. ગમે તે આહૂતિ આપીને પોતાની જાતને આગળ વધારવાના અને કીર્તિ મેળવવાના સ્વાર્થપરાયણ ઉચ્ચાભિલાષના ભોગ થઈ પડેલા મનુષ્યને જોઇને આપણને અત્યંત દયા ઉપજે છે. આવા ઉચ્ચાભિલાષોને ભોગ થઇ પડીએ છીએ ત્યારે ન્યાયનું સત્યસ્વરૂપ પારખવાનું કાર્ય અતિ દુર્ઘટ થઇ પડે છે. આવા પ્રકારના ઉચ્ચાભિલાષથી મત્ત થયેલા મનુષ્યો કોઇ પણ પાપાત્મક કાર્ય કરવાને અચકાતા નથી. નિરંકુશ અને અમર્યાદ ઉચ્ચાભિલાષથી કેવા અનર્થો નિષ્પન્ન થાય છે તેનાં નેપોલીયન અને એલેક્ઝેન્ડર

જ્વલંત દ્રષ્ટાંતો છે. બીજાથી ચઢિયાતા થવાનો લોભ કદાચ ભયંકર નિવડે અને ચારિત્ર્યની સર્વ પ્રકારની આહૂતિઓ આપવાને પણ માણસને પ્રેરે. કંઇક વિશેષ કરવાનો, સામાન્યતામાંથી બહાર લાવે એવું કંઇક કરવાનો, મહત્વાકાંક્ષા અને ઉત્સાહ રહિત મનુષ્યો કરતાં પોતાને ઉંચે લાવે એવું કંઇક કરવાનો પ્રત્યેક માણસને અભિલાષ હોવો જોઇએ. જગતમાં જેટલું ઉંચે ચઢાય તેટલું ચઢવાને મહત્વાકાંક્ષા રાખવી એ સંપૂર્ણતઃ યોગ્ય છે; અને આપણા સહચારીઓ પ્રત્યે પૂર્ણ દયાભાવ અને માયાળુપણાથી આપણે તે કરી શકીએ એમ છીએ. તમારી પોતાની જાતને જાગૃત કરવાની અગત્ય છે; અને ગમે તે માર્ગદ્વારા પ્રેરણા મેળવવાનો સહુને અધિકાર છે.

કેટલીક વખત આપણને જે પુરૂષ વા સ્ત્રીમાં શ્રદ્ધા હોય તેની સાથે વાતચીતથી, જેઓ આપણું કહેવું સ્વીકારે છે અને બીજાઓને દૃષ્ટિએ નહિ પડતું એવું કંઇ આપણામાં જુએ છે એવા લોકોની શ્રદ્ધાથી મહત્વાકાંક્ષા સચેતન થાય છે અને આપણામાં રહેલી શક્તિઓનું આપણને ભાન થાય છે તે સમયે આપણે આનો વિચાર ન કરીએ તો પણ કદાચ તે આપણાં જીવનની દિશાને બદલી નાંખનાર બિંદુરૂપ થઇ પડે. કોઈ પ્રેરણા કરનાર અથવા પ્રોત્સાહક પુસ્તક કે લેખના વાચનથી અસંખ્ય સ્ત્રી પુરૂષોને પહેલીવાર આત્મભાન થાય છે. તે વિના તેઓ પોતાનાં સત્ય આત્મબળથી સદાને માટે અનભિજ્ઞ રહ્યા હોત. જે વસ્તુથી આપણને આત્મભાન થાય છે, જે વસ્તુથી આપણી શક્તિનું સત્યસ્વરૂપ ઓળખાય છે તે અમૂલ્ય ગણાય છે.

જે લોકો તમને ઉત્તેજીત કરે, જેઓ તમારી મહેચ્છાઓ જાગૃત કરે, જેઓ જગતમાં કોઇ મહાન્ કાર્ય કરવાને અથવા મહાપુરૂષ થવાને તમને પ્રોત્સાહન આપે એવા લોકોને જ તમારા મિત્રો તરીકે પસંદ

કરો. આવો એકજ મિત્ર બાર નિષ્ક્રિય અને સુસ્ત મિત્રો કરતાં સહસ્રધા કિંમતી છે. જેઓ તમારી મહત્વાકાંક્ષાને દાબી ન દે, જેઓ તમને વિચાર કરતાં શીખવે, જેઓ તમારામાં પ્રેરણા સીંચે એવા લોકોની સાથે જ ગાઢ પરિચય રાખો. ઘણા લોકોની બાબતમાં એક મહાન્ મુશ્કેલી એ હોય છે કે તેઓ કદિ સચેતન થતા નથી, અને જીંદગીપર્યંત આત્મનિરૂપણ કરતા નથી. યુવાવસ્થામાં જ આત્મશક્તિનું ભાન થવું અતિ આવશ્યક છે. જેથી કરીને આપણાં જીવનમાંથી મહાન્ કાર્યસાધકતાનું દોહન કરી શકીએ. ઘણા ખરા લોકો તો પોતાની શક્તિઓનો મોટો ભાગ વિકાસ પામતો નથી તે પહેલાં મૃત્યુવશ થાય છે. તેઓએ અત્ર તત્ર તેઓની શક્તિઓને સુધારી હોય છે, પરંતુ આંતરિક શક્તિઓનો મોટો ભાગ તો અસ્પષ્ટ જ રહ્યો હોય છે.

આ દેશમાં હજારો, બલ્કે લાખો મજુર લોકો છે, જેઓ કંટાળા ભરેલી જીંદગી ગુજારે છે; પરંતુ જો તેઓને પ્રોત્સાહન આપવામાં આવ્યું હોય તો તેઓ પોતે સેવ્ય બનવાને લાયક થાય અને તેઓના સમૂહમાં તેઓ તેજસ્વી પુરૂષો તરીકે ચળકી ઉઠે. પરંતુ તેઓની પોતાની શક્તિના અજ્ઞાનવશાત્ તેઓ નીચે જ પડયા રહ્યા હોય છે. તેઓએ કદિ પણ આત્મશોધન કર્યું હોતું નથી, જેને પરિણામે તેઓ કાષ્ટ કાપનાર અને જળ ખેંચનારની સ્થિતિમાં રહેવા જોઇએ. આવી કોટિના લોકો સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે, જેઓ રાક્ષસી છાપ બેસાડી શકે. પરંતુ જે આંતરિક શક્તિઓ નિદ્રાવસ્થામાં પડેલી છે, તેનાથી તેઓ તદ્દન અજ્ઞાત છે. હજારો સ્ત્રીપુરૂષો માત્ર સામાન્ય સ્થિતિમાં જીવન નિર્વહન કરે છે. આવાં સ્ત્રીપુરૂષો માત્ર એકજ વખત આત્મશોધન કરે તો પોતાની સ્થિતિમાં અપરિમિત સુધારો કરી શકે, અને જગતમાં મહાન્ સ્તંભભૂત નેતાઓ તરીકે ખ્યાતિ મેળવી શકે.

સ્વસ્થ ચિત્તથી એકાંતમાં બેસી આત્મશોધન કરો. તમો જે કંઇ કરો છો તેનાથી તમને અતૃપ્તિ હોય અને વધારે સારૂં અને ઉજ્વલ કરવા ધારતા હો તો તમારી મુસ્કેલી કયાં રહેલી છે તેનું સમયની દરકાર કર્યા વગર અન્વેષણ કરો. તમને જે વસ્તુઓ પશ્ચાત રાખે છે તે શોધી કાઢો. આ આત્માન્વેષણક્રિયા દીર્ઘ સમય પર્યંત સતત રાખો. વારંવાર તમારી જાતને કહો કેઃ–"શું કારણથી અન્ય લોકો આવાં અપૂર્વ અને આશ્ચર્યભૂત કાર્યો કરે છે અને હું આવાં સામાન્ય કાર્યો કરૂં છું?" અને હમેશાં એજ પ્રશ્ન કરો કે, "જો અન્ય માણસો તે કરી શકે છે તો હું પણ કેમ ન કરી શકું?" આ આત્મનિરૂપણની મુસાફરીમાં સ્વપ્નમાં પણ કદિ ન અનુભવી હોય એવી વસ્તુઓ તમે અનુભવશો, અને અદ્યાપિ પર્યંત અપ્રકટ રહેલી શક્તિઓથી સમન્વિત થયેલી તમારી જાતને જોશો, અને આ શક્તિઓને જો યોગ્ય રીતે કેળવવામાં આવશે તો તે તમારા આખા જીવનમાં અદ્દ્ભુત પરિવૃત્તિ કરી નાંખશે.

એક જ સ્થિતિમાં, દાખલા તરીકે એક કારકુન તરીકે, દીર્ઘ કાળ સુધી રહેવામાં એક નાશકારક ભય એ છે કે ઉક્ત ટેવથી માણસો ગુલામની કોટિમાં મુકાય છે. જે કાર્ય આપણે ગઇ કાલે કર્યું હોય છે તે આજે કરશું એ સંભવિત છે, અને જો તે જ કાર્ય આપણે આજે કરીએ છીએ તો આવતી કાલે આપણે તે ચોક્કસ કરશું. આ પ્રમાણે નિરંતર શુષ્ક પરિપાટિ અનુસાર તે જ શક્તિઓનો ઉપયોગ કરવાથી અલ્પ સમય પછી બીજી નહિ વપરાયલી શક્તિઓ ક્ષીણ અને નબળી થવા લાગે છે, અને આપણે જે કાર્ય કરીએ છીએ તે જ માત્ર આપણે કરી શકીએ એમ છીએ એવા વિચારનો જ્યાંસુધી આપણામાં ઉદ્દ્ભવ થતો નથી ત્યાં સુધી એ પ્રમાણે બને છે. જેનો

આપણે ઉપયોગ કરીએ છીએ તે બલવત્તર બને છે અને જેનો ઉપ-યોગ નથી થતો તે બલહીન બનતું જાય છે. આપણામાં જે શક્તિઓ વસ્તુતઃ રહેલી છે તેનું મૂલ્ય ઓછું આંકવામાં અને તેની અવગણના કરવામાં આપણે આપણી જાતને ઠગીએ છીએ. નિકૃષ્ટ હેતુ એક પ્રકાર-નું પાપ છે; કેમકે તે અન્ય સર્વ ગુણોને અધમ સપાટી પર ખેંચી લાવે છે. અધમ હેતુ કાર્યસાધક શક્તિનો નાશ કરે છે. શક્તિઓ હેતુને અનુસરે છે. આપણે ઉર્ધ્વગામી વા અધોગામી થવું જોઇએ. જીવનના મહાન્ સોપાનના એક જ પગથીએ નિરંતર વળગી રહેવું એ અતિ અનિષ્ટ છે.

## (૯) આત્મ-સુધારણા.

"The plea that this or that man has no time for culture will vanish as soon as we desire culture so much that we begin to examine seriously into our present use of time."

M. Arnold.

"આપણે આત્મ-સુધારણા અથવા આત્મવિકાસને માટે તિવ્ર આતુરતાથી ઇચ્છીને આપણે હાલમાં સમયનો કેવો ઉપયોગ કરીએ છીએ તેનું પરીક્ષણ કરવાનું શરૂ કરીએ કે તરત જ અમુક મનુષ્યને આત્મ-સુધારણા સાધવા માટે સમય મળતો નથી એવું બ્હાનું અદૃશ્ય થશે."

એમ. આર્નૉલ્ડ.

સામાન્યતઃ કેળવણીનો એવો અર્થ કરવામાં આવે છે કે તે પુસ્તકો અને શિક્ષકોની સાહાય્યથી મનને ખીલવવાની રીતિ અથવા પદ્ધતિ છે. યોગ્ય અવસરના અભાવે કે આવેલી તકનો લાભ લેવામાં ન આવે તેથી જ્યારે કેળવણીને વિસરી જવામાં આવે છે ત્યારે આત્મ-સુધારણા કરવાની એક આશા અવશિષ્ટ રહે છે, અને તેને અવલંબીને રહેવું પડે છે. આત્મ-સુધારણા કરવાના અનેક પ્રસંગો આપણી આસપાસ છે. આત્મ-સુધારણાનાં સાધનો પુષ્કળ છે, અને સસ્તાં પુસ્તકો, મફત પુસ્તકાલયો, ઇત્યાદિના આ જમાનામાં માનસિક વિકાસ અને ઉત્કર્ષનાં જે સાધનો પુષ્કળ પ્રમાણમાં પૂરાં પાડવામાં આવે છે તેનો ઉપયોગ કરવાનું વિસરી જવા માટે કોઇ પણ બ્હાનું સંભવી શકે નહિ.

પચાસ વર્ષ અથવા એક સકા પૂર્વે જ્ઞાન પ્રાપ્ત કરવામાં જે મુશ્કેલીઓમાંથી પસાર થવું પડતું હતું તેનો, પુસ્તકોની તંગી અને તેના બહુમૂલ્યત્વનો, અને સખત મજુરી કરવામાંથી અભ્યાસ માટે જે અતિ અલ્પ સમય બચતો તેનો વિચાર કરીએ છીએ ત્યારે એવા વિકટ સમયમાં કેવા રાક્ષસી બુદ્ધિબળ ધરાવનારા મનુષ્યો વિદ્યમાન હતા તેનો વિચાર માત્ર ખરેખર આશ્ચર્ય પમાડે તેવો છે. આ સર્વ મુશીબતો ઉપરાંત શારીરિક અશક્તિ, અંધત્વ, શરીરના અનેક પ્રકારના રોગો અને વ્યાધિઓ આદિ વિટંબનાઓની સામે પણ ઘણા લોકોને થવું પડયું હતું. વળી આ બધાની સાથે વર્તમાન સમયમાં અભ્યાસ અને આત્મોત્કર્ષમાં સહાયભૂત થનારાં સાધનોની વિપુલતાનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણી સ્થિતિ જોતાં આપણને શરમ ઉપજે છે, કારણ કે આપણા ઉપયોગ અને પ્રેરણા માટે અનેક સાધનોનો સદ્ભાવ હોવા છતાં આપણે તેનો ઘણો સ્વલ્પ લાભ લઇએ છીએ.

'આત્મ–સુધારણા' શબ્દનો ઉપયોગ પોતાને સુધારવાની અથવા પોતાની ઉન્નતિ કરવાની પ્રબલ ઇચ્છા એવા સૂચક અર્થમાં કરવામાં આવ્યો છે. જો ઉન્નતિ અથવા સુધારણા માટે આપણાં હૃદયમાં ઇચ્છા હોય છે, તો મોજશોખ અને એશઆરામ કરવાની આપણી ઇચ્છાનું દમન કરવાથી સુધારણા કરવાનું કાર્ય સાધી શકાય છે. નવલકથાઓનું વાચન, રમતગમત પર પ્રેમ, વાર્તાઓ કહેવાની અને સાંભળવાની ટેવ: એ સર્વને તિલાંજલિ આપવી જોઇએ, અને અવકાશની પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરવા તત્પર થવું જોઇએ. જેઓ આત્મોન્નતિને માટે યત્ન કરતા હોય છે તે સર્વના માર્ગમાં આસક્તિ રૂપી સિંહ અવરોધ કરી રહ્યો હોય છે, અને આ શત્રુનો પરાજય કરવાથી જ આત્મોત્કર્ષ સાધ્ય થઈ શકે છે એ નિશ્ચિત વાત છે. કોઈ પણ મનુષ્ય

તેના અવકાશનો સમય કેવી રીતે વ્યતીત કરે છે તે જાણવાથી તેનું ભવિષ્યનું જીવન કલ્પી શકાય છે, એટલું જ નહિ પણ તેનાથી તેના આખા જીવનની ચાવી આપણા હાથમાં આવે છે, અને તે આ જીવનને કયા દૃષ્ટિબિંદુથી જુએ છે તે કહી શકાય છે. અવકાશના સમયનો દુરુપયોગ કરવાથી ચારિત્ર્યનો જે અપકર્ષ ક્રમશઃ થાય છે, જે ભયંકર પરિણામ નીપજે છે તેનાથી તે કદાચ અનભિજ્ઞ હોય તો પણ ચારિત્ર્ય દૂષિત થાય છે એમાં જરા પણ શક નથી.

પોતાને પોતાના પ્રતિસ્પર્ધીઓથી પશ્ચાત પડી જતા જોઇને કેટલાક યુવકોને આશ્ચર્ય થાય છે, પરંતુ જો તેઓ આત્મપરીક્ષણ કરશે તો તેઓને જણાશે કે તેઓ પ્રગતિ કરતાં અટકી ગયા છે. કેમકે તેઓએ પોતાનાં જીવનને આત્મવિકાસથી અલંકૃત કરવાના, અને વિશાલ વાચનક્ષેત્રમાં વિહરવાના પ્રયાસને ત્યજી દીધો છે. વાચનમાં અને અભ્યાસ કરવામાં અવકાશના સમયનો સદુપયોગ કરવો એ ઉત્તમ ગુણોની નિશાની છે. ઘણા ખરા મનુષ્યોની બાબતમાં અભ્યાસ-કરવામાં અથવા વાંચવામાં નિર્ગમન કરેલા અવકાશના સમયને વસ્તુતઃ અવકાશનો સમય કહી શકાય નહિ; કેમકે તે સમય નિદ્રામાંથી, ભોજન-સમયમાંથી કે આરામના વખતમાંથી બચાવવામાં આવ્યો હોય છે.

લીહુ બુરીટ નામના સોળ વર્ષની વયના એક છોકરાને એક લુહાર-ની દુકાનમાં આખો દિવસ સખત કામ કરવું પડતું હતું. આ છોકરાને દુનિયામાં પોતાની ઉન્નતિ સાધવામાં સહાયભૂત થનારાં સાધનો અને પ્રસંગો હતાં તેના કરતાં ઓછાં સાધનો કોઈ પણ છોકરાને ભાગ્યે જ હશે. આવી સ્થિતિમાં મુકાયલો હોવા છતાં ભોજન વખતે પુસ્તકો વાંચીને, રાત્રે અને રજાના દિવસોમાં અભ્યાસ કરીને અને પોતે અવકાશની પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરી શકે એવા હેતુથી તેના ગજવામાં પુસ્તક

રાખીને જે થોડો ઘણો સમય મળતો અથવા તે બચાવી શકતો તે દરમ્યાન તે સુંદર કેળવણી સંપાદન કરવા શક્તિવાન થયો હતો. જે વખત ઘણા ખરા છોકરાઓ આળસમાં ગુમાવે છે, જે વખત આળસુ છોકરાઓ બગાસાં ખાવામાં અથવા એદીની માફક લાંબા પડીને ગપ્પાં મારવામાં ગુમાવે છે તેવા વખતમાં બ્યુરીટને આત્મોન્નતિની સિદ્ધિ માટે જે તકો પ્રાપ્ત થતી તે સર્વનો તે સ્તુત્ય સદ્વ્યય કરતો. તેને જ્ઞાનની અતિ ઉત્કટ પિપાસા હતી. અને આત્મસુધારણાની ઉગ્ર અભિલાષા હતી, જેને લઇને તેના માર્ગમાં આવતાં સર્વ વિઘ્નોનું તે અતિક્રમણ કરી શક્યો. એક શ્રીમંત ગૃહસ્થે તેની કેળવણીનો સઘળો ખર્ચ આપવાની ઇચ્છા જણાવી; પરંતુ બ્યુરીટે કહ્યું, “ મારે કારખાનામાં બાર ચોદ કલાક કામ કરવાનું હોય છે, છતાં પણ હું પોતે મારી કેળવણી સંપાદન કરી શકીશ; મારે કોઇના આશ્રયની કે સાહાય્યની અપેક્ષા નથી. ” આવો તેનો દૃઢ નિશ્ચય હતો. તેમાંથી તે ચલાયમાન થાય એ અશક્ય હતું. કારખાના-માં કામ કરતાં જે થોડો ઘણો વખત તેને મળતો તે કદાપિ વ્યર્થ જવા ન દેતો, પરંતુ તેનો ખરેખરો સદુપયોગ કરતો. તેની એવી મજ-બૂત માન્યતા હતી કે ભવિષ્યમાં તેને વખતની કરકસરનો વ્યાજ સહિત બદલો મળશે અને તેનો દુરૂપયોગ તેને અધઃપતનના ખાડામાં ફેંકી દેશે. લુહારની દુકાનમાં આખો દિવસ સખત મજુરી કરવા છતાં એક વર્ષ જેટલા ટુંક સમયમાં તે સાત ભાષા શીખી શક્યો. આ વાતનો વિચાર કરતાં અનહદ આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવું છે.

શકિતની ન્યૂનતાને લઇને નહિ, પરંતુ યત્નની ખામીને લઇને માણસો આગળ વધી શકતા નથી. ઘણી વખત એવું પણ જોવામાં આવે છે કે સેવ્ય કરતાં સેવકનું મગજ વધારે સારૂં હોય છે; માન-સિક શકિતમાં પણ કેટલીક વખત તે ચઢી જાય છે. પરંતુ તે તેની શક્તિને-આંતરબળને સુધારી ખીલવવાની દરકાર કરતો નથી. તે

ખરાબ ટેવોથી પોતાની શક્તિને કુંઠિત અને ક્ષીણ કરી મુકે છે. જુવાનીમાં તેઓ સમય અને શક્તિ નિરૂપયોગી વિષયોમાં ગુમાવે છે અને પછી વૃદ્ધત્વ આવે છે અને સતત સેવાની શૃંખલા પીડા કરે છે ત્યારે ભાગ્યપર દોષ મુકી નિરાશા અને શોકમાં અવશિષ્ટ જીવનકાળ વ્યતીત કરે છે.

જે લોકોએ વિદ્યાર્થી અવસ્થામાં શુદ્ધ હસ્તાક્ષરોથી લખતાં શીખવાનું અને વ્યવહારિક જીવનમાં આવશ્યક જ્ઞાનની મુખ્ય શાખાઓપર આધિપત્ય મેળવવાનું યોગ્ય ગણ્યું હોતું નથી તેવા લોકોમાંથી જ કારકુનો અને નોકરોની મોટી સંખ્યા જડી આવે છે. યુવાન પુરૂષો અને સ્ત્રીઓમાં જે અજ્ઞાન દશા પ્રચલિત છે તે આ જમાનામાં અને આ દેશમાં ખરેખર શોચનીય અને દયાજનક છે. દરેક સ્થળે ઉત્તમ નૈસર્ગિક શક્તિ ધરાવનારાં સ્ત્રીપુરૂષો હલકા દરજ્જાની નોકરી કરતા દૃષ્ટિએ પડે છે, તેનું વાસ્તવિક કારણ એ છે કે તેઓ જે જ્ઞાનવડે કુશળ કાર્ય કરનારા થઇ શકે એવા જ્ઞાનની પ્રાપ્તિમાં તરૂણ વયની અંદર ચિત્ત પરોવવાનું—એકાગ્ર કરવાનું તેઓને પુરતી આવશ્યકતાવાળું જણાયું નથી હોતું. તેમજ હજારો સ્ત્રીપુરૂષો જીવનના ઉત્ક્રાન્તિક્રમમાં પછાત પડી ગયેલા જોવામાં આવે છે તે એ કારણથી કે તેઓએ યુવાવસ્થામાં ઉપરથી નજીવી જણાતી પરંતુ અંદરથી અતિ ઉપયોગી બાબતોપર લક્ષ આપવાનું યોગ્ય ધાર્યું નથી હોતું.

કુદરતી શક્તિથી સમન્વિત થયેલા અનેક પુરૂષો પોતાનાં જીવનનાં સર્વોત્તમ વર્ષો નજીવા પગારની નોકરીમાં ગાળે છે, કેમકે તેઓએ તેઓની માનસિક શક્તિઓનો વિકાસ કરવાનું અથવા ઉચ્ચ પદવીને માટે પોતાની જાતને લાયક બનાવે એવા પ્રસંગોનો યોગ્ય લાભ લેવાનું ઉચિત ધાર્યું હોતું નથી. જેઓને પોતાના પર આધાર રાખવાનું અણધાર્યું બની આવે છે, એવા લોકો જીવનક્રમમાં પ્રગતિ કરી શકતા નથી; કારણ કે ‘ હું એ કાર્ય કરવાનું ઉચિત ધારતો નથી, ’

એવા શબ્દોથી યુવાવસ્થામાં કેટલાંક અગત્યનાં કાર્યો વિસરી જવામાં આવે છે, અને તે પરત્વે બિલકુલ લક્ષ આપવામાં આવતું નથી. પાઠશાળામાં કોઇ પણ વિષયના અભ્યાસમાં ઉંડા ઉતરવાથી ભવિષ્યમાં અતિશય લાભ થશે, અથવા પોતાનું પોષણ કરવાને સમર્થ બની શકાય એવી રીતે કંઈ પણ કાર્ય કરવાને પોતાની જાતને લાયક બનાવવાથી પોતાનું તેમજ અન્યનું હિત કરી શકાશે એવા વિચારોને પણ તેઓએ સ્થાન આપ્યું હોતું નથી. ઘણા ખરા યુવકોના સંબંધમાં એક મુશ્કેલી એ છે કે તેઓ પોતે સ્વીકારેલી પ્રવૃત્તિમાં પોતાની શક્તિનો પૂર્ણ ઉપયોગ કરવાને નારાજ હોય છે. તેઓને જુજ વખત કામ કરવાનું, ઓછું કામ અને અતિશય રમત ગમત પસંદ હોય છે, અને કેળવણી, અભ્યાસ અથવા કાર્ય કરતાં વિશ્રાંતિ અને આનંદ માટે વિશેષ પ્રેમ અને ઇચ્છા હોય છે.

ઘણા કારકુનો અને સેવકો પોતાના સેવ્ય તરફ ઇર્ષ્યાયુક્ત દૃષ્ટિથી જુએ છે, અને પોતે પણ સેવ્ય બને એમ ઇચ્છતા હોય છે. પરંતુ સેવકના દરજ્જા કરતાં ઉંચે જવાનો યત્ન કરવાનું કાર્ય અત્યંત કઠીન છે, એમ ધારે છે, અને સ્હેજ ઉંચો દરજ્જો મેળવવાના અને થોડા વધારે પૈસા પ્રાપ્ત કરવાના હેતુને સિદ્ધ કરવા ખાતર અભ્યાસ કરવાનું, પ્રયત્ન અને પરિશ્રમ કરવાનું કાર્ય પોતાને માટે ઉચિત છે કે નહિ એવા શંકાશીલ વિચારથી ભ્રમિત થાય છે, જેથી વસ્તુતઃ કંઈ કરી શકતા નથી અને એ જ દશામાં નિરંતર સડયા કરે છે. અનેક મનુષ્યોના સંબંધમાં એક મુશ્કેલી એ છે કે તેઓ ભવિષ્યના લાભ ખાતર વર્તમાન ભોગ આપવાને ખુશી હોતા નથી, તેઓ આત્મ-સુધારણા કરવામાં કાલક્ષેપ કરવાનું પસંદ કરતા નથી; કોઇ મહાન્ કાર્ય કરવાને તેઓને સંદિગ્ધ આંતરિક ઇચ્છા હોય છે, પરંતુ માત્ર

થોડા માણસોમાં જ તે ઇચ્છા ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે જે ઇચ્છા તેઓને ભવિષ્યના હિત ખાતર વર્તમાન સમયના ભોગ આપવાને પ્રેરે છે. પોતાનાં જીવનમંદિરના પાયાને મજબૂત બનાવવામાં વર્ષો સુધી ભોંયતળીએ કામ કરવાને માત્ર થોડા મનુષ્યો જ ખુશી હોય છે. તેઓને મહત્તા પ્રાપ્ત કરવાની તિવ્ર ઇચ્છા હોય છે, પરંતુ તેઓની ઇચ્છાની તિવ્રતા એવા પ્રકારની નથી કે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિને અર્થે તેઓ ગમે તેટલો ભોગ આપવાને તત્પર બની શકે. આથી કરીને જનસમૂહનો મોટો ભાગ તો તેઓનું જીવન મધ્યમ સ્થિતિમાં જ વહન કરે છે. ઉચ્ચસ્થિતિ પ્રાપ્ત કરવાનું તેઓમાં સામર્થ્ય છે, પરંતુ તેને માટે તૈયારી કરવાને તેઓમાં નિશ્ચય અને ઉત્સાહ નથી અને આવશ્યક યત્નનો આદર કરવાની તેઓને લેશ પણ દરકાર નથી હોતી. ઉચ્ચતર દશા પ્રાપ્ત કરવાને સતત યત્ન કરવા કરતાં પોતે જે સ્થિતિમાં મુકાયા હોય છે તે જ સ્થિતિમાં રહેવાનું વધારે પસંદ કરે છે અને તેમાં જ પોતાનું શ્રેય સમજી વિશેષ પ્રયાસ કરવાનું મુકી દે છે.

જો કોઇ સ્ત્રી અથવા પુરૂષને આત્મ–સુધારણા અથવા આત્મોત્કર્ષ સાધવાની વૃત્તિ થાય છે તો તેને પ્રસંગ મળી જ રહે છે; પ્રસંગ મળી શકે એવું ન હોય તો તે ઉપસ્થિત કરશે. આપણી આસપાસ હમેશાં જે જીવનવ્યવહાર ચાલી રહ્યો છે જેમાં આપણે સૌ ભાગ લઇએ છીએ તેમાંથી નીચેનું દૃષ્ટાંત જાણવા જોગ અને બોધક થઇ પડશે.

કંઈ પણ વાંચતાં લખતાં શીખ્યા વગર એક પુરૂષ વીશ વર્ષની વયે પહોંચ્યો હતો. પોતાના કુટુંબમાં અવ્યવસ્થાને લઇને તે ગૃહ તજી પરદેશ ગયો. જ્યાં પ્રયાસ કરતાં તેને કંઇક વાંચતાં લખતાં આવડ્યું. જેથી તેને એક વ્હાણમાં દરેક કાર્યની દેખરેખ રાખવાનું કાર્ય સોંપવામાં આવ્યું. થોડો સમય વીત્યા પછી સંગીન શિક્ષણ

પ્રાપ્ત કરવાની અતિ ઉત્કટ ઇચ્છા થવાથી તેણે વ્હાણના કપ્તાન પાસે સેવા કરવાની અનુજ્ઞા મેળવી. તે હમેશાં પોતાના ગજવામાં એક નાની યાદી બુક રાખતો અને જ્યારે જ્યારે તેને કોઇ નવો શબ્દ સાંભળવાનું બની આવતું ત્યારે ત્યારે તે તરત જ તે બુકમાં લખી લેતો. એક દિવસ એક અધિકારીએ તેને તેની યાદીબુકમાં કંઇક લખતાં જોયો અને તે ઉપરથી તે જાસુસ હશે એવી તેના પર તેને શંકા આવી. તે યાદીબુકનો તે શું ઉપયોગ કરતો હતો એ જ્યારે તેના અને બીજા અધિકારીઓના જાણવામાં આવ્યું ત્યારે તે યુવકને અભ્યાસ કરવાની અને જ્ઞાન સંપાદન કરવાની વધારે સગવડ કરી આપવામાં આવી અને તેની જરૂરીયાતો પણ પુરી પાડવામાં આવી. સમય જતાં તે પુરૂષ કાફલામાં ઉચ્ચતમ અધિકાર પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડયો. નાવિક તરીકેની આ ફત્તેહથી જીવનનાં અન્ય ક્ષેત્રોમાં ફતેહનો માગ તેને માટે અતિ સુગમ થઇ પડયો.

સ્વાશ્રયથી શું સાધ્ય નથી ? જગતની મહાન્ વસ્તુઓ સ્વાશ્રયથી જ સાધવામાં આવી છે. કેટલા બધા પુરૂષોને પોતાનાં કાર્યની સિદ્ધિ મેળવવામાં વારંવાર અટકવું પડે છે અને અનેક તરેહના વિચારો કરવા પડે છે? કેમકે આરંભ કરવા માટે તેઓની પાસે જરૂર પુરતું દ્રવ્ય હોતું નથી. તે પોતાને ઉત્તેજન આપે એવા કોઈ ઉમદા સુપ્રસંગની પ્રતીક્ષા કર્યા કરે છે. પરંતુ આ સર્વ કરતાં તેઓએ લક્ષમાં રાખવું જોઇએ કે અવિરત પરિશ્રમ અને સંપૂર્ણ ખંત તથા ઉત્સાહ વિજયના જન્મદાતા છે. વિજયપ્રાપ્તિને માટે દ્રવ્ય અથવા મીઠાં વચનો નિરૂપયોગી છે. તે માટે જે શ્રમ કરવો જોઇએ તે કરો એટલે તે તમને પ્રાપ્ત થશે જ.

આત્મસુધારણા માટેના જે પ્રસંગો વિસરી જવામાં આવે છે

તેમાં એક શોચનીય બાબત એ છે કે તે પ્રસંગો મહાન્ નૈસર્ગિક શક્તિ ધરાવનારા લોકોને તેઓના કરતાં ન્યૂન માનસિક બળ ધરાવ-નારા લોકો કરતાં અધિક પ્રતિકૂળ સ્થિતિ અને સંજોગોમાં મુકે છે. એક એવો માણસ છે જે લોકપ્રિય છે, જેનું હૃદય વિશાળ અને ઉદાર છે, પરંતુ જે બોલતી વેળાએ ભાષાનું એવું ખૂન કરી નાંખે છે કે તેની વાણીનું શ્રવણ ખરેખર પીડાકર થઇ પડે છે. આ પ્રકારનાં બીજાં અનેક દ્રષ્ટાંતો લભ્ય થઇ શકે એમ છે. મહાન્ નૈસર્ગિક શક્તિ અને સુંદર ચારિત્ર્ય ધરાવતા હોવાથી ઉચ્ચ અધિકારે નિયત કરવામાં આવ્યા હોય એવા લોકો પણ અમુક પ્રકારના અજ્ઞાનને લઇને અને આરંભકાળની કેળવણીની ન્યૂનતાને લઇને ઘણી વખત પીડાય છે અને આકુળવ્યાકુળ થાય છે.

સામાન્ય શક્તિ કરતાં વધારે શક્તિ હોવાનું જ્ઞાન હોવા છતાં આ શક્તિને અનુરૂપ આદ્ય કેળવણીની ન્યૂનતાને લઇને હલકા અધિ-કાર પર બદ્ધ થઇ રહેવું એ અત્યંત લજ્જાસ્પદ અને અપકર્ષસૂચક અનુભવ છે. જે જે વસ્તુ મેળવવાનું પોતાને માટે શક્ય છે તે તે વસ્તુ મેળવવાને પોતે એંસી નેવું ટકા શક્તિ ધરાવે છે એવું જ્ઞાન હોય, પરંતુ યોગ્ય કેળવણી અને ખીલવણીના અભાવે તે મેળવવાને વસ્તુતઃ પચીશ ટકા કરતાં વધારે શક્તિ ન હોય તો તે ઘણું જ લજ્જા-સ્પદ છે. બીજા શબ્દોમાં કહીએ તો કેળવણીના અભાવે તમારી શક્તિઓના સમૂહનું સંધાન કરો છો એવા અભિજ્ઞાનથી જીવન વહન કરવું એ ઘણા જ વિષાદ અને પરિતાપનો વિષય છે.

પોતાને શક્ય અને સુલભ હોય એવાં ઉચ્ચતમ જીવનને માટે તૈયારી ન કરવાથી જે ખેદ અને વિષાદની લાગણી ઉત્પન્ન થાય છે તે કરતાં અન્ય કશી વસ્તુથી થતી નથી. જે પ્રસંગોનો લાભ લેવાને

પોતાની જાતને કદી તૈયાર રાખી નથી તેવા પ્રસંગોને જવા દેવાના પરિણામે જે શોક અને ખેદ થાય છે તેના કરતાં વિશેષ કટુ અનુભવ કશાથી થતો નથી. જન્મથી જ કુદરતના અભ્યાસકનું દૃષ્ટાંત ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. તે મનુષ્યની મહેચ્છાઓ એટલી બધી દાબી દેવામાં આવી હતી અને યુવાવસ્થામાં તેની કેળવણીને એટલી બધી વિસારી દેવામાં આવી હતી કે સમય જતાં તેના સમકાલીન કોઇ પણ માણસ કરતાં વધારે કુદરતના ઇતિહાસ વિષે તે જાણવા લાગ્યો ત્યારે તે એક પણ શુદ્ધ વાક્ય લખી શક્યો નહિ, તેના આંતરિક વિચારો શબ્દોમાં પ્રદર્શિત કરી શક્યો નહિ. અને પુસ્તકો દ્વારા ચિરસ્થાયી અને ચિરસ્મરણીય કરી શક્યો નહિ. આનું કારણ એ હતું કે તેને કેળવણીનાં મૂળતત્ત્વોનું પણ જ્ઞાન ન હતું. શરૂઆતમાં તેનું શબ્દજ્ઞાન એટલું બધું સંકુચિત અને સ્વલ્પ હતું અને તેનું ભાષાજ્ઞાન એટલું બધું મર્યાદિત હતું કે તે હમેશાં તેના વિચારો પ્રદર્શિત કરવાને જરૂરી શબ્દને માટે અવિરત પરિશ્રમ કરતો હોય એમ જણાતું હતું. આવા બુદ્ધિશાળી–પ્રતિભાશાળી માણસના પરિતાપનો વિચાર કરો: પોતે વિજ્ઞાનનું–કુદરતનું વિશાળ જ્ઞાન ધરાવે છે એ વાતથી અભિજ્ઞ હતો છતાં શબ્દોમાં પ્રદર્શિત કરવાને તે અશક્ત હતો.

પોતાની તૈયારીની અપૂર્ણતાને લીધે ટુંકાણથી લખનાર માણસો કોઇ અજાણ્યા શબ્દના ઉપયોગથી ઘણી વખત આકુલ વ્યાકુલ બની જાય છે. સામાન્ય પરિચિત શબ્દો આપવામાં આવે ત્યારે લખી શકવાને શક્તિમાન હોવું એ પુરતું નથી, તેમજ ઑફીસમાં સામાન્ય દૈનિક પરિપાટિ અનુસાર કાર્ય કરવું એટલેથી બસ થતું નથી. પ્રગતિની ઇચ્છા રાખનારે ગમે તે શબ્દના અથવા વાક્યના પ્રયોગને માટે તૈયારી રાખવી જોઇએ અને શબ્દનો સારો સંગ્રહ રાખવો જોઇએ જેમાં

તેમાંથી અકસ્માત્ ઉપયોગ કરી શકાય. જો તમે લખવામાં વારંવાર વ્યાકરણદોષ કરતા હશો, સ્ખલના થતી હશે અથવા તમને ક્વચિત્ સામાન્ય નિત્ય પરિપાટિથી બહાર લેવામાં આવે ત્યારે વ્યાકુલ થઇ જતા હશો તો તમારા ઉપરી સમજી જશે કે તમારી તૈયારી અપૂર્ણ છે, તમારી કેળવણી મર્યાદિત છે અને તમારાં ભવિષ્યનું પ્રારબ્ધ અને આશાઓ સંકુચિત છે.

એક વ્યક્તિ લખે છે કે " મારામાં આદ્ય કેળવણીની એટલી બધી ન્યૂનતા છે કે કોઇ કેળવાયલા અને વિદ્યાવિભૂષિત સજ્જનને પત્ર લખતાં મને ભય અને સંકોચ રહે છે; કેમકે મને એવી બીક લાગે છે કે હું વ્યાકરણ અને વર્ણવિન્યાસના દોષો કર્યા વગર લખી શકીશ નહિ." આ મનુષ્યમાં અસાધારણ નૈસર્ગિક શક્તિ છે એમ તેના પત્રથી સૂચિત થાય છે, તથાપિ શરૂઆતની કેળવણીની ન્યૂનતાને લીધે તે આવી શોચનીય પરિસ્થિતિમાં મુકાયો છે. આ પ્રમાણે આરંભ કાળનાં વર્ષોનો સદુપયોગ ન થવાથી સદાને માટે આવી શોચનીય અને વિકટ સ્થિતિમાં મુકાવા કરતાં વધારે દુઃખદ પ્રસંગની કલ્પના કરવી પણ કઠિન છે.

ખાસ કરીને યુવકોના પત્રોથી અત્યંત દુઃખ ઉપજે છે; જે પત્રો સૂચવે છે કે, લખનારમાં અપ્રતિમ નૈસર્ગિક બળ છે, તેની માનસિક શક્તિ પ્રશસ્ય છે, પરંતુ યોગ્ય કેળવણીની ન્યૂનતાને લઇને તેની શક્તિનો મોટો ભાગ કુંઠિત અને સ્વકાર્ય સાધવાને અસમર્થ થઇ ગયો છે. આ પ્રકારનાં અનેક પત્રોથી આપણને પ્રતીતિ થાય છે કે પત્ર લખનારાઓ અસંસ્કૃત રત્ન સરખા છે; જેઓ યોગ્ય સુસંસ્કારના અભાવે પોતાનું ગૂઢ આંતર તેજ-બળ પ્રકટ કરી શકતા નથી.

જેઓની વિદ્યાર્થી અવસ્થા સંપૂર્ણ થઇ છે અને જેઓ અજ્ઞાન-

થી આવૃત્ત થયેલી પ્રશસ્ય માનસિક શક્તિથી જીવન નિર્વહન કરે છે એવાની સ્થિતિથી ખરેખર ખેદ થાય તેવું છે. જે અજ્ઞાનનું આવરણ તેઓ ભવિષ્યમાં કદાચ થોડું ઘણું દૂર કરી શકવા સમર્થ બને. ઉદાહરણ તરીકે જેનામાં લોકોનો નાયક અને નેતા થઈ શકાય એવી નૈસર્ગિક શક્તિ રહેલી છે, એવો કોઇ યુવાન પુરૂષ યોગ્ય કેળવણી અને આદ્ય સામગ્રીના અભાવે નિરંતર અન્યને આધીન થઇ રહી પોતાનું જીવન વહન કરે તે પણ દયાજનક છે.

જીવનક્ષેત્રના સર્વ ભાગોમાં આપણે સર્વત્ર કારકુનો, કારીગરો અને નોકરીઆત માણસોને જોઇએ છીએ. આ લોકો પોતાની કુદરતી શક્તિને અનુરૂપ કોઇ પણ પ્રકારની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકતા નથી; કેમકે તેઓએ પૂરેપૂરી કેળવણી સંપાદન કરી હોતી નથી. તેઓ નિરંતર અજ્ઞાનદશામાં સડે છે. તેઓ એક સારો પત્ર લખવા પણ અસમર્થ છે. તેઓ પત્ર લખવાનો યત્ન કરવામાં ભાષાનું ખૂન કરે છે. જેથી તેઓની ઉત્કૃષ્ટ પ્રશસ્ય શક્તિ નિગૂઢ રહે છે અને બહાર આવિર્ભૂત થઇ શકતી નથી. આથી તેઓ જીંદગીભર સામાન્ય–મધ્યમ સ્થિતિમાં જ રહે છે.

"જે જીવવાને લાયક છે તે જીવે છે" (The survival of the fittest) એવો કુદરતનો નિયમ છે એમ વિજ્ઞાનવેત્તાઓનું સબળ કથન છે. તે લોકો જ યોગ્ય–લાયક ગણી શકાય છે કે જેઓ પોતાનામાં જે કંઇ છે તેનો ઉપયોગ કરે છે, જેઓ અશ્રાંત પરિશ્રમથી બળ પ્રાપ્ત કરે છે; અને જેઓ સહાયભૂત વા અંતરાયભૂત સંયોગોને સંયમમાં રાખી આત્મ–વિકાસથી જીવે છે. વૃક્ષના પોષણ અને વૃદ્ધિ માટે ભૂમિ, પ્રકાશ અને વાતાવરણ સાધનોથી ભરપૂર છે, પરંતુ તે જે કંઈ પ્રાપ્ત કરે છે તેનો તેણે ઉપયોગ કરવો જોઇએ. પાંદડાં, ફુલ,

ફૂલ ઇત્યાદિમાં વૃક્ષ જે કંઇ પોષણ મેળવે છે તેનો આવિર્ભાવ થવો જોઇએ, નહિ તો પોષણ મળવાનું બંધ થશે. બીજા શબ્દોમાં કહીએ તો ભૂમિમાંથી વૃદ્ધિ માટે વૃક્ષને જેટલું ઉપયોગી છે તે કરતાં વિશેષ પોષક તત્વ મળશે નહિ. અને આ પોષક તત્વનો ઉપયોગ જેટલી ત્વરાથી કરવામાં આવે છે તેટલી ત્વરાથી તેની વૃદ્ધિ થાય છે; અને જેમ જેમ તેનો વિશેષ ઉપયોગ કરવામાં આવે છે તેમ તેમ પુષ્કળ પોષક તત્વ પુરૂં પાડવામાં આવે છે. આ નિયમ સર્વત્ર લાગુ પડી શકે છે. જો આપણે કુદરતની આપેલી સર્વ વસ્તુઓનો સદ્વ્યય કરીએ છીએ તો આપણી જરૂરીઆતો પુરી પાડવામાં કુદરત અત્યંત ઉદાર બને છે; પરંતુ જો આપણે કંઈ પણ ઉપયોગી કાર્ય કરતા નથી, જે સામગ્રી આપણને તે આપે છે તેનું અમુક પ્રકારની શક્તિમાં રૂપાંતર કરી ઉક્ત શક્તિનો સદુપયોગ કરતા નથી, તો ઉક્ત સામગ્રી આપવાનું બંધ કરવામાં આવે છે, એટલું જ નહિ પણ આપણી શક્તિ દિનપ્રતિદિન ક્ષીણ થતી જાય છે અને વૈચક્ષણ્ય ઘટતું જાય છે; કેમકે એવો એક સર્વમાન્ય નિયમ છે કે પ્રત્યેક વસ્તુ એક અથવા બીજે માર્ગે ગતિમાન છે. તે આગળ વધે છે અથવા પાછી હઠે છે. તેનો યોગ્ય ઉપયોગ કર્યા વગર આપણી પાસે તે રાખી શકીએ નહિ. આપણે સ્નાયુ અથવા મગજશક્તિનો ઉપયોગ કરતા નથી તો કુદરત આપણી પાસેથી તે લઇ લે છે. આપણે બુદ્ધિ અથવા ચાતુર્યનો ઉપયોગ કરતાં અટકીએ છીએ તે જ ક્ષણે કુદરત આપણાં ચાતુર્યને હરી લે છે.

કૉલેજમાં અભ્યાસ પૂર્ણ કર્યા પછી ઘણે વર્ષે ઘણાએક ગ્રેજ્યુએટોને જોઇને આપણને આશ્ચર્ય થાય છે કે પોતાની કેળવણી માટે તેઓને જે કાંઈ બતાવવાનું હોય છે તે માત્ર પ્રમાણપત્ર જ હોય છે.

જે શક્તિ અને નૈપુણ્યની પ્રાપ્તિ તેઓને કૉલેજમાં થઈ હતી તેનો નાશ થઇ ગયો હોય છે; કેમકે તેઓએ તે વસ્તુઓને ઉપયોગમાં લેવાનું ત્યજી દીધું છે. પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી મનની અંદર સર્વ વસ્તુઓનું જ્ઞાન તાજું હોય છે ત્યારે તેઓ વિચારતા હોય છે કે ઉક્ત જ્ઞાન પોતામાં હમેશાં રહેશે, પરંતુ તેઓએ તેનો ઉપયોગ કરવાનું ત્યજી દીધું ત્યારથી દરેક ક્ષણે તે જ્ઞાન લુપ્ત થતું ગયું છે, અને જે જ્ઞાનનો તેઓએ ઉપયોગ કર્યો છે તે જ માત્ર અવશિષ્ટ રહ્યું છે અને તેમાં જ વૃદ્ધિ થઈ છે, બાકીનાં સર્વ જ્ઞાનનો વિલય થઈ ગયો છે, એમ આપણને તેઓની વર્તમાન સ્થિતિ તપાસતાં અને વિચારતાં માલૂમ પડશે. વિશ્વવિદ્યાલયની ઉપાધિ પ્રાપ્ત કર્યા પછી દરેક વર્ષે ઘણાખરા ગ્રેજ્યુએટોને માલૂમ પડે છે કે તેઓના ચાર વર્ષના અભ્યાસના પ્રમાણમાં બહાર દર્શાવવાનું તેઓની પાસે ઘણું સ્વલ્પ છે. આનું કારણ એ છે કે તેઓએ સંપાદન કરેલા જ્ઞાનનો સદુપયોગ કરવાનો લેશ પણ શ્રમ લીધો નથી. તેઓનાં મનમાં નિરંતર એજ વિચાર રમમાણ કરે છે કે "મેં કૉલેજની કેળવણી લીધી છે, મારામાં કંઇક બળ હોવું જોઈએ, અને જગતની દૃષ્ટિમાં મારી કંઇક ગણના થવી જોઇએ." તમે કૉલેજમાં જ્ઞાન સંપાદન કર્યું છે તે કરતાં વધારે ધારણ કરવાની શકિત તમારા પ્રમાણપત્રમાં નથી.

જે વસ્તુનો તમે યોગ્ય ઉપયોગ કરતા નથી તે નિરંતર ક્રમે ક્રમે તમારામાંથી લુપ્ત થાય છે. તેનો ઉપયોગ કરો અથવા તેનાથી રહિત થાઓ, તમારી ઇચ્છાનુસાર કરો. પ્રાપ્ત વસ્તુઓનો ઉચિત ઉપયોગ કરવો તે શકિત મેળવવાનું ગહન રહસ્ય છે-ઉપાય છે, અને જે ક્ષણે તમે ઉપયોગ કરતા બંધ થશો કે તરતજ આ બળ—શકિત અદૃશ્ય થશે.

આત્મ-સુધારણાનાં સાધનો હમેશાં તમારી પાસે જ છે. તમારી કુહાર જો તીક્ષ્ણ ન હોય તો તેને તીક્ષ્ણ બનાવવાને વિશેષ બળની અપેક્ષા છે. જો સમય મર્યાદિત હોય તો સ્હેજ વધારે યત્ન અને ઉત્સાહથી કાય કરો. પ્રગતિની ગતિ આરંભમા મંદ જણાશે, પરંતુ ખંત અને અવિચ્છિન્ન ઉત્સાહપૂર્વક મંડયા રહેવાથી અવશ્યમેવ તમે યત્નની અને કાર્યની સફલતા પામશો. "ક્રમે ક્રમે આગળ વધો" એ માનસિક બંધારણનું પ્રધાન તત્વ છે. આ પ્રધાન તત્વને લક્ષમાં રાખીને જો તમે તમારા પ્રયાસમાં મંદ થશો નહિં તો સમય જતાં મિષ્ટ ફલોનું આસ્વાદન કરવાનું સુભાગ્ય તમને પ્રાપ્ત થશે.

## (૧૦) નિદ્રા દરમ્યાન ચારિત્ર્યનું બંધારણ.

"However discordant or troubled you may have been during the day, do not go to sleep until you have restored your mental balance, until your faculties are poised and your mind serene."

[ દિવસના ભાગમાં તમે ગમે તેટલા અસ્વસ્થ અથવા શ્રમિત થયા હો તો પણ જ્યાં સુધી તમે માનસિક સમતોલપણું પુનઃ પ્રાપ્ત ન કર્યું હોય, જ્યાં સુધી તમારી શક્તિઓ સમતોલ ન થાય અને તમારૂં મન શાંત થાય નહિ ત્યાં સુધી તમારે નિદ્રા લેવી જોઇએ નહિ.]

માનસશાસ્ત્રાભિજ્ઞોની સબળ માન્યતા છે કે સૂવા જતી વખતે મનની જે ક્રિયાઓ ચાલતી હોય છે અને મનની જે પ્રવૃત્તિ હોય

છે તે નિદ્રામાં પણ ચાલુ જ રહે છે. નિદ્રિત થયા પહેલાં મન ઉપર અમલ ચલાવનારી આ ક્રિયાઓ આપણી સુશુપ્ત અવસ્થામાં દીર્ઘકાળ પર્યંત અમલ ચલાવવાનું ચાલુ રાખે છે. તે ઉપરાંત તેઓનું એમ પણ માનવું છે કે કરચલીઓ તેમજ વૃદ્ધાવસ્થાનાં બીજાં ચિહ્નો જાગૃત અવસ્થામાં તેમજ નિદ્રામાં સરખી ત્વરાથી ઘડાય છે. આ એમ સૂચવે છે કે નિદ્રિત થતી વેળાએ મનની જે સ્થિતિ હોય છે તેની શરીર ઉપર સબળ સત્તા ચાલે છે.

હજારો ધંધાદારી પુરૂષો અને સ્ત્રીઓ દિવસના ભાગમાં એટલા બધા પ્રવૃત્તિશીલ રહે છે, એવું અસ્વાભાવિક જીવન ગુજારે છે કે તેઓ નિવૃત્ત થયા પછી વિચાર કરવાને પણ અટકી શકતા નથી; જેથી નિદ્રા ચાલી જાય છે અથવા તો સંપૂર્ણ માનસિક પરિશ્રમ પછી જ નિદ્રા આવે છે. આ લોકો પોતાના ધંધા રોજગારના પ્રશ્નો ઉકેલવામાં એટલા બધા મશગુલ રહે છે કે આરામ અથવા વિશ્રાંતિ લેવાની રીતથી તેઓ કેવલ અનભિજ્ઞ હોય છે. આથી કરીને જેમ એક થાકીને લોથ થઇ ગયેલ ઊંટ પોતાની પીઠ ઉપર સર્વ ભાર સહિત રણની અંદર પડયો રહે છે, તેમ આ લોકો પોતાની સર્વ ચિંતાઓના ભાર સહિત નિદ્રાધીન થવા પથારીમાં પડે છે. આનું પરિણામ એ આવે છે કે સુખપ્રદ નિદ્રાથી નવીન ચૈતન્ય અને બળની ઉપલબ્ધિ થવાને બદલે તેઓ સવારમાં ઉઠે છે ત્યારે કંઇક વિશેષ પ્રમાણમાં શ્રાંત અને વૃદ્ધ થયા હોય એમ જણાય છે. ખરૂં જોતાં તેઓએ શક્તિ અને ચૈતન્યના ઉદ્રેક સહિત, નૂતન ઉત્સાહપૂર્ણ અને દિવસે કરવાના કાર્યને માટે નવું બળ પ્રાપ્ત કરી પથારીમાંથી ઉઠવું જોઇએ.

શ્રમિત કરે એવી અને માનસિક અવ્યવસ્થા ઉપજાવે એવી ક્રિયાઓ જે આપણે નિદ્રાધીન થઇએ છીએ ત્યારે ચાલે છે અને જે

આપણી નિદ્રિત સ્થિતિમાં ચાલુ રહે છે તેના પ્રાબલ્યને લઇને ટુંક વખત લીધેલી નિદ્રાથી થતા લાભ દબાઇ જાય છે-નિષ્ફલ થાય છે. નિદ્રા દરમ્યાન નિરામય અને ઉન્નત બનાવે તેવું કાર્ય કરી શકે એમ મનને તૈયાર કરવાની અગત્ય છે એમ આ બધાથી સૂચિત થાય છે. શરીર કરતાં મનને નિદ્રા માટે તૈયાર કરવું એ વધારે અગત્યનો વિષય છે. શારીરિક શુદ્ધિ-વિશ્રાંતિ કરતાં માનસિક શુદ્ધિની વિશેષ આવશ્યકતા છે. આ માટે પ્રથમ એ કરવાનું છે કે જે પીડાકારક અને ક્લેશોત્પાદક સત્તાઓનું પ્રાબલ્ય દિવસના ભાગમાં આપણા પર ચાલતું હોય તેનાથી રહિત થવા યત્ન કરવો જોઇએ, મનોગૃહને શુદ્ધ કરવું જોઇએ, અને જે નિરાશાજનક વિષમ ચિત્રોએ આપણા મનોગૃહને મલીન બનાવ્યું હોય તેને નષ્ટ કરી રાત્રિ માટે તેજસ્વી, આહ્લાદક અને ઉત્તેજક ચિત્રોને તેમાં સ્થાન આપવું જોઇએ.

કોઇ પણ સંયોગોમાં સ્વભાવની અથવા મનની નિરાશ, ખિન્ન અને ઉદાસ સંસ્થિતિમાં નિદ્રાવશ થવા યત્ન ન કરો. ક્રોધ, શોક, ઇર્ષ્યા, અસૂયા જેવા માનસિક શાંતિ અને સ્વાસ્થ્યના શત્રુઓનો બહિષ્કાર કરો. તમારા મનમાં બીજાને માટે સેવેલા ઇર્ષ્યાળુ નિર્દય વિચારો સહિત નિદ્રાધીન થવાને લલચાઓ નહિ. ક્રોધના આવેશમાં હોઇએ ત્યારે બીજાના પ્રતિ ઇર્ષ્યાયુક્ત લાગણી રાખવી એજ પુરતું છે; પરંતુ આવેશનો ઉભરો શાંત થયા પછી મનની આ પ્રકારની સ્થિતિ ઇરાદાપૂર્વક દીર્ઘ સમય સુધી સતત્ શરૂ રાખવી અને આપણી નિદ્રાને બગાડવી એ કોઇ પણ રીતે ઉચિત નથી. આમ કરવાથી આપણે ઘણું ગુમાવીએ છીએ. જીવન અત્યંત અલ્પ હોવાથી સમય એટલો બધો કિંમતી છે કે જીવનને અલાભકારક અને આરોગ્યને હાનિ પહોંચાડનાર વિચારોનું સેવન કરવામાં તે સમયનો કોઇ પણ ભાગ આપણે

ગાળવો જોઇએ નહિ. ચોવીશ કલાકમાં કંઈ નહિ તો ફક્ત એક કલાક તો જગતની સાથે શાંતિથી રહો. સુખ અને નિવૃત્તિના રિપુઓ તેઓની મૂર્તિને નિદ્રા દરમ્યાન તમારા ચારિત્ર્યમાં વધારે અને વધારે ઉંડી સ્થાપે એ બિલકુલ ઇષ્ટ નથી. તે સર્વને ભુંસી નાંખો, તે સર્વનો ઉચ્છેદ કરો, અને હમેશાં સ્વચ્છ હૃદયસંપાટિ સહિત જાગૃત થાઓ.

દિવસના ભાગમાં અન્ય લોકોની સાથે વર્તવામાં જો તમે કવચિત્ ક્રોધ, મૂર્ખતા, દુષ્ટતા બતાવ્યાં હોય, જો તમે બીજા માણસો તરફ વૈરભાવથી અથવા ઇર્ષ્યાથી વર્ત્યા હો તો તે સર્વ મલીનતા દૂર કરી તમારાં મનોગૃહને સ્વચ્છ બનાવો. પીડાકર અને ખેદજનક વિચારોને દૂર કરવાનું કાર્ય તમને કઠિન લાગતું હોય તો કોઇ સારૂં, નવીન ઉત્સાહ અને બળ રેડે એવું પુસ્તક વાંચવાની તમારી જાતને જરૂર પાડો. આથી કાર્યની કઠિનતા દૂર થશે, એટલુંજ નહિ પરંતુ તમારી પ્રકૃતિ સ્વસ્થ બનશે, તમને જીવનનું સત્ય સૌંદર્ય અને રહસ્ય સ્પષ્ટતઃ સમજાશે અને તમારાં હૃદયમાં તમારી ક્ષુલ્લકતા માટે, તમારા સંકુચિત અસદ્વિચારોને માટે શરમની લાગણી ઉત્પન્ન થશે.

મહાન્ આશાઓનાં સ્વપ્નોથી અને આનંદપ્રદ સ્મૃતિઓથી તમારા મનોગૃહને અલંકૃત કરો. સુખ, સંપત્તિ વા સત્તાથી સમન્વિત —જેવી તમારી જાતને કરવા ઇચ્છતા હો તેનું કાલ્પનિક દૃશ્ય રચો. ચારિત્ર્યનું જે આદર્શ તમારી દૃષ્ટિમાં ઉત્કૃષ્ટ અને ઉત્તમ હોય, જે પ્રકારનું વ્યક્તિતત્વ પ્રાપ્ત કરવાની તમે પ્રબળ અભિલાષા રાખતા હો તેના વિચારોને નિરંતર સંપૂર્ણ, સાગ્રહ દૃઢતાથી વળગી રહો. આવા સુંદર, શ્રેષ્ઠ જીવનનાં રમ્ય ચિત્રોનો નિદ્રાવશ થવા પૂર્વે અભ્યાસ કરવાની ટેવથી તમારામાં તેનો આવિષ્કાર થશે. આ પ્રમાણે સ્હેજ ટેવ પડ્યા પછી તમે કેટલી ત્વરાથી અને કેટલી પૂર્ણતાથી તમારી

માનસિક વૃત્તિને બદલી શકો છો એ જોઇને ખરેખર, આશ્ચર્ય થશે.

એક વ્યાપારકુશલ માણસે મને થોડા વખત પહેલાં કહ્યું કે " પથારીમાં પડયા પછી અનેક તરેહના વિચારો કરવાનું હું અટકાવી શકતો નથી એ મારામાં મહાન્ અવગુણ છે." આ માણસ દિવસે એટલો બધો પ્રવૃત્તિશીલ રહે છે અને એટલું સખ્ત કામ કરે છે કે તેનું આખું માનસિક બંધારણ શિઘ્રગ્રાહી અને ધૈર્યહીન બની ગયું છે, અને તેનું મગજ જેટલી તિવ્રતાથી દિવસે કાર્ય કરે છે તેટલી જ તિવ્રતાથી નિદ્રાધીન થયા અગાઉ અને પછી કાર્ય કર્યે જાય છે. આ રીતે તે પુરેપુરી નિદ્રા લઇ શકતો નથી, અને એવી અવ્યવસ્થિત સ્થિતિમાં તેને જે કંઇ લાભ થાય છે, અથવા તે જે કંઇ શાંતિ પ્રાપ્ત કરે છે તેનો બીજે દિવસે વ્યય થઈ જાય છે. તે દુકાનનું બારણું બંધ કરે તેજ ક્ષણે વ્યાપારી મગજનું બારણું બંધ કરવાની નિત્યક્રિયા કેળવવાની મેં તેને ભલામણ કરી. અને કહ્યું કે " જેવી રીતે સાયંકાળે ઘેર જઇ તમે વસ્ત્રો બદલો છો તે મુજબ દિવસનાં કાર્યમાંથી મુક્ત થયા પછી તમારા વિચારોના પ્રવાહને અન્ય દિશામાં વાળવાને આગ્રહ પૂર્વક યત્ન કરો. તમારાં પત્ની અને બાળકો સાથે રસ પડે તેવી ગોષ્ટિથી અને વાર્તાવિનોદથી આનંદ મેળવવામાં મનને રોકો; અથવા તેઓની સાથે કંઈ રમત રમવામાં પ્રવૃત્ત બનો, કોઇ હાસ્યજનક વિનોદશીલ પુસ્તક વાંચો; અથવા એવું રસિક પુસ્તક વાંચો કે જેનાથી તમે વ્યાપાર વિષયક વિચારો વિસરી શકો; ખુલ્લી હવામાં લાંબા વખત સુધી ફરો; સ્વચ્છ, મધુર, તાજી હવાથી તમારાં ફેફસાંઓને ભરો; તમારી આજુબાજુ દૃષ્ટિ ફેરવ્યા કરો અને કુદરતનાં સૌંદર્ય ભરેલા મનોહર દૃશ્યોનું અવલોકન કરો, અથવા કોઈ એવી પ્રિય વસ્તુ પસંદ કરી રાખો કે જે વ્યવહારિક કાર્ય પૂર્ણ થયા પછી તમને આરામ અને

આનંદ આપનારી થઇ પડે. તમારાં મન ઉપર પ્રભુત્વ પ્રાપ્ત કરો. તમારાં મનને તમારા ઉપર પ્રભુત્વ ભોગવવાની છુટ આપવાને બદલે તમે તેને અંકુશમાં રાખતાં શીખો. તમારા શયનગૃહમાં જે સ્થળે તમારી દૃષ્ટિ વારંવાર પડતી હોય ત્યાં મોટા અક્ષરે "No Thinking Here" (અહિંઆ કંઇ વિચાર કરવો નહિ) એ મુદ્રાલેખ લખી રાખો. જ્યારે તમે નિદ્રા લેવાની તૈયારી કરો ત્યારે દરેક પ્રકારના વિચારની ગતિને રોકો, શરીર અથવા મન ઉપર કોઇપણ જાતનો ભાર ન રહેવા દો; અને અલ્પ સમયમાં તમે જોશો કે જેટલી સ્હેલાઇથી અને કુદરતી રીતે બાલકને નિદ્રા આવે છે તેટલી સ્હેલાઇથી અને તેજ રીતે તમને નિદ્રા આવે છે, અને તે નિદ્રા બાળકની નિદ્રા જેટલી જ મધુર અને શ્રમહર છે એમ તમને માલુમ પડશે."

આ માણસના જેવી જે લોકોનાં મનની સ્થિતિ રહેતી હોય તે સર્વને માટે આ વચનો હિતકર અને લાભકર્તા છે; કેમકે આ રીતે વર્તવાથી ઉક્ત મનુષ્યને અનન્ય લાભનો અનુભવ થયો છે. આપણે નિદ્રાવશ થઇએ તે પહેલાં મનોગૃહનો દરવાજો બંધ કરવાને, પોતાના પર સંયમ રાખવાને, અનંત શક્તિ સાથે એકતાલ થવાને, દ્વેષ, ઇર્ષ્યા અને ગ્લાનિ સમાન આપણી શાંતિ અને નિવૃત્તિના અંતરાયકારક શત્રુઓનો સંહાર કરવાને શક્તિવાન થવું એ એક પ્રકારની મહાન્ કળા છે—એક પ્રકારનું અજબ નૈપુણ્ય છે; પરંતુ તે એવી કળા છે કે જે પ્રયાસથી ઉપલબ્ધ થઇ શકે એમ છે. વિચારથી, વાંચનથી અથવા આનંદદાયી સામાજીક વાતાવરણથી વિષમ ભાવનાઓ ઉપર જીત મેળવીને અને પ્રતિબંધક શત્રુઓનું ઉન્મૂલન કરીને મુખ ઉપર હાસ્યની છટા સહિત નિદ્રાધીન થવાનું સર્વને માટે સરખી રીતે સંભવિત છે. શાંત માનસિક સંસ્થિતિમાં નિદ્રા લેવાયલી હોય છે તો જ પ્રભાતમાં ઉઠવાને

સમયે આપણે જાણે કે કોઈ વિલક્ષણ ચેતન્ય અને જીવનની પ્રાપ્તિ કરી હોય એવો સાશ્ચર્ય આનંદનો અનુભવ થાય છે. સૂતી વખતે મનની ધર્મનિષ્ઠ સ્થિતિ અત્યંત મૂલ્યવતી છે. જેટલે દરજ્જે તેનાથી મન શાંત થાય છે, ભયપ્રદ વા ચિંતાતુર વિચારોનો વિલય થાય છે, અને તે ઉચ્ચતર ઉમદા વિચારોની સાથે એકતા કરે છે તેટલે દરજ્જે ઉપરોક્ત સ્થિતિ મૂલ્યવતી ગણાય છે. શાંતિકર, આરોગ્યદાયક, સુખપ્રદ નિદ્રા માટે મનને તૈયાર કરવાને આગ્રહપૂર્વક પ્રયત્ન કરવાથી તમારી યુવાવસ્થા લાંબા સમય સુધી ટકી રહેશે અને તમે દીર્ઘાયુષ્યમાન થવા સુભાગી થશો. આ કરતાં વિશેષ અગત્યની વાત એ છે કે તેનાથી તમારા આરોગ્ય પર અને તમારા ચારિત્ર્ય પર સુંદર અને ચિરકાળ નભી શકે તેવી અસર થશે. જે વિષમ ભાવનાઓ, ભૂલો, વૈરભાવ, તિરસ્કાર, આદિ સર્વત્ર અંધકાર અને ગ્લાનિ પ્રસરાવે છે તે સર્વનો નિદ્રાધીન થયા પહેલાં મનોગૃહમાંથી લોપ કરવાની ટેવથી, મનની અંદર તેજસ્વી દૃશ્યો-ચિત્રોને ધારણ કરવાની ટેવથી, અને ઉમદા સદ્વિચારોનું સતત સેવન કરવાની ટેવથી યોગ્ય અવસર વ્યતીત થતાં તમારાં આખા જીવનમાં મહાન પરિવર્તન્ થઇ ગયું છે એવી સ્ફુટ પ્રતિતી થશે.

બાહ્ય સૃષ્ટિ અને તેની અનેક બાધકારક સ્થિતિઓનો અભાવ હોય છે ત્યારે આપણને સમજવામાં આવે છે કે આપણી અંદર કોઈ મહાન્ શકિત નિગૂઢ રહેલી છે અને ઉકત શકિત પ્રોત્સાહનની ગ્રહણ-શકિત ધરાવે છે. નિદ્રા દરમ્યાન આપણાં મનમાં જે પ્રવૃત્તિ-ક્રિયા ચાલી રહે છે તેનો આપણને બહુ ઓછો ખ્યાલ આવે છે. " હું આ પ્રશ્નનું નિરાકરણ નિદ્રામાં કરીશ " એ વાકયમાં અતિ ગૂઢ રહસ્ય રહેલું છે. તેનું સત્ય રહસ્ય જાણ્યા વગર આપણને પ્રતિતી થાય છે

કે નિદ્રા દરમ્યાન કોઇ ચમત્કારિક રીતે અનેક સંદિગ્ધ પ્રશ્નોનું નિરાકરણ થઇ જાય છે. નિદ્રા અગાઉ જે પ્રશ્નોનું નિરાકરણ કરવામાં ઘણાં જ પ્રવૃત્ત થયાં હોઇએ છતાં કંઇ નિર્ણય પર ન આવી શકાયું હોય તેવા પ્રશ્નોને પ્રભાતમાં કંઇ જુદા રૂપમાં જ આપણે જોઇએ છીએ. શાંત નિદ્રા પછી અનેક પ્રશ્નો આમ નિરાકૃત થયલા જોઇ કેટલીક વખત આપણને તે અસંભવિત લાગે છે અને આપણે નિરાકરણ સંબંધી શંકાયુકત તર્કો બાંધીએ છીએ; પરંતુ આપણાં ગુહ્ય માનસિકત્વમાં એવું કંઇક રહેલું છે જેના બળે આપણી સુશુપ્તાવસ્થામાં દુર્ઘટ પ્રશ્નોનું નિરાકરણ થઇ જાય છે, જે પ્રશ્નોનું શોધન કરવામાં આપણને જાગૃત અવસ્થામાં ઘણી મગજમારી કરવી પડી હોય છે. ઘણી વખત મહાન્ ગણિતશાસ્ત્રીઓ, વિજ્ઞાનવાદિઓ, અને ખગોળવેત્તાઓ પોતાની મતિ દિવસ દરમ્યાન જે કઠિન પ્રશ્નોનો પાર પામી શકી ન હોય એવા પ્રશ્નો નિદ્રા દરમ્યાન પ્રત્યક્ષ પ્રયત્ન વગર નિરાકૃત થયલા જોઇને અનહદ આશ્ચર્ય પામ્યા છે.

આપણી નૈતિક કેળવણીનો અને ચારિત્ર્ય–બંધારણનો મોટો ભાગ નિદ્રામાં છુપી રીતે ઘડાય છે એ નિઃસંદેહ વાર્તા છે; અને આપણે નિદ્રાધીન થઇએ છીએ ત્યારે જે ક્રિયાઓ મગજમાં ચાલતી હોય છે તે રાત્રિમાં પણ ચાલુ રહે છે, એ મહત્વની વાત પર કેળવણી અને ચારિત્ર્ય–બંધારણના સિદ્ધાંતો રચાયલા હોવાથી આ નિગૂઢ શક્તિનું સત્ય દિશામાં વહન થવાથી જે ચમત્કારભર્યા પરિણામો નિપજે છે તે આપણા સમજવામાં સત્વર આવી શકે છે.

રાત્રે નિવૃત્ત થતી વખતે આત્મ–નિરીક્ષણ કરવાની નિયમિત નિત્ય ક્રિયાથી પોતાની જાતને સુધારવામાં ઘણા લોકોએ ચમત્કારિક પરિણામ મેળવ્યું છે. ચ્હીડીયા સ્વભાવને તેમજ બીજા અનેક પ્રતિકૂળ

દોષોને ઘણા લોકો આ પદ્ધતિનું અનુસરણ કરવાથી વશ કરી શક્યા છે. નિરામય, ઓજસપૂર્ણ, અને બલવાન આદર્શને ધારણ કરવાની ટેવ ખાસ કરીને વયોવૃદ્ધ પુરૂષોને માનસિક તથા આત્મિક વિશ્રાંતિમાં અત્યંત સહાયભૂત બને છે.

જો આપણે દારિદ્રયના ચક્રતળે ચગદાતા હોઇએ તો નિદ્રાવશ થયા પહેલાં આપણે એવા વિચારો કરવા જોઇએ કે જીવનની જરૂરીયાતો અને આનંદપ્રદ પ્રસંગો પુરતા પ્રમાણમાં મળવાનું સર્વને માટે નિયત થયેલું છે. દારિદ્રયના દીન વિચારોને મનમાં સ્થાન આપવાને બદલે સંપત્તિ અને ઐશ્વર્યની ઉચ્ચ ભાવના ભાવવી જોઇએ. આમ કરવાથી આપણાં મનની અંદર રહેલી ગૂઢ શક્તિ આપણી ઇચ્છિત અને જરૂરની વસ્તુઓને આપણા પ્રતિ આકર્ષી લાવશે. આપણામાં જે કંઇ દૂષણ હોય તેનાથી વિરૂદ્ધ વિચારોને–ભાવનાને નિદ્રાવશ થયા પૂર્વે આપણે મનમાં દૃઢ શ્રદ્ધા પૂર્વક સ્થાન આપવું જોઇએ; જેથી જે વસ્તુપ્રાપ્તિને માટે આપણને તિવ્ર આકાંક્ષા હોય છે તે આપણા તરફ સ્વતઃ આકર્ષાઇને આવે છે. કોઇ પણ દૂષણનો પરાજય કરવા ઇચ્છા હોય તો જે સંપૂર્ણતા, જે સદ્‌ગુણો પ્રાપ્ત કરવાની આપણને પ્રબળ ઇચ્છા હોય તેના જ વિચારો કરવા જોઇએ; કેમકે તદનુસાર કરવાથી ખરાબ સ્વભાવ, સ્વાર્થપરાયણતા, ધૂર્તતા અને સર્વ પ્રકારનાં દૂષણોનું ઉન્મૂલન કરી શકાય છે. આ ચિકિત્સા ખાસ કરીને ન્હાનાં બાળકો પર તત્કાળ અસર કરે છે. આનું કારણ એ છે કે તેઓનાં મનની અંદર રહેલ ગૂઢ શક્તિ વધારે ચંચળ હોય છે, અને નિદ્રાધીન થયા પછી તરત જ તેની ક્રિયા વધારે વેગવતી હોય છે. આ સમયે જે સત્યો–બોધક સૂત્રો ઠસાવવામાં આવે છે તે તેને ત્વરાથી યાદ રહી શકે છે. વર્તમાન સમયમાં નિદ્રિત અવસ્થામાં માનસિક ભાવનાઓથી

ઘણાં બાળકોમાં અદ્‌ભુત સુધારો થયાનું કહેવામાં આવે છે. આવી ભાવનાનાં સાધનદ્વારા ન્હાનાં બાળકોની માંદગીમાં કરેલી સારવારથી સાબીત થાય છે કે જ્યારે બાળક નિદ્રિત અથવા અર્ધનિદ્રિત સ્થિતિમાં હોય છે ત્યારે આ ગુહ્ય શક્તિ ઉપર ઘણી સુગમતાથી સત્તા ચલાવી શકાય છે. બાળક બ્હીકણુ હોય તો નિદ્રા દરમ્યાન તેની માતા તેના મનમાં ભય વિરુદ્ધના વિચારો મુકીને જે વસ્તુઓથી બાળક ભયભીત થતો હોય તેનો પરાજય કરી શકે છે અને વિશ્વાસ તથા હિંમતનું સિંચન કરી શકે છે. બાળક દુર્બળ, પ્રકૃતિ કોમળ, અથવા રોગી હોય તો માતા નિરામયતા અને બળવાનપણાની ભાવના ભાવીને બાળકને નિરોગી અને બળવાન બનાવી શકે છે. નિશાળમાં બાળક અભ્યાસમાં પછાત રહી જાય, અથવા પરીક્ષામાં નિષ્ફળ થાય તો વિજય અને પ્રગતિની ભાવના ભાવીને તેનાં હૃદયમાં શ્રદ્ધા અને આશાનું સિંચન કરવાથી અદ્‌ભુત અસર ઉત્પન્ન થશે. જ્યારે પોતાનું બાળક નિદ્રાદેવીના ખોળામાં રમતું હોય છે ત્યારે જો માતા તેની સાથે તેનાં હિતની વાતો કરે છે તો માતાની હિતશિક્ષાનું તે ધ્યાનપૂર્વક અને સંપૂર્ણ શાંતિથી શ્રવણ કરે છે. જે સુજ્ઞ માતા પોતાનાં બાળકો તરફ આ પ્રકારની સઘળી સદ્‌ભાવનાઓ ભાવે છે તેઓને બાળકોના સ્વભાવમાં કંઇ અવનવું પરિવર્તન જણાયા વગર રહેતું નથી. તે ન્હાનાં જીવનમાં શ્રદ્ધા, આશા, પ્રેમ, આનંદ, હિંમત, સ્વાશ્રય અને પવિત્રતા આદિ ઉચ્ચતમ ગુણો રેડવાથી દરેક માતા પોતાનાં બાળકના સ્વભાવ અને જીવનમાં ચકિત કરી નાંખે એવું પરિવર્તન કરી શકે છે. ભવિષ્યમાં એવો સમય આવશે કે જ્યારે પ્રત્યેક માતા પોતાના બાળકનું ચારિત્ર્ય ઘડવામાં સદ્‌ભાવનાની અગત્ય સમજી શકશે. માનસિક ભાવનાથી કેવાં ઉત્તમ પરિણામો નિષ્પન્ન થાય છે તે હાલ માત્ર થોડા

લોકોને જ વિદિત છે; પરંતુ આગામી યુગમાં તેની ચારિત્ર્ય ઘડવાની અને જીવનમાં અવનવું પરિવર્તન કરી નાંખવાની શક્તિથી ભાગ્યે જ કોઈ અજ્ઞાત રહેશે.

જો તમે આ માનસિક ભાવનાની અજમાયશ ન કરી હોય તો આજથી તેનો ઉપક્રમ કરો. મને વિશ્વાસ છે કે નિદ્રાધીન થયા પહેલાં પવિત્ર સદ્વિચારોથી મનને ભરવાની નિશ્ચલ ટેવનાં સુંદર પરિણામોથી તમને અલ્પ સમયમાં અનુપમ હર્ષ અને આશ્ચર્યનો અનુભવ થશે. વળી ચિંતા, ખેદ, ઇર્ષ્યા વગેરે બુદ્ધિનાં આવરણોથી મનને રહિત કરવાથી અને જે વસ્તુઓ મેળવવાને તમે નિરંતર મથો છો તે તમારી થવાથી તમને અનનુભૂત સંતોષ અને આનંદ થશે. આજથી એવો દૃઢ સંકલ્પ કરો કે “ નિદ્રા લેતી વખતે મારા મનમાં કોઇ પણ શ્યામ મૂર્તિને સ્થાન આપીશ નહિ; પરંતુ માત્ર સુંદર ચિત્રો અને પ્રત્યેક પ્રાણી તરફ દયાભાવના વિચારોને સ્થાન આપીશ; મારા મનમાં નિષ્ફલતાના, દારિદ્રયના અથવા વિષમતાના વિચારો પ્રવેશ કરી શકશે નહિ; પરંતુ જે કંઇ તેજસ્વી, આનંદપ્રદ, આશાયુક્ત, પ્રોત્સાહક, ઉપયોગી અને ઉત્કૃષ્ટ હશે તેનાથી જ મારૂં મનોગૃહ દીપાવીશ ”



# જીવન-સુધારણાના સન્માર્ગ.

## ( ભાગ બીજો. )

### (૧૧) આભ્યંતર શાંતિ.

મનુષ્યનાં જીવનમાં શાંતિ એક અમૂલ્ય વસ્તુ છે. શાંતિ એ સ્થાનમાં દૃષ્ટિગત થાય છે કે જ્યાં સ્વાધીન, સ્વાવલમ્બશીલ અને સચ્ચારિત્ર્યધારી મનુષ્યોનો નિવાસ હોય છે. દૃઢ પ્રતિજ્ઞા, ઉદ્દેશની સ્થિરતા, આત્મનિર્ભરતા અને આત્મબલને શાંતિ કહેવામાં આવે છે. શાંતિનો એ અર્થ નથી કે મનુષ્યે કેવળ આળસુ, નિરૂદ્યોગી અને સાહસહીન સ્થિતિમાં બેસી રહેવું. એ તો મૃત્યુની નિશાની છે; કારણ કે એ અવસ્થામાં તમામ શક્તિઓ નિષ્ક્રિય બની જાય છે અને જીવન તદ્દન નિરસ બની જાય છે. જેને શાંતિ પ્રાપ્ત થયેલી હોય છે તેનું જીવન તો સદા સરસ અને આનંદમય હોય છે.

જે મનુષ્ય માત્ર દૈવ પર વિશ્વાસ રાખી બેસી રહે છે તેને કદાપિ શાંતિ મળી શકતી નથી. આવો મનુષ્ય પોતાની વર્તમાન સ્થિતિથી સ્હેજ પણ આગળ વધતો નથી અને ભવિષ્યની કોઇ પ્રકારની ચિંતા કરતો નથી. આવો મનુષ્ય કાયર અને પુરૂષાર્થહીન બની જાય છે. એના મુખમાં કોઇ ખાદ્ય પદાર્થો નાંખી જાય છે તો તે ભોજન કરે છે, નહિ તો એ જ આળસુ સ્થિતિમાં પડયો રહે છે. તે પોતે કશું કામ કરવા શ્રમ લેતો નથી. આવા માણસની દશા નાવિક વિનાના વહાણ જેવી છે કે જેને વ્યવસ્થા વગર સમુદ્રમાં તજી દેવામાં આવ્યું

હોય. કયી દિશામાં અને ક્યાં જવાનું છે તે તેને માલૂમ નથી હોતું. જે દિશા તરફ પવન લઇ જાય તે દિશા તરફ તે ઘસડાય છે. એ જ પ્રમાણે આળસુ મનુષ્યનું જીવન અત્યંત અનિયમિત હોય છે. તેનો કોઈ જાતનો સંકલ્પ હોતો નથી, કોઇ ઉદ્દેશ હોતો નથી, તેમજ તેની કોઇ જાતની કાર્યપ્રણાલિકા પણ હોતી નથી. આ પ્રકારના મનુષ્યોને કદાપિ શાંતિ મળી શકતી નથી. આ સ્થિતિને કદિ પણ શાંતિનું નામ આપી શકાય નહિ.

આથી ઉલટું જે માણસ પુરૂષાર્થ પર વિશ્વાસ રાખે છે તેનું જીવન તપાસીએ તો આપણને ઘણું જ નિયમસર લાગશે. તેના જીવનનો ઉદ્દેશ પ્રથમથી જ નિર્દિષ્ટ કરેલો હોય છે અને તે સદા નિશ્ચિત-માર્ગપર ગમન કરનાર હોય છે. એ માર્ગે ગમન કરવામાં ગમે તેટલી આપત્તિઓ અથવા મુશ્કેલીઓ આવે, ગમે તેટલું નુકશાન સહન કરવું પડે તો પણ એ ધીર–વીર પુરૂષ પોતાના નિર્દિષ્ટ ઉદ્દેશથી કિંચિત્ પણ ચલિત થતો નથી અને પોતાના માર્ગથી કદિ પણ પાછો હઠતો નથી; એ તો નિર્ભય બનીને આગળ વધ્યો જાય છે; કેમકે એ તો જાણતો જ હોય છે કે માર્ગમાં અનેક વિઘ્નો આવ્યા કરે તો પણ તેનાથી ગભરાવું જોઇએ નહિ. વિકટ સમયમાં ધૈર્ય અને સાહસ ધારણ કરવાં જોઇએ. એ સમજે છે કે મારે કાંઇ બીજું કરવાનું જ નથી, પરંતુ જે કાંઈ કરવાનું છે તે યથાશક્તિ સારૂં કરવું જોઇએ. સંભવિત છે કે તેને કોઇ કારણવશાત્ પોતાના માર્ગથી સ્હેજસાજ પાછા હઠવું પડે, પરંતુ તે શિઘ્રતાથી પોતાના સ્થાનપર પહોંચી જાય છે: એવું નહિં કે જ્યાં પવન લઇ જાય ત્યાં ચાલ્યો જાય. 'હું મારા નિયત સ્થાનપર કયારે પહોંચીશ, કેવી રીતે પહોંચીશ, અથવા મારા ઉદ્દેશમાં ક્યારે સફલતા મેળવીશ,' એ સર્વ વાતની તે પરવા અથવા ચિંતા કરતો નથી. તે તો પોતાનું કાર્ય કર્યે જાય છે. આટલું બધું

કરવા છતાં કદાચ તેને સફળતા નથી મળતી, તેનું કાર્ય સિદ્ધ નથી થતું તો તેથી તે નિરાશ અને અધીર બની જતો નથી.

શાંત મનુષ્ય પોતાનાં સર્વ કાર્યો મહા ધીરતાપૂર્વક કરે છે. કોઇને ખ્યાલ પણ નથી આવી શકતો કે ભવિષ્યમાં તેની કેવી સ્થિતિ થશે અને તેનાં કાર્યનું શું પરિણામ આવશે. મનુષ્યને હમેશાં નવા નવા પ્રસંગો અને નવી નવી બુદ્ધિઓની સંપ્રાપ્તિ થયા કરે છે, અને તેથી મનુષ્યનું કર્ત્તવ્ય છે કે તેણે એ સર્વનો યથાશક્તિ સદુપયોગ કરવો જોઇએ.

શાન્તિ એ મનુષ્યની આંતરિક સ્થિતિ છે. તેનો સંબંધ હૃદયની સાથે રહેલો છે. હૃદયમાં શાંતિ હોવી જોઇએ. બાહ્ય શાંતિને શાંતિ કહી શકાતી નથી. આભ્યંતર શાંતિની પ્રાપ્તિ થાય છે ત્યારે બહાર ગમે તે હોય તો પણ બહારની ગડબડથી આભ્યંતર શાંતિ ઉપર લેશ પણ અસર થતી નથી. જેવી રીતે પવનની અસર માત્ર સમુદ્રની સપાટી ઉપર, અથવા વધારેમાં વધારે બસો ત્રણસો ફીટ નીચે થાય છે અને તેની નીચે કોઇ પણ પ્રકારની અસર થતી નથી અને એક જ સ્થિતિ રહે છે એવી રીતે આભ્યંતર શાંતિની સ્થિતિ હોય છે. આપણે જીવનના મહાન્ પ્રશ્નો ઉકેલતા હોઇએ છતાં પણ આપણાં નિત્યનાં ન્હાનાં કાર્યોમાં અત્યંત શાંતિ ધારણ કરવી જોઇએ. જે મનુષ્ય પોતાની જાત-પર અંકુશ રાખી શકે છે, પોતાની ઇંદ્રિયોનું દમન કરી શકે છે અને મનઃસંયમ રાખી શકે છે તે જ મનુષ્યને આભ્યંતર શાંતિની પ્રાપ્તિ સુલભ છે. ઇંદ્રિયદમનનું બીજું નામ જ આભ્યંતર શાંતિ છે.

જ્યારે તમને સાંસારિક ચિંતાઓ સતાવે અને તમે આપત્તિ-ઓથી આવૃત્ત થઇ જાઓ ત્યારે શાંતિના પવિત્ર મંદિરમાં પ્રવેશ કરો અને અલ્પ સમય સુધી સઘળું ભૂલી જઇ શાંતિદેવીની આરાધના કરવાનો ઉપક્રમ કરો. આ સમયે પણ જો સાંસારિક ચિંતાઓ અને પીડાઓ તમને દબાવી દે અને તમે એનાથી દબાઇ જાઓ તો સમ-

જવું કે તમારાથી કાંઇ પણ કાર્ય થઇ શકશે નહિ. તમે હમેશાં એનાથી દબાયલા રહેશો અને એના પર કદિ પણ આધિપત્ય મેળવી શકશો નહિ. ચિંતા અને આપત્તિના સમયમાં શાંતિ પ્રાપ્ત કરવાનો અમોઘ ઉપાય એ છે કે જે જે વાતોથી તમને ગભરાટ ઉત્પન્ન થાય છે તે પ્રત્યેકને પૃથક્ પૃથક્ સમજવા યત્ન કરો અને તમારી સંપૂર્ણ સંકલ્પશક્તિ એના પર લગાવી દો. આમ કરવાથી તમને પ્રતીતિ થશે કે જેવી રીતે સૂર્યનો ઉદય થવાથી સર્વ અંધકાર દૂર થઇ જાય છે તેવી રીતે તમારી સર્વ પ્રકારની મુંઝવણનો શિઘ્ર અંત આવી જશે. તે પછી જો તમારા હૃદયમંદિરમાં શાંતિનો ચમત્કાર પ્રકાશિત થશે અને તમને નવીન શક્તિનું ભાન થવા લાગશે તો તમને સંપૂર્ણ આભ્યંતર શાંતિની પ્રાપ્તિ થવા લાગશે, અને ત્યારે જ તમે મોટી મોટી આપત્તિઓ અને કઠિન પ્રસંગોની સામે વીરતા અને નિર્ભયતાથી થઇ સકશો. કદાચ તમારી સર્વ આશાઓ અને તમારા સર્વ ઉદ્યોગો નિષ્ફલ જાય તો પણ તમને લેશ પણ ગભરાટ કે મુંઝવણ થશે નહિ અને તમે એમ કહેશો કે 'કંઇ હરકત નહિ, હમણાં સફલતા ન મળી તો ભવિષ્યમાં કોઇ દિવસ પણ મળશે-મળ્યા વગર રહેશે નહિ.'

જ્યારે તમને જણાય કે અન્ય લોકો ઇર્ષ્યા વા દ્વેષભાવથી તમારી નિંદા કરે છે, તમારા ઉપર આક્ષેપો કરે છે, અને તમને કોઈ પણ પ્રકારનું નુકશાન કરવા તત્પર બને છે અને એ વખતે તમને ક્રોધ વ્યાપી જાય છે તથા તમારા મનમાં તેનું વૈર લેવાની ઇચ્છા ઉત્પન્ન થઇ જાય છે ત્યારે તમારે શાંતિને કામમાં લેવી જોઇએ. તે સમયે તમારે સ્મરણમાં રાખવું જોઇએ કે જે માણસ બીજાને માટે ખાડો ખોદવા તત્પરતા બતાવે છે તેનાં પતનને માટે સ્વયં કુવો તૈયાર થાય છે. બીજા લોકોની સાથે નિષ્પ્રયોજન બુરાઇ કરવાવાળા મનુષ્યો પોતે જ તેનાં માઠાં ફળ ભોગવે છે. આવો કુદરતનો નિયમ

હોવાથી વૈર અથવા બદલો લેવાની કશી પણ આવશ્યકતા રહેતી નથી. અદ્યાપિપર્યંત જગત્માં કોઈ પણ મનુષ્ય એવો નથી થયો કે જેણે અન્ય માણસોની સાથે બુરાઇ કરી અને કોઇ પણ રીતે, કોઇ પણ વખતે, તેને તેની બુરાઇનાં માઠાં ફળ ચાખવા પડયાં ન હોય.

કોઇ માણસ એમ સમજતો હોય કે હું કોઈની સાથે બુરાઇ કરૂં તો તે મને શું કરવાનો છે ? તો તેમ માનવામાં તે તેની મોટી ભૂલ છે. પ્રકૃતિમાં ઝીણામાં ઝીણી બાબતો પણ નિયમસર અને ધોરણસર ચાલે છે. દરેક વસ્તુનો જમા-ખર્ચ થાય છે અને છેવટે સર્વનો હિસાબ થઇ જાય છે. પ્રકૃતિ પોતાના હિસાબદારોનાં નામ દરમહિને કાઢી નાંખતી નથી. જે મનુષ્ય શાંત હોય છે તેને બદલો લેવાનું કર્મ એટલું બધું અધમ લાગે છે કે તે સ્વપ્નમાં પણ વૈર લેવાનો વિચાર કરતો નથી. કોઇ તેને સતાવે છે તો પણ તે શાંતિનો જ આશ્રય લે છે, નહિ કે બુરાઇનો બદલો બુરાઇથી લેવાનો વિચાર કરે છે.

જ્યારે મનુષ્ય ન્હાની ન્હાની બાબતોમાં શાંતિનો આશ્રય લેતા શીખે છે ત્યારે જ તે મોટા મોટા પ્રસંગે શાંતિ ધારણ કરી શકે છે. આવા માણસનું કોઈ વ્હાલામાં વ્હાલું સ્વજન મૃત્યુવશ થાય અને તેનાં મૃત્યુથી પોતાનું જીવન સર્વથા નિષ્ફળ થઇ ગયેલું જણાય તો પણ શાંતિ એ એક એવી વસ્તુ છે કે જેના આશ્રયથી તે સવ આપત્તિઓ ધીરભાવે સહન કરી શકે છે.

સ્થૂલ દૃષ્ટિએ જોતાં પ્રાયઃ દુષ્ટ અને નીચ મનુષ્યોનો આ સંસારમાં વિજય થતો જણાય છે. જે લોકો અપરાધી, માયાચારી અથવા દુરાચારી હોય છે તેઓ આબાદ અને સાધનસંપન્ન દશા ભોગવતા દૃષ્ટિગોચર થાય છે. આ પ્રકારનું દૃશ્ય લોકોને અવનત કરે છે અને સત્ય માર્ગથી ચલિત કરી અનીતિના માર્ગ પર ઘસડી જાય છે; પરંતુ આભ્યંતર શાંતિનો અનુભવ કરનાર મનુષ્ય પર એનો લેશ પણ પ્રભાવ

પડતો નથી. જો કે તે પણ જુએ છે કે સત્યનિષ્ઠ લોકો મુશ્કેલીમાં છે અને અસત્યપરાયણ મનુષ્યો એશઆરામ ભોગવે છે, અનીતિમય જીવન વહન કરનાર લોકો નીતિવાન મનુષ્યથી આગળ વધી જાય છે, કપટ અને માયાચારથી દ્રવ્યપ્રાપ્તિ થાય છે, મૂર્ખ લોકો વિદ્વાનો કરતાં અધિક લાભ મેળવે છે તો પણ તે પોતાના માર્ગથી કદિ ચ્યુત થતો નથી. આવા પ્રકારની વાતોની તેના ઉપર બિલ્કુલ અસર થતી નથી, તે તો પોતાનું કર્તવ્ય ઉત્તમ રીતિથી કર્યે જાય છે અને બીજા લોકો શું કરે છે અને તેઓને તેનું શું ફળ મળે છે તેની તે લેશ પણ દરકાર કરતો નથી. એવી સર્વ વાતોને તે દૈવાધીન છોડી દે છે.

જ્યારે મનુષ્યને એટલે બધે દરજ્જે શાંતિ પ્રાપ્ત થાય છે કે શાંતિ તેનાં એક અંગ રૂપ બની જાય છે, તે પોતે શાંતિમય બની જાય છે, અર્થાત્ તે જ્યાં જાય છે ત્યાં સર્વત્ર શાંતિનાં જ તેજસ્વી કિરણો પ્રસારે છે ત્યારે એટલું કહેવું જોઇએ કે તે મનુષ્યે પોતાનાં જીવનમાં સફલતા પ્રાપ્ત કરી લીધી છે. આભ્યંતર શાંતિ એવી વસ્તુ નથી કે જે સ્વતઃ મળી જાય અથવા એકદમ પ્રાપ્ત થઇ જાય. એ પ્રાપ્ત કરવા માટે અનેક ગુણોની આવશ્યકતા છે; પ્રથમ તો આભ્યંતર શાંતિનું સ્વરૂપ સમજવું જોઇએ.

જીવનનું તાત્પર્ય એ નથી કે ગમે તેવી રીતે તે વ્યતીત કરી દેવું. વસ્તુતઃ જીવન એક અતિ મહત્વની વસ્તુ છે. તેનો યોગ્ય આદર કરવો એ જીવનનું મુખ્ય કર્તવ્ય છે. આપણું જીવન આપણા માટે તથા બીજાની ખાતર કેવી રીતે ઉપયોગી બનાવી શકાય તે જાણવાની તેમજ શીખવાની ખાસ જરૂરીયાત છે. જ્યારે મનુષ્યમાં શાંતિનો સંચાર થઇ જાય છે ત્યારે તે દુનિયાના કલહથી દૂર થઇ સ્વકાર્યમાં મગ્ન બની જાય છે. દુનિયાના અવનવા પરિવર્તનોની અસર

તેના ઉપર બિલ્કુલ થતી નથી. આ ઉપરથી એમ સમજવાનું નથી કે તે મનુષ્ય પોતાના સ્વાર્થની ખાતર દુનિયાથી દૂર રહેવા મથે છે. આવા શાંતિપ્રિય મનુષ્યો તો અખિલ વિશ્વનાં પ્રાણીઓના આનંદ અને સુખમાં પોતાનો આનંદ સમજે છે. તેની શાંતિ પરમ પવિત્ર હોય છે. તે કોટિના મનુષ્યો પોતાને સંસારમાં જીવન વહન કરવાની શક્તિની સંપ્રાપ્તિ થાય એટલા માટે જ સંસારથી અલગ રહેવા મથન કરે છે. આવા શાંત સ્વભાવી મનુષ્યો જગતમાં સર્વત્ર પ્રસરી રહેલ અશાંતિરૂપ અંધકારનો વિલય કરી શાંતિનો તેજસ્વી પ્રકાશ વિસ્તારે અને શાંતિદેવીનું ચિરસ્થાયી સામ્રાજ્ય સ્થાપે એ શુભેચ્છા સહિત અત્ર વિરમવામાં આવે છે.

## (૧૨) વ્યક્તિગત આકર્ષણશક્તિ.

જીંદગીને ઉપયોગી અને આબાદ બનાવવામાં આકર્ષક વ્યક્તિત્વ અત્યંત અગત્યનો ભાગ ભજવે છે. તેના વગર જગતમાં આપણી પ્રગતિ થવી અશક્ય છે. જે મહાન્ પુરૂષોનાં નામો ઇતિહાસમાં સુ-પ્રસિદ્ધ થયેલાં છે, જેઓને શક્તિની પ્રાપ્તિ થયેલી છે, અથવા જેઓ સામાજીક, વ્યાપારિક વા રાજકીય ક્ષેત્રોમાં અગ્રેસરો થયા છે તેઓ સર્વને આ આકર્ષણશક્તિની સંપ્રાપ્તિ થયેલી હોય છે. તેઓ જન્મ-થી જ આ શક્તિથી સમન્વિત થયેલા હોય છે, અથવા તો તેઓએ આત્મ-વિકાસથી તેને કેળવી હોય છે. તેવી જ રીતે જેઓ જાતીય અભ્યુદયનાં અને આ જગતની સુધરેલી પરિસ્થિતિનાં મહાન્ કાર્યમાં ભાગ લેવા ઇચ્છા ધરાવતા હોય તેઓએ આ અદ્ભુત શક્તિનો

ક્રમશઃ વિકાસ કરવા તત્પર બનવું જોઇએ; જેથી કરીને તેઓના યત્નો વધારે ફલપ્રદ નિવડે અને તેઓ તે યત્નોનાં મિષ્ટ ફળો વધારે પુષ્કળ-તામાં ઉપલબ્ધ કરી શકે.

તેજસ્વી, આશાવાદી અને પ્રતિભાશાળી મનુષ્યો જે કંઇ કહે છે તેનું લોકો સંપૂર્ણ લક્ષપૂર્વક શ્રવણ કરે છે; જ્યારે ઉદાસ, દુઃખ-પીડિત અથવા વિચિત્ર માણસના બોલવા પર કોઇ જરા પણ લક્ષ આપતું નથી; કેમકે તેનામાં આકર્ષણશક્તિના અભાવના પરિણામે તેના શબ્દોમાં કોઇ જાતનું વજન હોતું નથી.

જીવનનાં અનેક કાર્યોમાં વ્યક્તિગત આકર્ષણશક્તિની અનિવાર્ય અગત્ય છે. જે લોકોને તે શક્તિ મેળવવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું છે તેઓને તેનો અદ્વિતીય પ્રભાવ બુદ્ધિગત થયેલો છે. તેમજ આપણે અનુભવથી જાણી શકીએ છીએ કે ઘણી ખરી બાબતોમાં તો જે લોકો તે શક્તિથી સમન્વિત થયેલા હોય છે તેઓ પોતાનાં કાર્યો સરલતાથી સાધી શકે છે, અન્ય લોકો તેઓના વિચારોને સંપૂર્ણતઃ સંમત થાય છે, તેઓની ઇચ્છાનુસાર વર્તે છે અને તેઓના પ્રયત્નોમાં સહકારી બને છે. આ ઉપરથી વાંચનારના મનમાં સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉપસ્થિત થશે કે તે શક્તિ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય?

આ શક્તિની પ્રાપ્તિનો મુખ્ય આધાર **આરોગ્ય, ચારિત્ર્યબળ, પ્રેમ અને વિવેકશક્તિ ઉપર છે.** આ ચાર ગુણોને કેળવવાથી એવી આકર્ષણશક્તિ ઉત્પન્ન થશે કે જે તમને શક્તિના વિશાળ રાજ્યમાં લઇ જશે—જે તમારા જીવનને વધારે વિસ્તૃત અને પૂર્ણ બનાવશે.

**આરોગ્ય—**

શારીરિક આરોગ્ય વગર આકર્ષક થવાનું કાર્ય અતિશય દુર્ઘટ છે. અશક્ત અને વ્યાધિગ્રસ્ત માણસોમાં એવું કંઇક રહેલું હોય છે

કે જેને લઇને તેઓના તરફ કોઈ આકર્ષાતું નથી. સ્વાભાવિક રીતે જ આપણને એમ લાગે છે કે કદાચ તેઓ આપણી પોતાની શક્તિને હરી લે; જેથી સગપણ કે સ્નેહનું બંધન હોય તો પણ આ વિચારની સત્તાને આપણે આધીન થઇએ છીએ. તેથી આપણને લાગે છે કે જેઓ સર્વત્ર આત્મિક શક્તિનું તેજ પ્રસારે છે તેઓના સહવાસમાં આવવું વધારે સારૂં છે. આમ હોવાથી જ આરોગ્યનાં સંરક્ષણ અને વિકાસ સર્વને માટે અતિ મહત્વના વિષય છે; અને એક ધાર્મિક કર્તવ્ય તરીકે તેમજ સત્ય મિત્રતા દર્શાવવાનાં સાધન તરીકે ગણીને આપણે દુર્બલ અને રોગી મનુષ્યોને આરોગ્યના સત્ય સિદ્ધાંતો સમજાવીને સબળ અને નિરોગી બનાવવાને યત્નશીલ બનવું જોઇએ.

ખુલ્લી હવામાં કસરત, સ્વચ્છ હવાપ્રકાશવાળા મકાનમાં નિવાસ, દીર્ઘશ્વાસપ્રશ્વાસ, સાદો અને સાત્ત્વિક ખોરાક—આ સર્વ આકર્ષણશક્તિ વધારવામાં સાધનભૂત બને છે, જેઓ વિજયસોપાન પર આરોહણ કરવા ઇચ્છે છે તેઓએ આરોગ્યસંરક્ષણના નિયમોથી અજ્ઞાત રહી રોગોને આમંત્રણ કરવું જોઇએ નહિ.

**ચારિત્ર્યબળ—**

વિશુદ્ધ ચારિત્ર્ય વગર આપણે બીજાને આકર્ષી શકતા નથી, અથવા બીજાના વિશ્વાસના અને માનના પાત્ર બની શકતા નથી. જે માણસ ન્યાય અને નીતિના અમુક સિદ્ધાંતને દૃઢપણે વળગી રહેતો નથી, જેના વિચારો અસ્થિર છે તેના પ્રતિ કોઇ પણ ખેંચાતું નથી. જેઓની ચિત્તવૃત્તિ નિરંતર ચંચળ હોય છે તેઓનો કોઇ વિશ્વાસ કરતું નથી. મનની, શરીરની વા આત્માની નિર્બળતા હોય ત્યાંસુધી આકર્ષણશક્તિ અલભ્ય છે. જે સ્ત્રીપુરૂષો અન્યનું ભલું કરવામાં પ્રવૃત્ત બને છે તેઓમાં તે કરવાની હિંમત હોય છે અને તેઓ તે કરી શકે છે,

તેઓ હમેશાં આગળ પ્રગતિ કરતા હોય છે; અને જેઓને એકલા રહી જવાનો ભય નથી, જેઓની દૃષ્ટિ હમેશાં પોતાનાં લક્ષ્યબિંદુ તરફ જ હોય છે અને જેઓ ત્યાં પહોંચવાનો માર્ગ દૃઢ ચિત્તથી તૈયાર કરે છે તેઓને જગતના લોકો દૃઢ ચિત્તવાળા વીર પુરૂષો જ કહે છે અને તેઓ હિંમત અને દૃઢતાથી સર્વને પોતાના પ્રતિ આકર્ષવા સમર્થ બને છે.

કઠિન, ભયકારક અથવા ચિંતા ઉપજાવે એવા પ્રસંગોમાં જ ચારિત્ર્યબળની કસોટી થાય છે. ઉત્તમ ચારિત્ર્યવાન્ મનુષ્યોપ્રતિ નિકૃષ્ટ કોટિના આત્માઓ આકર્ષાય છે, જેઓ આવાં મનોબળવાળા માણુસના આશ્રયના અભાવે કદાચ સ્વકર્તવ્યથી ચલાયમાન થઇ જાત. વિકટ સંયોગોમાં અને સ્થિતિમાં મજબૂત મનવાળાં સ્ત્રીપુરૂષો જ વિજયી નિવડી શકે છે.

આધ્યાત્મિક જ્ઞાન આ ગુણનો પાયો છે. ન્યાય અને નીતિને નિરંતર વળગી રહેવાથી, આત્મસંયમ અને આત્મભોગ આચરવાથી, ઉચ્ચ આદર્શોને અનુસરવાથી, અને સ્પષ્ટતઃ સમજી સત્ય નિશ્ચય કરવાનો અને તે નિશ્ચયાનુસાર ધૈર્યથી પોતાનાં કાર્ય સાધવાનો યત્ન કરવાથી આ ગુણને કેળવી શકાય છે.

**પ્રેમ—**

પ્રેમમાં અનુકંપા તથા સાહાય્ય કરવાની વૃત્તિનો સમાવેશ થઇ જાય છે. તે વગર આકર્ષણશક્તિ હમેશને માટે અસરકારક બની શકતી નથી; કેમકે પ્રેમમાં ઉન્નત કરવાની શક્તિ રહેલી હોવાથી તેને એક પ્રકારનું મહાન્ આકર્ષકબળ ગણવામાં આવે છે. આરોગ્ય, ચારિત્ર્યબળ તથા વિવેકબુદ્ધિ મહાન્ આકર્ષણ કરી શકે છે, પરંતુ પ્રેમ વગર તેને ચિરકાળ ટકાવી રાખવાનું કાય મુશ્કેલ છે; કેમકે પ્રત્યેક મનુષ્ય

કોઇ પણ આકારમાં સત્ય પ્રેમને માટે તિવ્ર ઉત્કંઠા ધરાવે છે. જેમ વૃક્ષો સૂર્યના પ્રકાશ વગર કરમાઇ જાય છે તેવી જ રીતે આધ્યાત્મિક પ્રાણીઓ સ્વભાવતઃ પ્રેમશૂન્ય વાતાવરણમાં રહી શકતા જ નથી. આ મહત્વની વાત ભૂલી જવાથી અનેક મિત્રતાઓનો ટુંક સમયમાં અંત આવી જાય છે. જેઓ આપણા સહકારી હોય છે તેઓ તરફ જો આપણે અંતઃકરણનો નિર્મળ પ્રેમભાવ દર્શાવતા નથી તો આપણે કોઈ ઉચ્ચ આદર્શના ઉત્કર્ષસાધક તરીકે અથવા ધંધાદારી પુરૂષો તરીકે અતિશય પ્રતિષ્ટાપન્ન થઇ શકતા નથી.

આપણા મિત્રો તરફ પ્રેમનો અસ્ખલિત પ્રવાહ સતત વ્હેવડાવવાથી આપણામાં ક્રમે ક્રમે આખી વસુધાને કુટુંબ ગણવાની સદ્‌ભાવનાનો પ્રાદુર્ભાવ અને વિકાસ થાય છે. આમ હોવાથી જ આપણાં બાળકોમાં પ્રેમ, અનુકંપા, ઉપકારવૃત્તિ, આદિ ગુણોની ખીલવણી થાય તેવી કેળવણી આપવાની મુખ્ય જરૂર છે.

એક દયાવંત અને પ્રેમાળ અંતઃકરણની આકર્ષણશક્તિ કેટલી છે એ પશુવર્ગ તરફ નજર કરતાં સહજ ખ્યાલમાં આવી શકે તેમ છે. કુદરતી રીતે જ તેઓ દયાવંત માણસો તરફ આકર્ષાય છે અને કઠિન હૃદયવાળા, સ્વાર્થી અથવા દયાહીન લોકોથી દૂર ભાગે છે.

**વિવેકશક્તિ—**

આની અંદર અનુભવ અને શુદ્ધ બુદ્ધિનો સમાવેશ થાય છે, તેથી આકર્ષક વ્યક્તિત્વને સંપૂર્ણ બનાવવામાં તે શક્તિની સવિશેષ અગત્ય છે; કેમકે આ ગુણ વિશ્વાસ ઉત્પન્ન કરે છે અને વળી આપણાં જીવનકાર્યોમાં થતી ગંભીર ભૂલો અટકાવવાને અત્યંત આવશ્યક છે; તેમજ તે મિત્રતાને વિશેષ કિંમતી અને આનંદદાયી બનાવી શકે છે.

વિવેકશક્તિ એ જ્ઞાન અને સમજશક્તિનું ફળ છે; અને પૂર્વ-

જન્મમાં અથવા આ જન્મમાં જ્ઞાન મેળવવા માટે મળેલા પ્રસંગોનો લાભ લેવામાં આત્માએ જે મુશ્કેલીઓ સહન કરી હોય છે તેના પ્રમાણુ-માં ઉક્ત શક્તિની વધારે વા ઓછી સંપ્રાપ્તિ થાય છે; તેથી જ્ઞાન અને સમજશક્તિ મેળવવાનાં કાર્યમાં તથા આપણી બુદ્ધિ આપણને વધારે ઉપયોગી થઇ પડે એટલા માટે તેને દૃઢતર બનાવવાનાં કાર્યમાં આપણે સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ.

વિચાર કરવાની શક્તિને, અવલોકનશક્તિને તેમજ સંગીન નિર્ણયો કરવાની શક્તિને કોઇ પણ કળાની માફક કેળવી શકાય છે. ટુંકામાં, વિવેકશક્તિ એ બીજું કાંઇ નથી, પરંતુ શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસનું જુદું નામ માત્ર છે.

વ્યક્તિગત આકર્ષણશક્તિ જ **જીવન** છે. એવો એક નિયમ છે કે જે માણસ તેની જીંદગીનાં સર્વ ક્ષેત્રોમાં ઘણો જ ઉત્સાહી અને ઉદ્યોગી હોય છે તે અત્યંત આકર્ષક હોય છે, તે અનેક મિત્રો મેળવી શકે છે અને આ સંસારયાત્રા દરમ્યાન અનેક કાર્યો સાધી શકે છે. જે લોકોમાં ઉત્સાહ અને ઉદ્યોગ ન્યૂન હોય છે તેઓમાં આકર્ષક શક્તિ પણ ન્યૂન હોય છે. સુસ્ત અને આળસુ માણસોમાં હૃદયબળ અથવા મગજશક્તિનો અભાવ હોય છે. જો આપણે પ્રેમ અને અનુકંપાનો ઉદાર ચિત્તથી પુરેપુરો બહિર્ભાવ કરી શકતા નથી તો તે અન્ય લોકો તરફથી સંપૂર્ણતઃ મેળવવાની આશા આ-પણે રાખી શકીએ નહિ; માટે જ આપણે આપણી જાતને દયાળુ, પ્રેમાળ અને ઉન્નતિકારક વિચારોથી ભરવી જોઇએ અને તેવા જ શબ્દો અને કૃત્યોમાં તે વિચારોનો આવિર્ભાવ કરવો જોઇએ. આ પ્રમાણે જ્યારે આપણે જગતની જરૂરિયાતો પૂરી પાડવામાં મદદગાર બની શકશું ત્યારે જ એવો શુભ સમય ત્વરાથી આવશે કે જ્યારે દ્રવ્ય-

પ્રાપ્તિ માટે જેટલી ઉત્કંઠાથી સાંપ્રત સમયમાં યત્નો કરવામાં આવે છે તેટલી જ ઉત્કંઠાથી આરોગ્યપ્રાપ્તિ માટે યત્ન આદરવામાં આવશે, લોકો માનસિક અને આધ્યાત્મિક આભૂષણો મેળવવા તિવ્રતાથી ઇચ્છશે, જે સ્વાર્થસાધક વૃત્તિ અત્યારે સર્વત્ર વ્યાપી રહેલી જોવામાં આવે છે તેને બદલે ખરેખરો બંધુભાવ સૌનાં હૃદયમાં જાગૃત થશે, વિવેકશક્તિ તથા સમજશક્તિ એટલી બધી સામાન્ય થઇ પડશે કે જીંદગીનાં સુખ અને આનંદ વધવા માંડશે અને દુઃખદાયક પ્રસંગો ઓછા થવા લાગશે, દુઃખજનક અજ્ઞાન અને રૂઢિબંધનનો આધુનિક જમાનો ચાલ્યો જશે, ડહાપણ, ભ્રાતૃભાવ અને બુદ્ધિનો વિજય થશે, અને ન્યાયી નીતિમય જીવનનો પુનઃ ઉદય થશે, જેના પરિણામે આપણાં સામાજીક તથા વ્યક્તિગત દુઃખો અને દર્દોનું ઉન્મૂલન થશે.

બુદ્ધિના, દયાલુત્વના અને આધ્યાત્મિક ઉત્કર્ષના યુગમાં પ્રવેશ કરવાને મદદગાર બનવાનો અધિકાર આપણને આપવામાં આવ્યો છે. અને તે શુભ દિવસનું આગમન ત્વરાથી થાય તે માટે આ યુગમાં આપણે યથાશક્તિ યથામતિ પ્રયાસ કરવા કટિબદ્ધ થવું જોઇએ.

છેવટે,

" Live for something, have a purpose,
And that purpose keep in view;
Drifting like a helpless vessel,
Thou canst ne'er to life be true. "

"કોઇ હેતુથી જીવન વહન કરો અને તે હેતુને સદા દૃષ્ટિસમીપ રાખો; નિરાધાર વ્હાણની માફક જીવન વહન કરવાથી સત્યનિષ્ઠ જીવન ગાળી શકાતું નથી."

# (૧૩) સમજશક્તિની બક્ષિસ.

મનુષ્યોએ હમેશાં ઇચ્છવા યોગ્ય અને યત્નથી મેળવવા યોગ્ય સઘળી વસ્તુઓમાં મુખ્ય વસ્તુ સમજશક્તિની બક્ષિસ છે. શુદ્ધ માનુષી પ્રેમ કે જે માત્ર ગણ્યાં ગાંઠયાં માણસોને જ બક્ષવામાં આવે છે તેનાથી સ્હેજ ઉતરતી પંક્તિએ ગણાતી આ બક્ષિસ સૌથી સંતોષકારક અને ચિરસ્થાયી છે. જેઓને આ બક્ષિસની પ્રાપ્તિ થયેલ છે તેઓ અનેક ખજાનાની ચાવી ધરાવે છે. તેઓને સુખપ્રાપ્તિનાં અનેક સાધનો લભ્ય થાય છે, તેઓ ભયકારક અને પીડાજનક પ્રસંગોને સ્હેલાઇથી દૂર કરી શકે છે અને અમૂલ્ય લાભો અનુભવે છે. આપણને આ બધી બાબતો બુદ્ધિગત નથી તેનું એજ કારણ છે કે આપણામાંના ઘણા-ખરા તો માત્ર અતિ અલ્પ જ્ઞાનથી, અવલોકન કરવાને નહિ ટેવાયલા નેત્રથી, અને વિચારશૂન્ય દરિદ્ર મનથી સંતુષ્ટ રહે છે.

આપણી સમજશક્તિથી આપણું સત્ય માપ થઇ શકે છે, અને તેથી જ આ વર્તમાન તેમજ ભવિષ્ય જીવનનાં સર્વ કાર્યોમાં તેનો અગ્રભાગ છે. શક્તિ, સાધનસંપન્નતા, વિજય, મિત્રતા, જીવનના આનંદો અને પ્રગતિ—આ સર્વ તે શક્તિ ઉપર અવલંબી રહેલ છે. ઉક્ત શક્તિ આપણી પ્રત્યેક સ્થિતિને અંકુશમાં રાખે છે, આપણી ઉપયોગિ-તાને નિયમિત બનાવે છે અને આપણું ભાગ્ય ઘડે છે. આ શક્તિની પ્રત્યેક કાર્યમાં અને ધંધામાં ઘણી જ અગત્ય છે; કેમકે તે જ દરેક શક્તિનું, ચાતુર્યનું, દીર્ઘદર્શીપણાનું, ડહાપણ અને સાહસનું મૂળ છે. વૈદ્યો, સૈનિકો, રાજદ્વારી પુરૂષો, વકીલો આદિ સર્વની બાબતમાં આ બક્ષિસની અનિવાય આવશ્યક્તા છે; કેમકે આ શક્તિની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિ અનુસાર કાયમાં વિજય અથવા નિષ્ફલતા મેળવી શકાય છે.

ગૃહમાં, રાજસભામાં કે ધારાસભામાં તે પ્રધાનતા ભોગવે છે. વસ્તુતઃ સર્વ વિષયમાં અને સર્વ સ્થળમાં ઉકત શક્તિ સત્તા અને વિજયની ચાવીરૂપ છે. તેના વગર અપ્રતિમ શકિત ધરાવનાર મનુષ્યને પણ સર્વત્ર નિરાશ અને નિષ્ફળ થવું પડે છે.

જે નોકર તેને સોંપવામાં આવેલું કાર્ય એકદમ સમજી શકે છે અને બરાબરરીતે બજાવે છે તે એક જડબુદ્ધિ નોકર કરતાં અનેકગુણુ વધારે ઉપયોગી છે એ દેખીતું છે. આવા માણસો ત્વરાથી ઉંચે દરજ્જે ચઢી શકે છે. આ બધું સમજશકિતની બક્ષિસનું પરિણામ છે. એક કાર્યકુશળ મૉટરગાડી હાંકનાર પોતાની તીક્ષ્ણ નજરથી અને કુશાગ્ર-બુદ્ધિથી યંત્ર થોડા વખતને માટે શું કારણથી અટકી ગયું છે તે તરત જ જોઇ અને સમજી શકે છે. તેવે પ્રસંગે શું કરવું તે તેના જાણવામાં હોય છે, કેમકે તે યંત્ર બગડવાનાં કારણો સમજી શકે છે; પરંતુ એક જડબુદ્ધિ હાંકનારને આ પ્રકારની મુશ્કેલી આવી હોય તો તેને કલાકો સુધી રોકાઇ રહેવું પડે છે.

ડાહ્યા અને બુદ્ધિશાળી મનુષ્યોને અજ્ઞાન અને મૂર્ખ લોકોના ગાઢ સહવાસમાં આવવું ઘણું મુશ્કેલી ભરેલું લાગે છે. જેઓ પ્રત્યુત્તર આપવાને અને પોતાની કિંમત સમજવાને અશકત હોય છે તેવા લોકોની સમક્ષ અત્યંત ચતુર વિચારક અને બોલનારને મૌન ધારણ કરવું પડે છે. આમ હોવાથી જે સ્ત્રીપુરૂષોમાં સમજશકિતનો સર્વથા અભાવ હોય છે તેઓનો સદ્બુદ્ધિ અને સુવિકાસથી પ્રકાશિત બનેલા લોકોના સમૂહમાંથી બહિષ્કાર થાય છે. આપણા પોતાના અધિકાર તરફ આપણું સર્વનું આકર્ષણ થાય છે, અને જો આપણે જડ અથવા સ્થિર રહીએ છીએ તો તેવી પ્રકૃતિના મનુષ્યોના સમુદાયમાં જ આપણને રહેવું પડે છે. હજુ આપણે દંભને, ક્ષુદ્રતાને અને સાંસારિકતાને

ચાહીએ છીએ એવું આપણને થોડું પણ જ્ઞાન હોય ત્યાં સુધી આપણે માનસિક અને આધ્યાત્મિક દારિદ્રયમાં પ્રકટપણે ઉભા રહીએ છીએ, અને ત્યાં સુધી દૈવી પ્રાણીઓનો સહવાસ અનુભવવાની આશા રાખવી તે મૂર્ખાઇ છે. ખરેખરા વૈભવની ન્યૂનતા જે લોકોની સાથે આપણું ઐક્ય થઇ શકે એવું ન હોય તેઓના સમૂહમાં મિશ્ર થતાં આપણી મનોવૃત્તિને અટકાવશે, અને જ્યાં સુધી આપણે આપણા કરતાં ઉત્ક્રાંતિક્રમમાં વધારે આગળ વધેલા આત્માઓ સાથે સંયુક્ત થવાને અધિકૃત ન થઈએ ત્યાં સુધી આપણે આપણ પોતાના સ્થાન પર પડયા રહેવું પડશે એ સ્વાભાવિક છે.

આપણી આસપાસની પરિસ્થિતિ અને અગત્યની બાબતો સમજવામાં, સ્વપરને જાણવામાં અને સુખદુ:ખનો નિર્ણય કરનારા નિયમો જાણવામાં આપણે નિષ્ફલ નિવડયા છીએ તેનું કારણ એ છે કે આપણામાં સમજશક્તિનો અભાવ છે, અને આવી ગેરસમજુતીથી જ ભૂલો, નિરાશા અને દુ:ખ ઉદ્‌ભવે છે. ઉદાહરણાર્થ જો આપણને શારીરિક આરોગ્યના નિયમોનું સંપૂર્ણ જ્ઞાન નથી હોતું તો આપણે અનેક ભૂલો કરી બેસીએ છીએ જેના પરિણામે આપણને પોતાને અને કદાચ આપણા આધારભૂત અન્ય મનુષ્યોને માંદગી, પીડા અથવા અકાળ મૃત્યુના પંઝામાં સપડાવું પડે છે. શુદ્ધ અને સાત્વિક ખોરાક, પુષ્કળ કસરત, તાજી હવા અને નિયમિત વ્યવસાય આદિ જે જે વસ્તુઓ ઉપર સંપૂર્ણ આરોગ્યનો આધાર છે તે યથાર્થ રીતે સમજવાથી આપણે પોતાને અને આપણા આધારભૂત અન્ય લોકોને ઘણી અગવડતા, હાનિ અને દુ:ખથી મુક્ત રાખી શકશું એમાં લેશ પણ સંશય નથી.

ચારિત્ર્ય સંબંધી, આપણી આસપાસના લોકો તરફ આપણું વર્તન સંબંધી, આપણા જાતિભાઇઓની સેવા સંબંધી જેને આધ્યા-

િમક ઉત્કર્ષ સંબંધી જે ઉચ્ચતર કાયદાઓ છે તે અનુસાર પ્રત્યેક આત્માને શિક્ષા અથવા બદલો મળે છે. તેના અનિવાર્ય વ્યાપારથી અજ્ઞાત રહેવાથી આપણે સંભાળ વગર જીવન વહન કરવાને લલચાઈએ છીએ, વિચાર, વાણી વા કર્મથી બીજાને નુકશાન કરીએ છીએ, અન્યના હક્ક ઉપર તરાપ મારીએ છીએ અને અન્યની લાગણીઓ દુઃખાવીએ છીએ. આ પ્રમાણે કરવાથી આપણે પ્રત્યપકારનાં બીજો વાવીએ છીએ. કદાચ આપણે ખુલ્લી રીતે દયાહીન ન થઇએ તોપણ આ જીવનમાં પરહિત કરવાના જે પ્રસંગો પ્રાપ્ત થાય તેનો આપણે સમજશક્તિના અભાવને લીધે દુરૂપયોગ કરશું, આપણાં દ્રવ્યનો, બુદ્ધિનો અથવા શક્તિનો ઉપયોગ કરશું નહિ, અથવા તો દુરૂપયોગ કરશું એવો પુરેપુરો સંભવ છે. જો આપણે આપણી ગુપ્ત શક્તિઓ પ્રકટ કરવાનું અને આપણી જાતને આધ્યાત્મિક સત્વ તરીકે જાણવાનું કદિ ઉચિત ગણતા નથી તો પરિણામે આપણને નુકશાન સહન કરવું પડે છે; કારણ કે પ્રભુનાં બાળકો તરીકે આપણે આપણા જન્મસિદ્ધ હક્ક સમજી શકતા નથી. આ ઐહિક સ્થિતિ કરતાં કોઇ ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરવાની આપણી નૈસર્ગિક શક્તિ સમજી શકતા નથી તથા સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પ્રભુની સાથેના સંબંધને લઇને આપણામાં રહેલી અમાપ અને અનંત શક્તિઓનું ભાન આપણને આ જીવન દરમ્યાન થઇ શકતું નથી; આથી આપણામાં શ્રદ્ધાનું પ્રમાણ બહુજ થોડું થઈ જાય છે અને આપણા કાર્યસિદ્ધિ પણ શ્રદ્ધાનાં પ્રમાણમાં જ થાય છે એ નિર્વિવાદ છે.

બીજી બાજુએ જો આપણને આપણી પોતાની ખરે-ખરી શક્તિ અને આપણા દોષોનું વાસ્તવિક જ્ઞાન થતું નથી તો આપણે આપણી અગત્યનું મૂલ્ય જોઇએ તે કરતાં અધિક આંકવા

તત્પર બનીએ છીએ, અને પરિણામે આપણી જાતને હાસ્યાસ્પદ બનાવીએ છીએ; તેથી જો આપણને સ્વશકિતનું સત્ય જ્ઞાન થાય તો આપણે નિર્બળતાનાં આ બન્ને કારણોને અને તેનાં પરિણામોને દૂર રાખી શકશું. પરંતુ બીજા લોકોને સમજવાની શકિતની સવિશેષ અગત્ય છે; કેમકે તેઓના વાસ્તવિક વિચારો, ઇચ્છાઓ, મહત્વાકાંક્ષાઓ, પ્રયાસો, સંયોગોની મુસ્કેલીઓ, અપ્રકટ નિરાશા અને ખેદકારક ઘટનાઓને સમજવાની અશક્તિને લઈને આપણે તેઓના તરફ વર્તવું ન જોઇએ તેવી રીતે કેટલીક વખત વર્તીએ છીએ. ગેરસમજુતીને લીધે આપણે તેઓને સહાનુભૂતિયુકત જરૂરી સાહાય્ય આપી શકતા નથી. આ પ્રમાણે આપણે તેઓની જેવી અને જેટલી સેવા કરવી જોઇએ તેવી અને તેટલી કરી શકતા નથી. ગેરસમજુતી મિત્રતાની પ્રગતિનો રોધ કરે છે; કેમકે મનુષ્યપ્રકૃતિ જ એવી છે કે જેઓ પોતાને બરાબર સમજતા નથી તેઓની સાથે નિકટ સહવાસમાં આવવા કોઇ પણ ઇચ્છા રાખતું નથી. એથી ઉલ્ટું જે લોકો પોતાને બરાબર સમજે છે તેઓનો સહૃદય સત્કાર કરવા સૌ કોઈ સર્વદા તત્પર બને છે. સમજશકિતનો અધિકાધિક વિકાસ થવાથી હૃદયભંગના અને વિયોગના કરૂણાજનક પ્રસંગોનું પ્રમાણ ઘટવા માંડશે. ગેરસમજુતીમાં ઘટાડો થવાથી પ્રત્યેક વ્યકિત તદ્દન જુદી જ રીતે વર્તવા લાગશે, આપણાં સ્વકીય, સામાજીક અને પ્રજાકીય કાર્યોમાં ઓછી ભૂલો થશે, માત્ર ગણ્યાગાંઠ્યા માણસો કાયદાનું ઉલ્લંઘન કરશે અને સર્વત્ર પરોપકાર, દાન તથા દયાનો આવિર્ભાવ થશે.

અહિં કેટલાકના મનમાં પ્રશ્ન ઉપસ્થિત થશે કે સમજશકિતનો કેવી રીતે વિકાસ કરી શકાય અને તેની બક્ષીસ કેવી રીતે ઉપલબ્ધ થઇ શકે? આ પ્રશ્નનો જવાબ એ જ કે “ તે ખરેખરી આકાંક્ષાઓથી

અને આગ્રહપૂર્વક પ્રયત્નથી સુલભ થઇ શકે છે. કોઇ શિષ્ટ પદ અથવા દ્રવ્યની માફક તે શકિત કોઈ સ્ત્રી અથવા પુરૂષને આપી શકાતી નથી. તેને માટે સતત પ્રયત્નો કરવા પડે છે અને તે ક્રમે ક્રમે મેળવી શકાય છે; કારણ કે તે અભ્યાસ, અવલોકન, અનુભવ અને માનસિક એકાગ્રતામાંથી જ નિષ્પન્ન થાય છે.” આમ છતાં જો આપણને કેટલીક ઉપયોગી હકીકતનું વાસ્તવિક ભાન થાય તો આ શકિત વિશેષ ત્વરાથી સાધ્ય થઈ શકે છે.

આ શકિતનો મુખ્ય આધાર ધ્યાનપૂર્વક અવલોકન અને સહાનુભૂતિમય મનોવૃત્તિમાંથી પરિણમતા વ્યવહારિક જ્ઞાન ઉપર છે, પરંતુ વ્યકિતગત અનુભવ ઉપર પણ તેનો ઘણોખરો આધાર છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણાં જીવનની પૂર્ણતાના પ્રમાણમાં આપણી સમજશકિતમાં વૃદ્ધિ થાય છે.

મધપુડાની અંદર ચાલી રહેલી ક્રિયા સમજવાને આપણે તેમાં વસનાર મધમાખીઓનાં કાર્યોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવું જોઇએ અને તેઓ અમુક કામ શા માટે કરે છે તેનો પણ વિચાર કરવો જોઇએ. આનો અર્થ જ વિચારપૂર્વક ધ્યાન છે. જેમ મધમાખીઓની બાબતમાં તેમ સ્ત્રીપુરૂષોના સંબંધમાં પણ આ જ નિયમ લાગુ પડી શકે છે. અમુક સ્ત્રીપુરૂષો અમુક કાર્ય શા માટે કરે છે તે જાણવાની આપણને ઇચ્છા હોય તો આપણે તેઓનાં કાર્યોનું લક્ષપૂર્વક અને સહાનુભૂતિપૂર્વક નિરીક્ષણ કરવું જોઇએ. આમ કરતાં એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે તેઓનાં કાર્યો જોઇને આપણે જે ધારણાઓ બાંધીએ છીએ તે કરતાં તેઓના વિચારો વધારે સારા છે. આપણામાંના ઘણા થોડા માણસો પોતાના આદર્શબિંદુએ પહોંચે છે અથવા તો શરીરરૂપ હથિઆરનો યોગ્ય ઉપયોગ કરે છે. આ ઉપરથી એમ પ્રતીત થાય છે કે

આપણો સ્વાનુભવ મર્યાદિત હોવાથી આપણાં જ્ઞાન અને પ્રતિબોધ માટે ઉચ્ચ કક્ષાનાં મનુષ્યો જે કાંઇ લખી ગયા છે તે આપણે હંમેશાં વાંચવું જોઇએ. ઇતિહાસનાં વાંચન અને અભ્યાસથી આપણે ઘણું શીખી શકીએ છીએ. તે દ્વારા સર્વ પ્રકારના અને સર્વ સ્થિતિના માણસોના નિકટ સમાગમમાં આવવાથી આપણને ઘણું જાણવાનું મળી શકે છે.

આપણે પોતાના માટે તેમજ બીજા લોકો માટે અનેક કાર્યો કરવાં જોઇએ અને પ્રત્યેક વસ્તુને માટે બીજા પર આધાર રાખવાને બદલે આપણે પોતે વસ્તુતઃ ઉપયોગી બનવા યત્ન કરવો જોઇએ. કોઇ પણ આળસુ અને સુસ્ત માણસને સમજશક્તિની પ્રાપ્તિ થઇ શકતી નથી. પ્રયાસ અને અભ્યાસથી જ શક્તિ અને બુદ્ધિનો ઉદ્ભવ તથા વિકાસ થાય છે. જે માણસ બગીચાનું કાર્ય સમજી શકે છે તેણે તે કાર્યમાંજ પ્રવૃત્ત થવું જોઇએ. આ નિયમ સર્વત્ર લગાડી શકાય છે.

“શા માટે ચક્રો ગોળ ફરે છે?” એમ દરેક વસ્તુ વિષે ‘શા માટે’ થી શરૂ થતા પ્રશ્નો નિરંતર પૂછ્યા કરવા જોઇએ. જ્યાંસુધી આપણને કોઈ પણ વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન ન થાય ત્યાંસુધી આપણે તે વસ્તુ સંબંધી ઉંડા વિચારો કરતાં શીખવું જોઇએ અને તેમાંજ એકાગ્રચિત્ત બનવું જોઇએ. આપણી આસપાસના સર્વ મનુષ્યોને સમજવા માટે આપણે આ પ્રમાણે જ કરવાની જરૂર છે. એટલે કે આપણે તેઓનાં આંતરિક જીવનનો ઉંડો અભ્યાસ કરવો જોઇએ, જેથી કરીને આપણે તેઓનાં કાર્યોમાં સમજણપૂર્વક સહાનુભૂતિ ધરાવી શકીએ અને તેઓને જોઇતી મદદ કરી શકીએ. તે જ પ્રમાણે આપણે જો પશુવર્ગને સમજવા ઇચ્છતા હોઇએ તો આપણે તેઓની વિષે અનુકંપા ભરેલા વિચારો કરવા જોઇએ અને તેઓના ગુણ અવગુણ તથા

સુખ દુઃખને સમજવા કોશીશ કરવી જોઇએ. આમ આપણી દૃષ્ટિ આવરણ રહિત સ્વચ્છ અને વિશાળ થવાથી અને ભ્રાતૃભાવનું સત્ય ભાન થવાથી આપણે તેઓને દરેક સત્ય ધર્મશાસ્ત્ર અને નીતિશાસ્ત્રનાં મૂળતત્ત્વોમાં ભેળવવા ઇચ્છશું, અને આપણા પ્રતિ તેઓના તરફથી જે પ્રકારના વર્તનની આશા અને ઇચ્છા રાખીએ છીએ તે પ્રકારનું વર્તન તેઓના પ્રતિ રાખવાની આપણને ફરજ પડશે.

સમજશક્તિની બક્ષિસના પ્રભાવથી આપણે આપણી જાતને અને બુદ્ધિને સુધારવાને તથા આ માયાવી જગત્માંથી ચાલ્યા જઇએ તે પહેલાં કંઇક શુભ કાર્ય કરવાને તત્પર બનશું; કેમકે તેનાથી આપણા જાણવામાં આવશે કે આપણી ભવિષ્યની સ્થિતિ આપણાં વર્તમાન કાર્યોથી નિશ્ચિત થાય છે. વળી આપણે અન્ય મનુષ્યોનો અયોગ્ય લાભ લેતાં વધારે સાવધાનતા રાખશું; અને જો આપણે પોતે જ્ઞાનહીન, અપવિત્ર, સંસારનાં બંધનથી જકડાયલા અને ઉચ્ચ હેતુ વગરના હોઇએ છીએ તો જ્યારે આપણે આ વર્તમાન જીવનના અંતની સમીપ અને ભાવિ જીવનના આરંભની સમીપ આવતા જઇએ છીએ ત્યારે આપણને પ્રતિભાસંપન્ન દિવ્ય કાર્ય કરનારાઓનો ગાઢ સહવાસ અનુભવવાની આશા રાખવાની મૂર્ખતા સ્પષ્ટતઃ બુદ્ધિગત થાય છે.



# (૧૪) મનુષ્યની પ્રભાવશીલતા.

મનુષ્યને આ વાતનું જ્ઞાન હોય વા ન હોય, તો પણ તેનો પ્રભાવ અન્ય મનુષ્યો પર હમેશાં પડે છે જ. આ વાત સ્વાભાવિક રીતે જ બને છે. સ્વભાવતઃ એક માણસનો પ્રભાવ બીજા માણસ પર પડે છે. આમાંથી કોઇ બચી શકતું નથી. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે મનુષ્ય કદિ વિચાર સરખો પણ નથી કરતો કે બીજા મનુષ્યો પર પોતાનો શું પ્રભાવ પડી રહ્યો છે—મારા સ્વભાવથી, મારા શબ્દોથી, મારી શારીરિક સ્થિતિથી, મારા હાસ્યથી, વા મારા રૂદનથી અન્ય લોકોનાં જીવનમાં શું પરિવર્તન થાય છે? આ પ્રભાવ હમેશાં ધીમે ધીમે અવ્યક્તપણે પડ્યાં કરે છે, જેનો મનુષ્યને કદાપિ ખ્યાલ પણ હોતો નથી. આપણા પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક કાર્યમાં કંઇને કંઇ પ્રભાવશીલતા રહેલી જ છે. જે શબ્દો આપણે ઉચ્ચારીએ છીએ અને આપણી ઇચ્છા અથવા સંકલ્પ વગર જે શારીરિક પ્રવૃત્તિઓ ચાલી રહી હોય છે તેમાં વિલક્ષણ પ્રકારની પ્રભાવશીલતા રહેલી છે. આટલો પ્રભાવ ઇચ્છા અથવા સંકલ્પ કર્યાથી પણ આપણે આપણી પ્રવૃત્તિઓથી પાડી શકતા નથી. આખા દિવસમાં એક ક્ષણ પણ એવી નથી જતી કે જેમાં મનુષ્યો પોતાની પ્રભાવશીલતાથી સંસારમાં કાંઇને કાંઈ પરિવર્તન નથી કરતા; પરંતુ એ પરિવર્તન એટલું બધું ધીમે ધીમે થાય છે કે મનુષ્યને એનું પૂરેપૂરૂં જ્ઞાન પણ હોતું નથી.

તેજ, પ્રકાશ, વિદ્યુત્, આકર્ષણ આદિ પ્રકૃતિની સમસ્ત શક્તિઓ હમેશાં અવ્યક્તપણે અને મૌનભાવે પોતાનું કાર્ય બજાવ્યાં કરે છેઃ આપણા દૃષ્ટિપથમાં તે કદિ આવતુ નથી. તેની સ્થિતિનું જ્ઞાન આપણને તેનાં કાર્યો અને પરિણામોથી થાય છે. પ્રકૃતિમાં દૃશ્યમાન

થતા પદાર્થોનું પરિણામ અદસ્ય પદાર્થોના વૈભવની સાથે સરખાવતાં તદ્દન તુચ્છ લાગે છે. દેખાવમાં સૂર્ય ઘણો મોટો છે, તેનો પ્રકાશ પણ ઘણો જ વધારે છે; પરંતુ પૃથ્વીના જીવ જંતુઓ તથા વનસ્પતિ વગેરેનાં સંપૂર્ણ પોષણ અર્થે સૂર્યનું તેજ પુરતું નહિ હોવાથી વિશેષ પ્રકાશ માટે આપણને તારાઓનો આશ્રય લેવાની જરૂર પડે છે, જે તારાઓ પૃથ્વીથી અતિશય દૂર છે અને તેથી જ સંપૂર્ણતઃ જોઇ શકાતા નથી. આમ હજારો રીતે પ્રકૃતિ હમેશાં આપણને બતાવે છે કે અદસ્ય પદાર્થોની શક્તિ દસ્યમાન પદાર્થોની શક્તિથી અનેક ગણી વધારે છે.

પ્રત્યેક મનુષ્યના હાથમાં ભલું અથવા બુરૂં કરવાની અદ્દભુત શકિત રહેલી છે. આ શકિત તેનાં જીવનનો પ્રભાવ છે; અમુક મનુષ્ય વાસ્તવિક રીતે કેવો છે, તેના અંતરંગ ભાવ અને વાસ્તવિક વિચારો કેવા છે એ સર્વનાં પ્રતિબિંબરૂપ એ શકિત છે. કોઇ મનુષ્ય કંઈ પણ કાર્ય ન કરતો હોય, તોપણ તે પોતાનાં જીવનથી સંસારમાં હર્ષ વા શોક, આશા વા નિરાશા, ઔદાર્ય વા કાર્પણ્ય, સુખ વા દુઃખ આદિ ગુણ અવગુણ સર્વત્ર પ્રસારે છે. આપણાં જીવનમાં બે કાર્યો હમેશાં બન્યાં કરે છે—એક તો એ કે બીજા લોકો ઉપર આપણો પ્રભાવ પાડવો તે અને બીજું આપણા ઉપર બીજાનો પ્રભાવ પડવો તે; કેમકે આપણો બીજા લોકો ઉપર અને બીજા લોકોનો આપણા ઉપર પ્રભાવ નિરંતર પડયાં જ કરે છે.

સંસારમાં અનેક સ્ત્રી પુરૂષો એવા હોય છે કે તેઓની ઉપ- સ્થિતિ માત્ર હર્ષ અને આનંદનું કારણ થઇ પડે છે. તેઓનાં દર્શન માત્રથી આનંદ અને પ્રમોદ ફેલાઇ રહે છે. વાતાવરણ શાંતિમય જણાવા લાગે છે અને ક્ષણભર તો એવું ભાન થાય છે કે જગત્ આનંદ અને

આશાનું જ સ્થાન છે; પરંતુ કેટલાક એવા મનુષ્યો પણ હોય છે કે જેઓની માત્ર આકૃતિ જોવાથી અશાંતિનો અનુભવ થવા લાગે છે, વિનાકારણ આપણાં હૃદયમાં ચિંતા અને ગભરાટ ઉત્પન્ન થાય છે, સર્વત્ર નિરાશા અને નિરાશા જ માલુમ પડે છે, રમણીય સંસાર નિર્જન જંગલ સમાન ભાસે છે, એક કલાક પર્વ સમાન જણાય છે, કોઇ પણ વસ્તુ સારી લાગતી નથી અને કોઈ કાર્ય કરવાની પણ ઇચ્છા થતી નથી.

વળી કેટલાક મનુષ્યો એવા પણ છે કે જેઓ જીવન-સમુદ્રમાં બરફના પર્વતોની માફક તરતા ફરે છે. કોઇને તેઓની સહાનુભૂતિ હોતી નથી અને તેઓની પાસે કોઇ જઇ શકતું નથી. આવા માણસો સૌથી અલગ રહે છે. કદાચિત્ દૈવયોગે કોઇ તેની પાસે જઈ ચડે છે તો તે પાછળથી બહુ પસ્તાય છે કે હું અહિં ક્યાંથી આવી ચડયો! તેમજ તે કોઇની પાસેથી નીકળે છે તો શોચ થાય છે કે તે માણસ અહિંઆં ક્યાંથી આવી ચડયો? આ પ્રકારના મનુષ્યોનો કેવો ભયંકર પ્રભાવ પડતો હશે તે સહજ સમજી શકાય તેવું છે, તેથી તેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી; પરંતુ આટલું જ કહેવું બસ છે કે જે દુર્ભાગી મનુષ્ય તેની પાસે રહે છે તેનું જીવન અત્યંત દુઃખમય અને કટુતામય હોય છે અને તે જીવંત છતાં મૃત-દશા ભોગવે છે એમ કહેવામાં લેશપણ અતિશયોક્તિ નથી. આથી ઉલ્ટું કેટલાક મનુષ્ય એવા પણ હોય છે કે જેઓ ઘણા હસમુખા, પ્રસન્ન-ચિત્ત, ઉદારાત્મા અને શાંતસ્વભાવી હોય છે. તેઓના ચ્હેરા ઉપર વીરતા અને સહનશીલતા ઝળકતી હોય છે. તેઓ પોતાના નિયત માર્ગપર નિર્ભયપણે વિચર્યા જ કરે છે. કઠિનતાઓ આવે તોપણ તેઓ સંપૂર્ણ પ્રસન્નતાપૂર્વક તેની સામે ટક્કર ઝીલે છે, આવા લોકોના

પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક કાર્યમાંથી આશા અને આનંદનો પ્રવાહ વહે છે. જેવી રીતે સૂર્યના ઉદયથી અંધકાર ચાલ્યો જાય છે અને પ્રકાશ પ્રસરી રહે છે તેવી જ રીતે તેઓની દિવ્ય મૂર્તિનાં દર્શનથી નિરાશા પલાયન કરી જાય છે અને નિકૃષ્ટ કોટિના મનુષ્યોમાં પણ આશા અને ઉત્સાહનો સંચાર થાય છે.

કેટલાક લોકો મેલેરીયા તાવથી ગ્રસિત થયેલા સ્થાનની જેવા હોય છે. જેવી રીતે મેલેરીયાની હવાવાળા સ્થાનના સંસર્ગથી મેલેરીયાનો રોગ ઉત્પન્ન થાય છે, અથવા જે સ્થાનમાં પ્લેગ, કૉલેરા આદિ ચેપી રોગો પ્રવર્તમાન હોય છે તેવા સ્થાનમાં રહેવાથી ઉકત વ્યાધિઓ થવાનો ભય રહે છે તેવી રીતે આવા મનુષ્યોની નિકટ રહેવાથી અને તેઓના સંસર્ગથી ભયાનક, મલીન અને વિષમય પ્રભાવ પડે છે. આવા મનુષ્યો પોતાનાં ઘરની અંદર પણ રોગશોકથી ભરપૂર વિષમય વાતાવરણ ફેલાવે છે. તે ગૃહમાં પ્રવેશ કરે છે કે તરત જ ન્હાનાં બાળકો રમતગમત તજી દે છે, આનંદ વિનોદ ચાલ્યો જાય છે અને સર્વના ચ્હેરા ઉપર શોકની છાયા પ્રસરી રહે છે. આવા મનુષ્યો દુનિયામાં એવા પ્રકારનું જીવન નિર્વહન કરે છે કે જાણે કે તેઓના ઘરમાં હમેશાં કોઇ મરી જતું હોય અને તેથી તેઓને ભારે શોક રહેતો હોય. આપણે આવા લોકોનાં મુખ ઉપર કદિ પણ હાસ્યની છટા જોતા નથી; જ્યારે જ્યારે તેઓને જોઇએ છીએ ત્યારે ત્યારે તેઓનું મોઢું ચઢેલું જ હોય છે અને આંખો લાલ હોય છે. પરંતુ દુનિયામાં આનાથી પ્રતિકૂળ પ્રકૃતિના મનુષ્યો પણ જોવામાં આવે છે કે જેઓ નિરંતર પ્રસન્નચિત્ત રહે છે અને બીજાઓને પણ પ્રસન્ન બનાવે છે. કોઈ માણુસ ગમે તેટલો ઉદાસ હોય તોપણ તે તેને જોઇને પ્રફુલ્લ બને છે.

કેટલાક મનુષ્યો કપટી અને માયાચારી હોય છે, અર્થાત્ તેઓની

અંદર કાંઇક હોય છે અને બહાર કાંઇક બતાવે છે. તેઓનાં વચન અને વર્તનમાં એકતા હોતી નથી. આ પ્રકારના લોકોમાં એક મહાન અવગુણ એ હોય છે કે જ્યારે કોઇ કાર્ય માટે તેઓને તમારી જરૂર હોય છે ત્યારે તમારી સાથે મળી જાય છે અને તમારા તરફ પ્રીતિ અને સહાનુભૂતિ દર્શાવે છે. પોતાના સ્વાર્થ ખાતર તેઓ તમારી સાથે રડવાને અથવા હસવાને તૈયાર બની જાય છે. તેઓની વાણીમાં એટલું બધું માધુર્ય આવી જાય છે કે તમને ઘડીભર એમજ થાય કે સર્વ વાતો તેઓનાં હૃદયનાં ઉંડાણમાંથી નીકળે છે; પરંતુ આ પ્રકારના વ્યવહાર-થી હંમેશાં કાર્ય ચાલતું નથી. બાહ્ય ઢોંગ લાંબા સમય સુધી નભી શકતો નથી. સમય જતાં આખરે સત્ય પ્રકટ થાય છે જ. કોઇ ભોળા મનુષ્યો તેઓની જાળમાં કદાચ સપડાઇ જાય; પરંતુ સર્વને પોતાની જાળમાં તેઓ ફસાવી શકતા નથી; કેમકે દરેક મનુષ્ય-માં એક અંતરંગ ગુપ્ત શક્તિ એવી રહેલી છે કે જેનાથી તેના જાણ-વામાં આવી જાય છે કે અમુક મનુષ્ય ધૂર્ત્ત અને માયાચારી છે. પોતાનો સ્વાર્થ સાધવા ખાતર તેઓ સર્વ વાતો મીઠાશથી કરે છે, પરંતુ તેઓનો સ્વાર્થ સધાઇ રહે છે એટલે પછી તેઓ તમારી સાથે વાત પણ કરતા નથી.

જ્યારે એ વાત નિશ્ચિત છે કે સારો અથવા ખરાબ પ્રભાવ હમેશાં પડયા કરે છે ત્યારે આપણું કર્તવ્ય છે કે આપણે આપણી અંદર એવો ગુણ ઉત્પન્ન કરવા જોઇએ કે જે વડે જનસમાજનું હિત સાધી શકાય. આપણાં ચરિત્રમાં પ્રેમ, શીલ, શાંતિ, દયા, સ્નેહ, સત્ય, ધર્મ, ન્યાય આદિ સદ્‌ગુણો ઉત્પન્ન થવા જોઇએ; કેમકે આ સદ્‌ગુણોનો સંસારમાં સારો પ્રભાવ પડે છે અને તેનાથી સમાજનું હિત સાધી શકાય છે.

જે મનુષ્ય ઉત્તમ રીતિથી પોતાનું જીવન વ્યતીત કરતો હોય

છે તેને પ્રાયઃ એ વિચાર હતોત્સાહ કરી મુકે છે કે મ્હારાથી જગત્-નું કાંઇ પણ ભલું થઇ શકતું નથી; પરંતુ આમ હતોત્સાહ થવું એ ઉચિત નથી. કારણ કે જે રીતિથી તે પોતાનું જીવન વ્યતીત કરે છે તેનાથી પણ જગતને મહાન્ લાભ થાય છે. તે કોઇ અદ્ભુત અને આશ્ચર્યજનક કાર્ય ભલે કરતો ન હોય, પરંતુ તેનાં જીવનની અને તેની સ્થિતિની સંસારમાં અવ્યક્તપણે ઘણી ઉંડી અસર પડે છે. કેટલીક વખત ન્હાનાં કાર્યોનું પરિણામ ઘણું જ મોટું આવે છે. જેને આપણે ન્હાની ન્હાની વસ્તુઓ સમજીએ છીએ તે મહાન્ કાર્યોની કારણભૂત બને છે. ઉદાહરણ તરીકે વિલ્યમ ગૉડવીન નામના માણસે ઇ. સન ૧૭૯૭ માં કેટલાક નિબંધોનો સંગ્રહ કરી એક પુસ્તક લખ્યું હતું. તે સમયે તે પુસ્તકની કંઈ પણ કદર થઇ ન હતી; પરંતુ તે નિબંધો-નો અભ્યાસ કરીને થૉમસ માલ્થસે ઈ. સ. ૧૭૯૮ માં એક નવિન નિબંધ લખ્યો. આ નિબંધનો ચાર્લ્સ ડાર્વિને અભ્યાસ કર્યો અને તેનું ચિત્ત એ વિષય તરફ એટલું બધું આકર્ષાયું કે તેના જીવનનો અધિકાંશ ભાગ એ વિષયના અધ્યયનમાં વ્યતીત થઇ ગયો અને છેવટે ઇ. સ. ૧૮૫૯માં 'જીવોત્પત્તિ' (Origin of Species) નામનું એક નવીન પુસ્તક પ્રકાશિત કર્યું. ઉક્ત પુસ્તકે ઓગણીસમી સદીમાં મહાન્ પ્રભાવ પાડયો અને વિજ્ઞાનમાં ભારે પરિવર્તન કરી મુક્યું. આ ઉપરથી સમજી શકાશે કે માલ્થસના નિબંધો ગૉડવીનનાં પુસ્તકના પરિણામ રૂપ છે અને ડાર્વિનનું પુસ્તક માલ્થસના નિબંધના પરિણામ રૂપ છે. આ પ્રભાવ પરંપરાથી ચાલ્યો આવે છે. ગૉડવીનનું પુસ્તક પણ કોઇના શબ્દો અથવા વિચારોના પરિણામરૂપ હશે. આ રીતે વિચાર કરતાં માલુમ પડશે કે શરૂઆતમાં એ શબ્દો કોઇ સાધારણ વ્યકિતના મ્હોંમાંથી નિકળ્યા હશે. જેનું પરિણામ એ આવ્યું કે ડાર્વિને એક

મહત્વની શોધ કરી. ઉક્ત શબ્દો પ્રથમ બોલનારને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે પોતાના શબ્દોનું આવું મોટું પરિણામ આવશે. તે તો એમજ ધારતો હશે કે હું જગતને વાસ્તે કંઇ પણ કરી શક્યો નથી.

સંસારમાં આપણે માટે અનેક કાર્યો નિયત થયા હોય છે. અન્ય મનુષ્યો પ્રતિ તેમજ આપણા પોતાના પ્રતિ અનેક કર્ત્તવ્યોનું યથાસ્થિત પાલન કરવું એ અત્યંત જરૂરનું છે. સહુથી પ્રથમ કર્તવ્ય એ છે કે જે સ્થાનમાં આપણે ઉત્તમ રીતિથી જીવન વહન ન કરી શકીએ અને જ્યાં શાંતિથી રહેવામાં અનેક વિઘ્નો તથા બાધાઓ નડે એમ હોય ત્યાં આપણે કદાપિ રહેવું જોઇએ નહિ. એમાં જો આપણો પોતાનો દોષ હોય તો તેનો શિઘ્ર ઉપાય કરવો જોઇએ. જો બીજાના પ્રભાવનો દોષ હોય અને એ પ્રભાવ વિષમય વાતાવરણની માફક આપણા ઉત્તમ વિચારો તથા ઉત્સાહને છિન્નભિન્ન કરી મુકે એમ હોય તો આપણે આપણી જાતને તેમાંથી બચાવવા પ્રયત્નશીલ બનવું જોઇએ. પરંતુ તેમ કરવામાં આપણે આપણા કર્ત્તવ્યમાર્ગથી ચલિત થતા નથી તે ખાસ લક્ષમાં રાખવું જોઈએ. એ પ્રભાવથી પોતાની જાતને બચાવવા જતાં કર્ત્તવ્યપાલનમાં ન્યૂનતા આવે એમ હોય તો એવી દશામાં આપણે એ પ્રભાવનો ઉચ્છેદ કરવાનો પણ પ્રયત્ન કરવો જોઇએ; અર્થાત્ બીજા શબ્દોમાં કહીએ તો એ પ્રભાવરૂપી જ્વરનો નાશ કરવા માટે સચ્ચરિત્ર અને સદાચાર રૂપી ઔષધિનું નિરંતર સેવન કરવું જોઇએ. આપણે જે લોકોની વચમાં રહીને જીવન ગાળવાનું હોય છે તેઓના ગુણોની જેટલી અસર થાય છે તેટલી તેઓનાં કાર્યોની થતી નથી. તેથી એ આવશ્યક છે કે આપણે આપણી જાતને સારા પ્રભાવમાં રાખવી જોઇએ અને ખરાબ પ્રભાવથી બચાવવી જોઇએ.

આપણો પ્રભાવ બીજા ઉપર પાડવા માટે પ્રથમ તો એ જરૂરનું છે કે આપણને આપણી પોતાની વાતોમાં શ્રદ્ધા હોવી જોઈએ, અને જે વાતોમાં શ્રદ્ધા હોય છે તેને વ્યવહારમાં મુકવી જોઇએ, અર્થાત્ જેવી વાણી તેવું વર્તન હોવું જોઈએ. જ્યાં સુધી આ પ્રમાણે નહિ બને ત્યાં સુધી બીજા લોકો ઉપર આપણો પ્રભાવ પડી શકશે નહિ, અને આપણી વાતમાં તેઓને વિશ્વાસ પણ બેસશે નહિ. જે પ્રમાણે કરવાનું આપણે બીજાને કહીએ છીએ તે પ્રમાણે જો આપણે પોતે કરીએ છીએ તો આપણા કહ્યા વગર લોકો આપણું અનુકરણ કરવા લાગે છે. અંગ્રેજીમાં કહેવત છે કે ' Example is better than precept ' એટલે કે કહેવા કરતાં કરી બતાવવું વધારે સારૂં છે. લોહચુમ્બક લોહને પોતાના તરફ ખેંચી લે છે તેનું રહસ્ય એ છે કે તે લોહના કટકાને ચુંબક બનાવે છે અને પછી જ ખેંચી શકે છે. લોહમાં લોહત્વનો જ ગુણ રહ્યો હોય તો તે કદાપિ ખેંચી શકતું નથી. આ વાત આપણી બાબતમાં પણ ઘટાવી શકાય છે. જે માબાપો પોતે સુશીલ નથી હોતાં તેઓ પોતાનાં બાળકોને કદાપિ સુશીલ બનાવી શકતાં નથી. મદિરા પીનાર માણસ કોઈ દિવસ પણ બીજાને મદિરા પીવાની ટેવથી મુક્ત કરી શકતો નથી. જે માતા પોતે અસત્યવાદી હોય છે તે પોતાના પુત્રને સત્યવાદી થવાનો ગમે તેટલો ઉપદેશ આપ્યા કરે, તોપણ પુત્ર અસત્ય બોલવાનું છોડી શકતો નથી. માતા વાણીદ્વારા કહે છે કે અસત્ય ન બોલો; પરંતુ તેનો પ્રભાવ કહેતો હોય છે કે અસત્ય બોલો. તેથી જ જે માતાપિતા ઇચ્છતાં હોય કે પોતાનાં બાળકો અસત્ય બોલવાનું અથવા બીજા કોઈ દુરાચરણ ન શીખે અને ઉત્તમ ગુણો જ ગ્રહણ કરે તેઓએ પોતે ઉક્ત સદ્દગુણો પોતાનામાં ઉત્પન્ન કરવા જોઈએ અને

તેને અનુરૂપ પ્રવૃત્તિ કરવી જોઈએ. આમ થશે તો પછી બાળકને કહેવાની પણ જરૂર નહિ પડે. તેઓ સ્વયં સદ્‌ગુણી બની જશે. બાળકો આપણી માનસિક, વાચિક અને કાયિક સર્વ પ્રવૃત્તિઓને સ્વભાવતઃ અવલોકયા કરે છે અને તદનુસાર તેઓનું જીવન ઘડાય છે. આમ હોવાથી આપણે આપણાં બાળકોને જેવા બનાવવા ઇચ્છતા હોઈએ તેવા આપણે પોતે બનવું જોઈએ.

પ્રભાવની શક્તિ અદ્‌ભુત છે, કોઈ પણ એનાથી બચી શકતું નથી. આ સંસારમાં એવો કોઈ પણ મનુષ્ય નથી કે જેનો પ્રભાવ બીજા મનુષ્યો ઉપર ન પડતો હોય, અને બીજાનો પ્રભાવ તેના ઉપર ન પડતો હોય. આવો કોઈ હોય તો તે મનુષ્યત્વને લાયક નથી. આપણા પ્રત્યેક ભાવ, વિચાર, શબ્દ અને કાર્યથી અન્ય મનુષ્યોનાં જીવનમાં કંઇને કંઈ પ્રકારનું પરિવર્તન થાય છે, અને તેથી જ આપણે આપણાં જીવનને આદર્શજીવન બનાવવા સતત યત્નશીલ રહેવું જોઇએ, અને લક્ષમાં રાખવું જોઇએ કે આપણો પ્રભાવ એ કેવળ પ્રભાવ જ નહિ, પરંતુ સર્વોત્તમ પ્રભાવ બનવો જોઈએ. આપણે એવા ગુણોથી સમન્વિત થવું જોઇએ કે જેથી આપણા સંસર્ગથી બીજા લોકો ગુણવાન બને. આપણા વિચારો ઉદાર હોવા જોઇએ, આપણી વાણીમાં માધુર્ય હોવું જોઇએ, અને આપણાં કાર્યો જનસમૂહને હિતકારક નીવડે એવાં હોવાં જોઇએ. આપણામાં એવી પ્રભાવશીલતા હોવી જોઈએ કે આપણી ઉપસ્થિતિથી લોકોની પીડાઓ અને મુશ્કેલીઓ નષ્ટ થઈ જાય અને આપણા સ્મરણમાત્રથી લોકોને સુખ અને શાંતિની પ્રાપ્તિ થાય. આ પ્રકારની પ્રભાવશીલતા પરમાત્મા સર્વમાં પ્રેરે એજ શુભેચ્છા !

## (૧૫) ઉતાવળ વિનાશનું કારણ છે.

### ( કોઈ પણ કાર્ય ઉતાવળથી કરવું નહિ. )

**सहसा विदधीत न क्रियाण विवेकः परमापदां पदम् ॥**

ઉતાવળ કરવાથી સંસારમાં કોઇ પણ કાર્ય ઠીક થતું નથી અને સારાં સારાં કાર્યો પણ બગડી જાય છે. ઉતાવળ કરવાથી ગભરાટ ઉત્પન્ન થાય છે અને ગભરાટથી સફલતા દૂર રહે છે. આથી ઉલટું, શાંતિ અને ધૈર્યથી કાર્ય કરવાથી કઠિનમાં કઠિન કાર્યો પણ સરળ બની જાય છે. આનું પ્રત્યક્ષ ઉદાહરણ પ્રકૃતિ છે. પ્રકૃતિમાં હમેશાં સઘળાં કાર્યો પણ ધીમે ધીમે જ થયા કરે છે. પ્રકૃતિના કાર્યોમાં કોઈ પણ ઠેકાણે ઉતાવળ દૃષ્ટિગોચર થતી નથી. પ્રત્યેક કાર્યમાં એકજ નિયમ અને વ્યવસ્થા હોય છે અને શાંતિ તથા વિશ્વાસ માલુમ પડે છે. ઉતાવળ અને ગભરાટનું નામનિશાન પણ એમાં જોવામાં આવતું નથી. જ્યારે કાર્યમાં કોઈ જાતનો ઢંગ અથવા વ્યવસ્થા હોતી નથી ત્યારે જ ઉતાવળ અને ગભરાટ જોવામાં આવે છે. તે સમયે ધીમે ધીમે અશાંતિનું જોર વધતું જાય છે. ઉતાવળથી દુનિયામાં અનેક મોટાં કાર્યો અપૂર્ણ રહી ગયાં છે. કોઇ કાર્યની સફળતા માટે એ જરૂર નથી કે એ કાર્યમાં ઘણાં માણસોએ જોડાવું જોઇએ, પરંતુ ફક્ત એટલી જ જરૂર છે કે તે કાર્ય વ્યવસ્થાસર કરાવું જોઇએ. કદાચ કોઈ કાર્યમાં ઘણા માણસો જોડાય પરંતુ કામની વ્યવસ્થા ન હોય તો પરિણામ એ આવશે કે ઉક્ત કાર્ય બગડશે. ઉતાવળથી કદિ પણ વાસ્તવિક કાર્ય બજાવી શકાતું નથી.

કોઇ પણ કાર્ય શીઘ્રતાથી કરવું એ જુદી વાત છે અને

ઉતાવળથી કરવું એ જુદી વાત છે. કોઈ પણ કાર્ય કરવામાં શીઘ્રતા તો અવશ્ય હોવી જોઇએ, કારણ કે સુસ્તી અને આળસ તો નાશનાં કારણો છે; પરંતુ ઉતાવળ ન હોવી જોઇએ. શીઘ્રતામાં ઢંગ અથવા નિયમ અવસ્ય રહે, અને ઉદ્દેશ એ હોય છે કે કાર્ય કોઇપણ રીતે સત્વર પુરૂં થઇ જાય. શીઘ્રતામાં એકજ માર્ગ નિશ્ચિત હોય છે અને એ માર્ગપર ચાલવું શરૂ રહે છે; પરંતુ ઉતાવળમાં અનેક માર્ગો ઉપર દૃષ્ટિ રહે છે અને એવો ખ્યાલ રહે છે કે જો એક માર્ગ ઠીક નહિ નીકળે તો બીજો નીકળશે, અને એ પણ ઠીક નહિ નીકળે તો ત્રીજો માર્ગ ઠીક નીવડશે. એ પ્રમાણે ઘડી અહિં અને ઘડી ત્યાં એમ ડામા-ડોળ થયાં કરે છે. આનું પરિણામ એ આવે છે કે મનુષ્ય નિષ્ફળતા પ્રાપ્ત કરે છે. ઉતાવળ કરનારા માણસોને આ વાતનો અનુભવ નથી હોતો કે જે કાર્ય ધીમે ધીમે સાવધાનતાથી કરવામાં આવે છે તે બધા કરતાં જલદી પુરૂં થાય છે, પરંતુ જે કાર્ય સમજણ વિના જલદી કરવામાં આવે છે તે પુરૂં થવામાં અતિશય વિલંબ થાય છે.

ઉતાવળથી કાર્ય કરવામાં દરેક વસ્તુનું ભારે મૂલ્ય આપવું પડે છે અને તે વસ્તુ ફરી પણ હાથ લાગી શકતી નથી. ધન પ્રાપ્ત કરવાની ઉગ્ર લાલસાને લઇને મનુષ્ય સમયનો દુરૂપયોગ કરે છે અને પોતાનાં ઘરબાર, બળ, સ્વાસ્થ્ય, અમોદ પ્રમોદ, આદર સન્માન આદિ સઘળું ગુમાવી બેસે છે. આ એવી વસ્તુઓ છે કે જે દ્રવ્યથી ખરીદી શકાતી નથી. દ્રવ્યની અભિલાષામાં આ સર્વ વસ્તુઓ ચાલી જાય છે અને ફરી હાથમાં આવી શકતી નથી. મનુષ્ય અત્યંત બુદ્ધિમાન અને વિચારવાન છે તોપણ ક્ષણિક વસ્તુઓ મેળવવા જતાં અમૂલ્ય વસ્તુઓ ગુમાવી બેસે છે એ શોચનીય ઘટના છે. વેપારી માણસો ઘણે ભાગે પોતાના કુટુંબના ભાવિ સુખની ખાતર દ્રવ્ય સંચય કરવા જતાં

પોતાનાં વર્તમાન સુખ અને સ્વાસ્થ્યમાં ન્યૂનતા અનુભવે છે. તેઓ એમ સમજે છે કે હમણાં ભલે સુખ ન મળે, હમણાં તો પુષ્કળ દ્રવ્ય સંચય કરી લઇએ અને ભવિષ્યમાં આનંદથી રહેશું. પરંતુ આ માન્યતા ભૂલભરેલી છે. તેઓ જાણતા નથી કે કેવળ દ્રવ્યથી જ મનુષ્યો સર્વદા સુખ ભોગવી શકતા નથી. પોતાના કુટુંબીઓ આનંદથી રહી શકે એટલા માટે એટલું જ જરૂરનું નથી કે તે તેઓની જરૂરીયાતની વસ્તુઓ ખરીદી લાવી આપે. પરંતુ પરસ્પર પ્રેમની લાગણી ખીલવવી જોઇએ અને હળીમળીને આનંદથી રહેવું જોઇએ, કેમકે પરસ્પર વાર્તાવિનોદથી અસીમ આનંદનો અનુભવ થાય છે. જો મનુષ્ય રાત્રિદિવસ દ્રવ્ય એકઠું કરવામાં જ મંડ્યો રહે અને તેને પોતાનાં બાળબચ્ચાંઓની સાથે બોલવાનો પણ સમય ન મળી શકે તો તે ખરેખરો આનંદ કેવી રીતે અનુભવી શકે? સંસારમાં એવા હજારો મનુષ્યો દૃષ્ટિગોચર થાય છે કે જેઓ રાત્રિદિવસ ટ્રામવેના ઘોડાની માફક પૈસો કમાવામાં પોતાની સર્વ શક્તિ અને સમયનો વ્યય કરે છે. પોતાનાં બચ્ચાંઓને રમાડવાને કે પોતાની સ્ત્રી સાથે નિરાંતે વાર્તાલાપ કરવાને અથવા પોતાની માતા, બ્હેન અથવા ભાઇઓને મળવાને તેઓ થોડી મિનિટ પણ બચાવી શકતા નથી. આ પ્રકારના મનુષ્યોનું જીવન ક્યાં સુધી ઉપયોગી અને આનંદમય ગણી શકાય એ સમજી શકાતું નથી. આ લોકો કયા દિવસને માટે આટલી બધી હાયવોય કરી રહ્યા છે તે સમજી શકાતું નથી. તેઓનું જીવન આ પ્રમાણે વ્યતીત થઇ જશે અને સર્વ ધનધાન્ય, રિદ્ધિ–સિદ્ધિ અહીં જ પડી રહેશે. તેઓને ગૃહસુખનો વિચાર સ્વપ્નમાં પણ નથી આવતો અને તેઓને ગૃહસુખ કદિ પણ મળશે નહિ. જો કે તેઓ આ બધો પરિશ્રમ ભવિષ્યની ખાતર ઉઠાવે છે, પરંતુ એ ભવિષ્ય ક્યારે આવશે તેનું તેઓને પોતાને બીલકુલ જ્ઞાન હોતું નથી.

કોઇ ઇચ્છાની પૂર્તિ કરવા માટે અથવા જીવનનાં કોઇ સ્વપ્નને વાસ્તવિક બનાવવા માટે પ્રાયઃ લોકો પોતાની ઇજ્જત, સચ્ચાઇ, અને ઉદારતાને બરબાદ કરી મુકે છે. દ્રવ્ય લૂંટવાની ધૂનમાં મહમદ ગીઝનીએ એ ન જોયું કે મારી જબરદસ્તીથી હજારો હિંદુઓ મરણ પામ્યા અને લાખો મનુષ્યોનાં હૃદયમાં વેદના ઉત્પન્ન થઇ.

આજકાલનો સમય જ ભારે ઉતાવળનો થઇ પડયો છે એમ આપણને ચારે તરફ દૃષ્ટિ ફેરવતાં પ્રતીત થાય છે. લોકો એટલા બધા ઉતાવળા બની ગયા છે કે પ્રકૃતિનાં કાર્યોમાં પણ વિલંબ જોઇને ત્વરાથી કાર્ય પતી જાય એમ ઇચ્છે છે. પ્રકૃતિમાં કોઇ ફળ દશ દિવસમાં પાકે એમ હોય તો તેઓ કંઇક નવીન ક્રિયાથી તેને બે દિવસમાં પકાવવા ઇચ્છે છે અને જેવું તેવું પકાવી ચલાવી લે છે. જેમ માતા પોતાનાં બાળકને ઘુંટણીએ ચાલતા જુએ છે તેમ પ્રકૃતિ મનુષ્યને જુએ છે.

આધુનિક શિક્ષણપદ્ધતિ ઉતાવળનું એક સારૂં ઉદાહરણ પુરૂં પાડે છે. બાળકોને જે શિક્ષણ આપવામાં આવે છે તેનાથી તેઓને વાસ્તવિક જ્ઞાન થાય એ અસંભવિત છે. તેઓનાં મગજમાં કેવા કેવા પ્રકારના વિચારો જબરદસ્તીથી ઠાંસી દેવામાં આવે છે. જે વિષયોના શિક્ષણની આવશ્યકતા છે તેનો તો પત્તો પણ નથી, પરંતુ અનેક વ્યર્થ બાબતો શીખવવામાં આવે છે. જે વાતોથી બિચારાં બાળકોનાં મસ્તક ભરવામાં આવે છે તે તેઓ બિલકુલ સમજતા નથી, તો પણ ઠાંસવાનું કાર્ય ચાલુ રાખવામાં આવે છે. સ્થૂલ દૃષ્ટિએ જોતાં તો કોઈ પ્રકારની હાનિ માલુમ પડતી નથી, પરંતુ જ્યારે અમુક સમય સુધી પદ્ધતિનું અવલોકન કરવામાં આવે છે અને તેના લાભાલાભ પર વિચાર કરવામાં આવે છે ત્યારે આપણને સમજાય છે કે એ પદ્ધતિ સર્વથા હાનિકારક છે. આ પદ્ધતિ હવે વધારે

વખત સુધી ચાલુ રહે એ ઈષ્ટ નથી, તેથી તે તત્કાળ બંધ કરવાની જરૂર છે. કારણુ કે એનાથી વાસ્તવિક જ્ઞાન થતું નથી, માત્ર બાળકોનાં મસ્તક ભિન્ન ભિન્ન વાતોના પટારા સમાન બની જાય છે. આજકાલ શિક્ષણુ આપવામાં ભારે ઉતાવળ કરવામાં આવે છે. આ ઉતાવળનું પરિણામ એ આવ્યું છે કે બાર વર્ષ પર્યંત શિક્ષણુ લેવા છતાં સારી પદ્ધતિથી છ વર્ષમાં બાળકની શક્તિનો જેટલો વિકાસ થાય તેટલો પણુ થતો નથી. આટલાં વર્ષો સુધી શિક્ષણુ લેવા છતાં અંગ્રેજી ભાષામાં તો દૂર રહ્યું પરંતુ વિદ્યાર્થીઓ પોતાની માતૃભાષામાં એક પત્ર પણુ શુદ્ધ લખી શકતા નથી. આટલા બધા સમયમાં પણ જ્યારે માણુસ સાચો સુશિક્ષિત બનતો નથી ત્યારે એમજ કહેવું પડશે કે શિક્ષણુપદ્ધતિમાં ક્યાંક સડો હોવો જોઇએ. પુસ્તકો વાંચી વાંચીને શરીર કમજોર બની જાય છે, આંખોનું તેજ ઘટી જાય છે, સ્વાસ્થ્ય બગડી જાય છે, મસ્તકમાં પીડા થવા લાગે છે, પાચનશક્તિ મંદ પડી જાય છે, તોપણુ કંઇ જ્ઞાન પ્રાપ્ત થતું નથી, સાધારણુ બાબતોમાં પણુ ન્યૂનતા રહી જાય છે. આ સર્વનું મુખ્ય કારણુ વિચાર કરતાં એ જણુાશે કે આજકાલ સર્વ વાતોમાં એટલી બધી ઉતાવળ કરવામાં આવે છે કે બાળકો સમજે વા ન સમજે પણુ આટલાં પુસ્તકો પૂર્ણ કરી દેવાં જોઇએ એ ઉપર જ લક્ષ રહે છે. બાળકો પણુ મજબૂત બનીને ગોખવાનું શરૂ કરી દે છે અને સ્વાસ્થ્યના ભોગે પ્રમાણુપત્ર અને ઉપાધિઓ પ્રાપ્ત કરે છે. આ સર્વનું પરિણામ એ આવે છે કે તેઓ જીવનની પરીક્ષામાં અનુત્તીર્ણ બને છે અને તેઓને નિરાશાની વેદના સહન કરવી પડે છે.

ઉતાવળ શાંતિ અને ગુણુગૌરવનો નાશ કરનાર વસ્તુ છે. ઉતાવળ કરવાથી જે સભ્ય અને સરળ વ્યવહાર પહેલાં રહે છે તે આગળ ઉપર રહેતો નથી, શરીરસ્વાસ્થ્યનું પણુ ધ્યાન રહેતું નથી,

અને કેટલીક વખત વાત એટલી બધી હદે પહોંચે છે કે લોકો ભોજન પણ નિરાંતથી રૂડી રીતે કરતા નથી. લોકોને ધન કમાવાની એટલી બધી ઉતાવળ લાગી રહેલી હોય છે કે ખાધેલું કેવી રીતે પચશે એ વિચાર કર્યા વગર તેઓ ખાવાની વસ્તુઓને પેટમાં પધરાવી દે છે. આનું પરિણામ એ આવે છે કે સેંકડો મનુષ્યો અજીર્ણ, અપચો અને મંદાગ્નિથી પીડાય છે, અને ઘણા ખરા તો મરણને શરણ પણ થાય છે. ઉતાવળમાં મનુષ્ય આ વાત પણ ભૂલી જાય છે કે આ સંસારમાં ફક્ત મનુષ્ય જ એવો જીવધારી છે કે જે સાવધાનતાથી ભોજન કરી શકે છે અને અન્ય પ્રાણીઓ તો કેવળ પેટ ભરે છે. આમ બને છે એટલે મનુષ્ય પણ અન્ય જીવોની કોટિમાં આવી જાય છે અને તેઓની જેમ માત્ર પેટ ભરવાવાળો બને છે. ભોજન કરવામાં કુદરતના નિયમોનો ભંગ કરવામાં આવે છે ત્યારે કુદરત માંદગીરૂપી શિક્ષા કર્યા વગર રહેતી નથી. માંદગી સૂચવે છે કે તમારાથી ભૂલ થઇ ગઇ છે; પરંતુ આહારવિહારની રીતિમાં સુધારો કરવાને બદલે મનુષ્ય ઔષધનું સેવન કરવા લાગે છે. આ બીજી ભૂલ છે અને એનું કારણ પણ ઉતાવળ છે. ઉતાવળ કરવાથી નિર્બળતા વગર બોલાવ્યે આવે છે.

જીવનમાં જે જે બાબતો મહત્વની હોય છે તે ધીમે ધીમે બને છે. કોઈ પણ કાર્ય જેટલું ઉચ્ચ, ઉદાર, ઉત્તમ અને પવિત્ર હોય છે તેટલું જ ધીમે ધીમે પરંતુ અખંડ સફલતાથી બજાવી શકાય છે. વર્ષાઋતુમાં અનેક જીવજંતુઓ જેટલી શીઘ્રતાથી ઉત્પન્ન થાય છે તેટલી જ શીઘ્રતાથી તેઓ અદૃશ્ય પણ થઇ જાય છે. જુઠી વાતો જલદી ફલિત થાય છે, પરંતુ જલદી નષ્ટ થઈ જાય છે. ગૂઢ દર્શન ધીમે ધીમે બને છે, પરંતુ સૈકાઓ પછી સિદ્ધ થાય છે. તમને એમ વિશ્વાસ હોય કે તમે જે જે કરો છો તે સર્વ સારૂં છે તો પછી

કોઇ પણ માણસના કહેવા ઉપર લક્ષ ન આપો. તમારા પોતાના ઉદ્દેશ્યને વળગી રહો, તેમાંથી જરાપણ વિચલિત ન થાઓ. ધીમેધીમે સંપૂર્ણ શાંતિ પૂર્વક કાર્ય કરવાનું શરૂ રાખો. તમને અવશ્ય સફલતા મળશે અને તમારા શ્રમનું ફલ ચાખવા ભાગ્યશાળી બનશો. કાલે પ્રભાતમાં સૂર્યને ઉદય થશે એવી આશાથી જેવી રીતે ઘોર અંધારી રાત્રિ સહી શકાય છે તેવી રીતે તમારા માર્ગમાં મુશીબતો આવે તો તે સર્વને ધીરતા પૂર્વક સફલતાની આશા રાખીને સહન કરો.

પોતાનાં જીવનમાંથી ઉતાવળ શબ્દનો સર્વથા નાશ કરવાની પ્રત્યેક વ્યક્તિને માટે પુરેપુરી જરૂર છે. જે ઉતાવળથી ધનદોલતનો વિનાશ થાય છે અને આબરૂને બટ્ટો લાગે છે તેનો એકદમ બહિષ્કાર કરવો જોઇએ. આપણે આપણા પોતામાં પ્રેમ, શાંતિ અને ધૈર્ય ઉત્પન્ન કરવાં જોઇએ. હમેશાં સમસ્ત જીવોનો ઉપકાર કરવા તરફ દૃષ્ટિ રાખવી જોઇએ અને સર્વ કષ્ટોને વીરતાથી સહન કરવાં જોઇએ, અને દુષ્ટ દુરાચારી મનુષ્યોની ઉન્નતિ જોઇને અથવા લોકોમાં ઇર્ષ્યા દ્વેષનું પ્રાબલ્ય વધતું જોઇને આપણે આપણી પોતાની શાંતિનો કદાપિ ભંગ કરવો જોઇએ નહિ. કદાચ કોઇ કાર્યમાં વિલંબ થાય, અથવા સફલતા ન મળે અથવા કોઈ પ્રકારનો વિરોધ ઉપસ્થિત થાય તો પણ કદાપિ ચિત્તમાં અપ્રસન્નતા અને ચિંતાને સ્થાન આપવું જોઇએ નહિ; પરંતુ ધીરતા અને વીરતાથી આપણા ઉદ્દેશ્યને દૃષ્ટિ સમીપ રાખીને તેની સિદ્ધિ અર્થે નિરંતર ઉદ્યોગપરાયણ રહેવું જોઇએ.

છેવટે પ્રત્યેક મનુષ્યે આ વાત પોતાનાં હૃદયપટ પર લખી રાખવી જોઇએ કે ઉતાવળ સત્યતાની અને આદર્શ ભક્તિની ઘાતક છે અને આપણાં જીવનની વિનાશક છે. તેથી તેનો સદંતર બહિષ્કાર કરીને તેનાં સ્થાનમાં ધૈર્ય અને શાંતિનું સ્વાગત કરવું એ આપણું સર્વોપરિ કર્તવ્ય છે.

## ( ૧૬ ) આત્મ-નિર્ભરતાનું મહત્વ.

આત્મવિશ્વાસ ઉત્પન્ન કરવા માટે આત્મ-નિર્ભરતાની અત્યંત અગત્ય છે. જેમ ભોજન સામગ્રી વિના ભોજન બનાવવાનું વાસણ નિરૂપયોગી છે તેમ આત્મ-નિર્ભરતા વગર આત્મવિશ્વાસ નિરર્થક છે. આત્મવિશ્વાસ-થી માત્ર આ વાતનો જ નિર્ણય થાય છે કે આપણામાં શું શું કાર્યો કરવાની શક્તિ રહેલી છે, અને આપણે શું કરી શકીએ છીએ; પરંતુ આત્મ-નિર્ભરતાથી જે બાબતોની સંભાવના હોય છે તે કાર્યનું રૂપ ધારણ કરી લે છે. એક શિલ્પકાર કોઇ પત્થરના ટુકડાને જુએ છે ત્યારે તેનો આત્મવિશ્વાસ તેને કેવળ એટલું બતાવે છે કે તે ટુકડા-માંથી એક અત્યંત સુંદર મૂર્તિ બની શકે છે; પરંતુ આત્મ-નિર્ભર-તા તે પત્થરના ટુકડાને તેની દ્વારા મૂર્તિનું રૂપ ધારણ કરાવી દે છે. પહેલાં વિશ્વાસ ઉત્પન્ન થાય છે અને પછી આત્મનિર્ભરતા પેદા થાય છે. પહેલાં કોઇ કાર્ય કરવાની સંભાવના થાય છે અને પછી તદ્રુપ ક્રિયા બને છે. એ સંભાવનાને આત્મવિશ્વાસ કહેવામાં આવે છે અને તદ્રુપ ક્રિયાને આત્મ-નિર્ભરતા કહેવામાં આવે છે.

જે મનુષ્યને આત્મ-નિર્ભરતાની પ્રાપ્તિ થાય છે તે એમ કહ્યા કરે છે કે મારી શક્તિઓનું, મારી સંભાવનાઓનું મારા સિવાય કોઈ અનુમાન કરી શકતું નથી. કોઇ પણ મનુષ્ય મારૂં હિત અથવા અ-હિત કરી શકતો નથી. હું પોતે જ મારૂં પોતાનું હિત વા અહિત કરી શકું છું. આત્મ-નિર્ભર પુરૂષો પોતાની આર્થિક, સામાજીક, માનસિક, શારીરિક તથા આત્મિક દશાઓને પોતેજ સુધારી શકે છે. મનુષ્યનું જીવન કેવા પ્રકારનું હોવું જોઇએ એ એક એવો ગંભીર પ્રશ્ન છે કે જેનો નિશ્ચય પ્રત્યેક વ્યક્તિ પોતે જ પરિપક્વ વિચાર કરીને કરે છે. આ માટે જ પ્રત્યેક મનુષ્યે પોતાનાં બળ ઉપર આધાર રાખતાં શી-

ખવું જોઇએ. બીજાઓનાં બળ ઉપર ઝઝુમવું અને બીજાઓના વિશ્વાસે રહેવું એ નિરર્થક છે. આ વાતનું પ્રકૃતિ સાક્ષાત્ ઉદાહરણ છે. પ્રકૃતિ તરફ નજર કરશું તો આપણને સહજ જણાશે કે જે કાર્ય તેને પોતાને કરવાનું હોય છે તે તેને પોતાને જ કરવું પડે છે. પોતાની જગ્યાએ બીજાને મુકવાથી અથવા બીજાની જગ્યા આપણે લેવાથી કદાપિ કાર્ય થઇ શકતું નથી. પ્રકૃતિ હમેશાં આપણને બતાવી રહેલ છે કે મનુષ્ય પોતે પોતાનો મિત્ર છે અને પોતે જ પોતાનો શત્રુ છે. તેની મરજીમાં આવે તો પોતાને પોતાનો મિત્ર બનાવે અથવા શત્રુ બનાવે, તે પોતાને જ આધીન છે. આનું સાધારણ ઉદાહરણ કસરતનું લઇએ. કોઇ મનુષ્ય પોતાને બદલે બીજાને કસરતશાળામાં મોકલીને પોતાનું શરીર પુષ્ટ કરી શકે એ વાત કદિ પણ સંભવિત છે ખરી? આ પ્રશ્નનો ઉત્તર એકદમ નકારમાં જ આવશે કે કદાપિ એ વાત સંભવિત હોઇ શકે જ નહિ. જ્યાંસુધી તે પોતે કસરતશાળામાં જઇને પોતાના શરીરથી શ્રમ નહિ કરે અને કસરતના સિદ્ધાંતો ઉપર પોતાના ચિત્તને એકાગ્ર કરશે નહિ ત્યાસુધી તેને કોઇ પ્રકારનો લાભ થઇ શકશે નહિ. એવી જ રીતે કોઇને કાંઇ વ્યાધિ થાય તો જ્યાંસુધી તે વ્યાધિગ્રસ્ત મનુષ્ય પોતે ઔષધનું સેવન નહિં કરે ત્યાંસુધી સર્વ ઔષધો તેને માટે નિષ્ફળ અને નિરૂપયોગી છે. આપણા પોતાના પેટની પીડા દુર કરવા માટે અન્ય માણસને ઔષધ ખવરાવવાથી કંઇ પણ ફલ પ્રાપ્ત થતું નથી. આપણા રોગની નિવૃત્તિ અર્થે આપણે પોતે જ યોગ્ય ઔષધનું સેવન કરવું જોઇએ. ધર્મના સંબંધમાં પણ એમ જ છે. જ્યાંસુધી પ્રત્યેક વ્યક્તિ ધર્મને પોતાનાં જીવનનો આધાર ન બનાવે અને મારૂં જીવન એ ધર્મ ઉપર જ નિર્ભર છે-મારા જીવનને હું એ ધર્મદ્વારા જ સુધારી શકીશ એવા પ્રકારનો દૃઢ વિશ્વાસપૂર્વક સંકલ્પ ન કરે ત્યાંસુધી જગતના સર્વ ધર્મોના સિદ્ધાંતો તેને માટે કંઇ પણ કામના નથી. ધર્મ આગગાડી સમાન નથી કે જેમાં સર્વ

જાતની સામગ્રી તૈયાર હોય છે અને બેસનારને માત્ર ટીકીટના પૈસા જ આપવા પડે છે અને બાકીનું સર્વ કાર્ય અન્ય લોકો કરી લે છે. ધર્મમાં તો સર્વ કાર્યો મનુષ્યને પોતાને જ કરવાં પડે છે. અન્યની સહાયતા ગમે તેટલી લે, તો પણ મનુષ્યને પોતાના ઉપર નિર્ભર રહેવું પડે છે. આપણે એમ સમજવાનું નથી કે આપણે ગાડીના માત્ર મુસાફરો છીએ; પરંતુ એમ સમજવું જોઇએ કે ગાડીના ચલાવનારા જ આપણે પોતે છીએ; આપણે જ ગાડીના એન્જીનીયર અને ડ્રાઇવર છીએ, અને ગાડી આપણું જીવન છે. આપણે આપણા પોતાના ઉપર નિર્ભર રહેવું જોઇએ. એમ ન બને તો જીવન વ્યર્થ છે-શુષ્ક છે. એ પ્રકારનાં જીવનથી કશો લાભ થતો નથી એ નિર્વિવાદ છે.

બીજા મનુષ્યો આપણા માટે જે કાંઇ કરી શકે છે તે એ છે કે તેઓ આપણને પ્રસંગ આપી શકે છે. આપણે એવા પ્રસંગોનો લાભ લેવા કદી ચુકવું જોઇએ નહિ; પરંતુ હમેશાં એવા પ્રસંગોની શોધમાં જ રહેવું જોઇએ. આપણું જીવન અનેક પ્રસંગોનો સમૂહ છે અને જીવનમાં એક પછી એક પ્રસંગ આવ્યા કરે છે. આ પ્રસંગોનો આપણી ઇચ્છામાં આવે તેવો સારો અથવા ખરાબ ઉપયોગ આપણે કરી શકીએ છીએ. જો આપણી ઇચ્છા જીવનનો સદુપયોગ કરવાની હોય તો મળેલા પ્રસંગોને જવા દેવા જોઈએ નહિ અને એમાંથી શુભ પરિણામ મેળવવા માટે યથાશક્તિ ઉદ્યોગશીલ રહેવું જોઇએ.

પ્રાચીન કાળમાં રસાયણ બનાવનારા લોકો પ્રાયઃ એમ કહેતા કે માત્ર એક વસ્તુની ખામી રહી ગઇ. જો એ વસ્તુ પ્રાપ્ત થઇ જાય તો ત્રાંબામાંથી સોનું નિપજાવી શકાય. આચરણમાં પણ આમ જ બને છે. અનેક મનુષ્યો એવા જોવામાં આવે છે કે જેઓનો દેખાવ ઘણો સુંદર હોય છે, જેઓનું જ્ઞાન પણ વિશાળ હોય છે, જેઓની ધર્મબુદ્ધિ પણ વિકસિત થયેલી હોય છે, તેઓમાં એક વસ્તુની

ન્યૂનતા દૃગ્ગોચર થાય છે, અને તે નહિ હોવાથી તેઓ જીવન-સાફલ્ય પ્રાપ્ત કરી શકતા નથી. આ વસ્તુ બીજી કંઇ નહિ પણ આત્મ-નિર્ભરતા છે. ભલે માણસ સર્વગુણસંપન્ન હોય, તોપણ જો આ એક ગુણ તેનામાં હોતો નથી તો સર્વગુણો વ્યર્થ છે. આત્મ-નિર્ભરતાના પ્રભાવથી તે સર્વ ગુણો એકત્રિત બનીને અમુક પ્રકારની એક જીવન-શક્તિ પેદા કરે છે અને તેથી ઇષ્ટ કાર્યમાં સફલતા મળતાં વાર લાગતી નથી. જે મનુષ્યમાં આત્મ-નિર્ભરતા નથી હોતી તેનું આત્મબળ ક્ષીણ થતું જાય છે, તેને પ્રત્યેક કાર્યમાં સંદેહ રહે છે અને તે જે કંઇ કરે છે તે સઘળું અચકાતાં અચકાતાં કરે છે. તેને દરેક કાર્ય કરવામાં ભય લાગે છે અને રાત્રિદિવસ એજ ચિંતા-રહ્યા કરે છે કે પોતે કરેલા પરિશ્રમનું સુફળ મળશે કે નહિ. તે હમેશાં કોઇની સાહાય્યની અપેક્ષા રાખ્યા કરે છે. તેનામાં એટલું આત્મબળ નથી હોતું કે તે પોતે વિચાર કરે અને જે પોતાને ઉચિત જણાય તે કાર્ય કરી નાંખે. આ કોટિના મનુષ્યો પોતાની કાયરતા અને ખોટી મોટાઇને વશ થઇને પ્રત્યેક નિષ્ફલતાનો દોષારોપ બીજાને માથે મુકે છે. તેને હમેશાં એમ-જ થયાં કરે છે કે લોકો મારી કદર બરાબર કરતા નથી, મારૂં કાંઈ માન જાળવતા નથી અને મને તુચ્છ સમજે છે. તે પોતાનાં મનમાં સમજે છે કે જનસમાજ મારા માટે પ્રતિકૂળ વિચારો કર્યાં કરે છે. પોતાના દોષો શોધી કાઢીને તે દૂર કરવા માટે કદિ પણ તે પ્રયત્નશીલ બનતો નથી, અને હમેશાં અન્ય લોકોને પોતાના દૂષી અને શત્રુ માન્યા કરે છે. આવા માણસોને શાંતિ અપ્રાપ્ય અથવા દુષ્પ્રાપ્ય છે. તેને શાંતિની પ્રાપ્તિ કેવી રીતે થઇ શકે ? તેને તો હમેશાં એ જ ચિંતા રહ્યાં કરે છે કે સંસારમાં મારી જેવો કોઇ માણસ દુઃખી નહિ હોય, કોઇ મારા જેટલો દરિદ્ર નહિ હોય અને કોઇને પોતાનાં કાર્યમાં મારા જેટલી નિષ્ફલતા મળી નહિ હોય.

આથી ઉલટું, જે મનુષ્યોમાં આત્મ-નિર્ભરતા હોય છે તેઓના વિચારો જુદા જ પ્રકારના હોય છે. તેને તો હમેશાં એ જાણવાની ધૂન લાગેલી હોય છે કે મારામાં કયા કયા દુર્ગુણો રહેલા છે અને હું એ સર્વને કેવી રીતે દૂર કરી શકું. તેને આ વાતનું સંપૂર્ણ ભાન થયું હોય છે કે બાહ્ય પ્રભાવોને જીતવાની મારામાં શક્તિ રહેલી છે. તે સારી રીતે જાણતો હોય છે કે જીંદગીમાં અનેક કઠિનતાઓ ઉપ-સ્થિત થાય છે. જે જે મહાપુરૂષો થઇ ગયા છે તે સર્વને અનેક વિપત્તિઓ અને મુસ્કેલીઓની સામા થવું પડયું હતું. આપત્તિઓથી ડરવું એ કાયર પુરૂષોનું કામ છે. આપત્તિઓની સામા થવામાં અને તે સહન કરવામાં જ ખરૂં વીરત્વ રહેલું છે. તે એમ સમજે છે કે પોતાને જે નિષ્ફલતા મળી છે તે સ્થાયી નથી, પરંતુ ક્ષણમાત્રને માટે જ છે, તેથી નિષ્ફલતાથી નિરાશ થવું જોઇએ નહિ. સતત ઉદ્યોગપરાયણ રહેવાથી એક દિવસ સફલતા મળશે જ. જેવી રીતે રેલ્વેની મુસાફરી કરતાં કોઈ કોઇ સ્થળે બન્તે બાજુએ ટેકરીઓ હોવાથી અલ્પ સમયને માટે અંધારૂં થઇ જાય છે, પરંતુ તે રસ્તામાંથી નિકળ્યા પછી ઉજ્વળ પ્રકાશ નીકળે છે તેવીજ રીતે આપણાં જીવનમાં પણ બને છે. નિષ્ફલતાનું અંધારૂં અલ્પ સમયપર્યંત પ્રવર્તમાન રહે છે, પરંતુ તે પછી સફલતાનું ઉજ્વળ તેજ પ્રકાશમાન થાય છે.

તે મનુષ્યો જ સૌથી અધિક બલવાન ગણાય છે કે જેઓમાં આત્મ-નિર્ભરતાના ગુણોનો સંચાર થયેલો હોય છે. જે ગુણમાં સર્વ આવશ્યકીય ગુણોનો સમાવેશ થઇ જાય છે. અને જો એમ નથી હોતું તો તે મનુષ્યોને બલહીન લેખવામાં આવે છે. આવા મનુષ્યોનું અધઃપતન થવામાં એક ક્ષણની પણ વાર લાગતી નથી. આવા પ્રકારના મનુષ્યોથી વસાયલો દેશ સર્વદા શત્રુઓથી ઘેરાયલો રહે છે, તેઓનો નાશ શત્રુઓ ક્ષણવારમાં કરી શકે છે. આવો દેશ કદિ પણ પરતંત્રતાની

:થી મુક્ત થઇ સ્વતંત્રતા ભોગવી શકતો નથી, અને સર્વદા
ત્રની બેડીઓમાં જકડાયલો જ રહે છે. કોઈ પણ દેશ વા જાતિ-
સ્વતંત્રતાનો આધાર એક જ વાત પર રહેલો છે, તે એ છે કે
શ વા જાતિની વ્યક્તિઓમાં આંતરબળ કેટલું રહેલું છે અને
પોતે પોતાની સ્થિતિને અચળ રાખી શકે એમ છે કે નહિ.
ઓથી સુરક્ષિત રહેવા માટે પોતામાં બલની આવશ્યકતા છે. જેમ
ઇને માટે આ નિયમ છે તેમ પૃથક્ પૃથક્ વ્યક્તિઓને માટે પણ
જ નિયમ છે, કારણ કે વ્યક્તિઓના સમૂહથી જાતિ અથવા દેશ
ા હોય છે. કોઇ પણ દેશ વા જાતિનો ઇતિહાસ ભિન્ન ભિન્ન વ્યક્તિ-
ાં જીવનચારિત્રોનો સંગ્રહ છે. ઇતિહાસ અને જીવનચરિત્રોમાં એટલો
ેદ છે કે દેશ અથવા જાતિનાં જીવનચરિત્રને ઇતિહાસ કહેવામાં
છે અને વ્યક્તિઓના ઇતિહાસને જીવનચરિત્ર કહેવામાં આવે છે.

આ એક સર્વમાન્ય બાબત છે કે જે મનુષ્ય આપત્તિને સમયે
રહે છે અને મુશ્કેલીઓની સામે વીરતાપૂર્વક થાય છે તે જ પો-
આંતરબળ ઉપર નિર્ભર રહી શકે છે. તેને કોઈ અન્ય મા-
ની સાહાય્યની અથવા સહાનુભૂતિની અપેક્ષા હોતી જ નથી. તે
પોતાના ઉપર જ નિર્ભર રહે છે. જો કદાચ કોઈ મનુષ્ય અથવા
સમાજ બીજાના ઉપર નિર્ભર રહીને કાર્ય કરે છે તો સમજવું
ની અવનતિનો સમય નજીક આવ્યો છે અને તેનું અધઃપતન
માં હવે જરા પણ વાર નહિ લાગે. ઇતિહાસનાં વાંચનથી સહુ
ને સુવિદિત છે કે જ્યાંસુધી મુગલ પાદશાહો પોતે કાય-તત્પર
ા હતા ત્યાંસુધી મુગલ સામ્રાજ્યની ચઢતી દશા હતી અને મુગલ
શાહો અખિલ ભારતવર્ષના સમ્રાટ્ બની રહ્યા હતા; પરંતુ જ્યાર-
તેઓએ પોતાનાં કાર્યોની લગામ પોતાના કર્મચારીઓના હાથમાં
ી અને તેઓ પોતે મોજશોખ-એશઆરામ ભોગવવા લાગ્યા ત્યાર-

થી અવનતિનાં ચિહ્નો દૃષ્ટિગત થવા લાગ્યાં અને છેવટે મુગલ સામ્રાજ્યનું અધઃપતન પલવારમાં થઇ ગયું. રોમવાસીઓની પણ આવી જ દશા થઈ હતી. જ્યારથી રોમવાસીઓએ સ્વાવલંબનનો ત્યાગ કર્યો અને પોતાનાં કાર્યો યુદ્ધમાં પકડાયલા કેદીઓને સોંપ્યા ત્યારથી તેમના દેશના અધઃપતનનો આરંભ થયો અને તે લોકોમાં આલસ્ય, ભીરૂતા, દુર્બલતા અને કાયરતા આદિ દુર્ગુણોનું પ્રાબલ્ય વધવા લાગ્યું. આનું પરિણામ એ આવ્યું કે રોમવાસીઓ જેવા બલવાન અને વિજયી લોકો નિર્બળ અને સાહસહીન બની ગયા. આ ઐતિહાસિક બીનાથી સાબીત થાય છે કે બીજા લોકો ઉપર નિર્ભર રહેવાથી મનુષ્ય નિર્જીવ અને નિર્બળ બની જાય છે અને તે પુરૂષત્વના ગુણથી રહિત થઇ જાય છે. આટલું તો ચોક્કસ છે કે આત્મનિર્ભરતા જેવા મહાન્ સદ્‌ગુણની પ્રાપ્તિ માટે અનેક મુસ્કેલીઓ સહન કરવી તે પુરૂષોનું કાર્ય છે, અને સંસારમાં એજ કર્ત્તવ્યનો માર્ગ છે, એજ જીવનસંદેશ છે. ઘણા મનુષ્યો એટલા બધા આળસુ, સુસ્ત અને દુર્બળ હોય છે કે કોઇ મુસ્કેલીની સામે થવાની અથવા તે સહન કરવાની વાત તો દૂર રહી, પણ પોતે પોતાના શરીરનો ભાર પણ ઉપાડી શકતા નથી અને સ્હેજસાજ સૂર્યની ગરમી પણ સહન કરી શકતા નથી. આ પ્રકારના મનુષ્યો કેવળ ભોગવિલાસમાં પોતાનું જીવન વહન કરે છે અને જગત્‌માં કંઈ પણ ઉપયોગી કાર્ય કરી શકતા નથી.

જે સમયે ઇરાનનો પાદશાહ **નાદિરશાહ** દિલ્હી સુધી પહોંચ્યો અને તેણે લુંટફાટ શરૂ કરી તે સમયે દિલ્હીનો પાદશાહ **મહમ્મદશાહ** પોતાના મ્હેલમાં મોજ કરી રહ્યો હતો. જ્યારે **નાદિરશાહ** શાંતિ ધારણ કરીને દિલ્હીના સમ્રાટ્‌ને મળવા આવ્યો તે સમયે બન્ને વચ્ચે થયેલી વાતચીતનો ઉલ્લેખ અત્ર અસ્થાને નહિ ગણાય. ઉન્હાળાની રૂતુ હોવાથી **મહમ્મદશાહે** બારીક મલમલનું પહેરણ પહેર્યું હતું, તેની બન્ને

બાજુએ પંખા ચાલી રહ્યા હતા અને ગુલાબજળ છંટાતું હતું. આવી રીતે મહમ્મદશાહ નાદિરશાહનો સત્કાર કરવા માટે દરવાજા સુધી આવ્યો હતો. ગરમી સખ્ત હતી છતાં નાદિરશાહે જાડો ડગલો પહેર્યો હતો. જ્યારે મહમ્મદશાહે નાદિરશાહને આવા પોશાકમાં જોયો ત્યારે તેને આશ્ચર્ય થયું અને તેણે પૂછ્યું કે, “આપ આવી સખ્ત ગરમીમાં આવો જાડો ડગલો કેવી રીતે પહેરી શકો છો?” નાદિરશાહે જવાબમાં જણાવ્યું કે, “પાદશાહ સલામત, આ ડગલો પહેરીને હું ઇરાનથી હિંદુસ્તાન સુધી આવ્યો છું, જ્યારે આપ આ બારીક પહેરણ પહેરીને દરવાજા સુધી પણ મહા મુશીબતે પહોંચી શકયા છો તે જોઇ મને આશ્ચર્ય થાય છે.” આનું તાત્પર્ય એ છે કે કષ્ટ અથવા મુશીબતો સહન કરનાર મનુષ્ય સઘળું કરી શકે છે; પરંતુ નાજુક યાને મુલાયમ તબિયતવાળા મનુષ્યથી કંઇ પણ કાર્ય થઇ શકતું નથી. તેથી જ જો કોઇ પણ મનુષ્યને ઉચ્ચ પદ પર પહોંચવાની અભિલાષા હોય તો તેણે પોતે પોતાના ઉપર નિર્ભર રહેવું જોઇએ. જે બાબતમાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેમાં બીજા ઉપર કદિ પણ નિર્ભર રહેવું જોઇએ નહિ. અત્ર એક વાત સ્મરણમાં રાખવાની છે કે હું સર્વ કાંઇ કરી શકું છું એવો ખોટો ઘમંડ રાખવો તેનું નામ આત્મ–નિર્ભરતા નથી. પ્રત્યેક કાર્ય કરવાની શક્તિનેજ આત્મ–નિર્ભરતા કહે છે. આવો મનુષ્ય એક મજબૂત સ્થંભ સમાન ગણાય છે.

આત્મ–નિર્ભરતા પ્રાપ્ત કરવા માટે એ જરૂરનું છે કે મનુષ્યે બીજાઓને સહાયતા કરવાને તૈયાર રહેવું, પરંતુ પોતે કોઇની સહાયતાની શોધમાં રહેવું જોઇએ નહિ. જીવનના આરંભકાળથી પ્રત્યેક મનુષ્યે એમજ માનવું કે આ જીવન એક એવા પ્રકારનું યુદ્ધ છે કે જેમાં મારે પોતાને જ લડવાનું છે અને યોદ્ધા બનવાનું છે. આ યુદ્ધમાં ભાડુતી લશ્કરથી કામ ચાલતું નથી અને બીજાઓના લડવાથી વિજય

પ્રાપ્ત કરી શકાતો નથી. વળી આ યુદ્ધમાં ઉતર્યા વગર પણ ચાલી શકે તેમ નથી. યુદ્ધમાં ન ઉતરવું અથવા તેમાંથી નાશી જવું તેનું નામ જ મૃત્યુ છે. અન્ય મનુષ્યો તમને સાહાય્ય કરી શકે તેમ નથી. તેઓને પોતાનાં અનેક કાર્યો કરવાનાં હોય છે. તમને સહાયભૂત થવા જેટલો તેઓને અવકાશ નથી; માટે જ તમારે પોતાને જ લડવું પડશે આ જીવન-સંગ્રામમાં વિજયપ્રાપ્તિનો એકજ ઉપાય છે અને તે આત્મ-નિર્ભરતા જ છે.

જે જે વસ્તુઓની તમે તમારામાં ન્યૂનતા જુઓ તે પૂર્ણ કરવાનો ઉદ્યોગ આદરો. જો તમારી ઇચ્છા સરસ વાતચીત કરતાં શીખવાની હોય તો તમે એવાં કાર્યોમાં પ્રવૃત્ત બનો કે જેમાં તમારે બોલવાની જરૂર પડે. જો તમારૂં ચિત્ત શોકાતુર રહેતું હોય અને તમારો સમય આનંદમાં વ્યતીત ન થતો હોય તો તમારે હસમુખા મનુષ્યોની સંગતિ કરવી જોઇએ. આમ કરવામાં તમને ગમે તેટલું કષ્ટ વેઠવું પડે એમ હોય તોપણ તેની પરવા ન કરો. કદિ તમને તમારામાં કોઇ શક્તિનો અભાવ માલુમ પડે, પરંતુ એ શક્તિ કોઇ અન્ય મનુષ્યમાં જોવામાં આવતી હોય તો તમારે તેની ઇર્ષ્યા કદાપિ કરવી જોઇએ નહિ, તેમજ તે જોઇને તમારે મનમાં શોચ પણ કરવો જોઇએ નહિ; પરંતુ તમારે તેને જોઇને પ્રસન્ન અને આનંદિત બનવું જોઇએ, અને તેણે ઉક્ત શક્તિ જે માર્ગથી મેળવી હોય તે માર્ગથી તમારે તે મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. તમે આત્મ-નિર્ભરતા ઉપર વિશ્વાસ રાખો અને તમારાં પોતાનાં કર્ત્તવ્યનું રૂડી રીતે પાલન કરવામાં પ્રવૃત્તિશીલ રહો. તે શક્તિ તમને અવશ્ય પ્રાપ્ત થશે જ. પ્રત્યેક વ્યક્તિએ જાણવું જોઇએ કે તે પોતે એક મહાન્ ખજાનો છે એટલુંજ નહિ પણ એક મોટી ખાણ છે, જે અમૂલ્ય રત્નોથી ભરેલી છે. તે રત્નોને ઉદ્યોગ કરીને બહાર પ્રકાશમાં આણવાની જ માત્ર આવશ્યકતા છે; પરંતુ એટલું યાદ રાખવું જોઇએ કે હાથ પગ હલાવ્યા ચલાવ્યા વગર તેની પ્રાપ્તિ થઇ શકતી નથી.

પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે દિવસાનુદિવસ પોતાની ઉન્નતિ કરવી જોઇએ અને કર્ત્તવ્યપથમાં આગળ પ્રગતિમાન બનવું જોઇએ. વિશેષે કરીને મનુષ્યો બીજાની સાહાય્યથી આગળ વધવાને પ્રયત્ન કરે છે, પરંતુ તે ભૂલભરેલું છે. બીજાની સાહાય્યથી આગળ વધવાને બદલે પોતે પોતાના બળથી જ આગળ વધવાને સતત પ્રયત્નો કરવા જોઇએ. આમ કરવાથી જ દિનપ્રતિદિન ઉન્નતિ થતી રહેશે અને સર્વ દિશામાં પ્રગતિ વધતી જશે. જગતમાં જે જે મનુષ્યોએ પોતાની ઉન્નતિ સાધી છે તે સહુએ એક જ વાત પર પૂર્ણ લક્ષ આપ્યું હોય છે કે પ્રતિદિન પાછલા દિવસ કરતાં અધિક ઉન્નતિ થવી જોઇએ. "પરમ દિવસ કરતાં ગઈ કાલે હું કંઇક આગળ વધ્યો છું અને કાલ કરતાં આજે વિશેષ આગળ વધી શક્યો છું, અને આજ કરતાં આવતી કાલે જરૂર વધારે આગળ વધાશે." એ વિચાર પર સફલતાનો મુખ્ય આધાર રહેલો છે. બીજા લોકોની સાથે તુલના અથવા સ્પર્ધા કરવી અને તેનાથી આગળ વધી જવાને ઉદ્યોગશીલ બનવું એ નિઃસંદેહ સ્તુત્ય છે; પરંતુ પોતાની જાતને જ પ્રતિદિન આગળ વધારવાને ઉદ્યોગ કરવા જેટલું તે સ્તુત્ય ન ગણાય. આત્મ-નિર્ભરતાથી એ વાત પ્રાપ્ત થાય છે અને એ વાતથી આત્મ-નિર્ભરતાની પ્રાપ્તિ થાય છે, અને બંનેનો પરસ્પર ગાઢ સંબંધ છે. આમ હોવાથી મનુષ્યમાત્રનું કર્ત્તવ્ય છે કે સૌએ પોતપોતાની ઉન્નતિ સાધવામાં મગ્ન રહેવું અને મુશ્કેલી અથવા ભયને વખતે હતાશ બની જવું જોઇએ નહિ. કેટલીક મુશ્કેલીઓ એવા પ્રકારની હોય છે કે જ્યાંસુધી તેનાથી આપણે બ્હીએ છીએ ત્યાંસુધી તે અત્યંત અસહ્ય જણાય છે, પરંતુ જ્યારે તે મુશ્કેલીઓને જીતવાનો પ્રયત્ન આદરવામાં આવે છે ત્યારે તે તુચ્છ ભાસે છે.

આત્મ-નિર્ભર મનુષ્યો બીજાઓના આશ્રયે કદિ પણ રહેતા નથી. તેઓ પોતે જ પોતાને માટે વિચાર કરે છે, ઉદ્યોગ કરે છે અને પો-

તાના ઉપર જ નિર્ભર રહે છે. આ ઉપરથી એમ સમજી લેવાનું નથી કે આમ કરવામાં આપણે આપણા હિતચિન્તકોની શિખામણ પણ સાંભળવી નહિ. જો તેઓ આપણને ખરા દિલથી માર્ગ બતાવે તો તે ઉપર આપણે અવશ્ય લક્ષ આપવું જોઈએ; પરંતુ જગતમાં સાચા હિતચિંતકો ઘણા થોડા જોવામાં આવે છે. આપત્તિ અથવા ભયને સમયે સત્ય હિતચિંતકોની જરૂર પડે છે, પરંતુ પ્રાયઃ એવું જ જોવામાં આવે છે કે જેઓ ખરા મિત્રો બન્યા હોય છે તેઓ ભય અથવા દુઃખ આવી પડે છે ત્યારે ખસી જાય છે. દુઃખના સમયમાં સહાયભૂત થનારા મિત્રો વિરલ હોય છે. તેથી આપત્તિના સમયમાં મનુષ્યે પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખવું જોઇએ. જેમ જેમ મનુષ્ય આપત્તિને સહન કરે છે તેમ તેમ તે સબળ બનતો જાય છે અને ક્રમશઃ અન્ય મનુષ્યોને સહાયભૂત થવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે, જેથી પરિણામે તેનાં જીવનથી હમેશાં બીજાઓને સાહાય્ય મળ્યા કરશે અને તે પોતે આત્મ-નિર્ભરતાના મહત્વનું એક જ્વલંત ઉદાહરણ ભવિષ્યની પ્રજાને પુરૂં પાડવા શક્તિવાન થઇ શકશે.

---

## ( ૧૭ ) ઉદ્યોગપરાયણતા.

---

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः
दैवेन देयमिति कापुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥

આ જીવન એક વિચિત્ર અને ગહન વસ્તુ છે. એને સંપૂર્ણતઃ જાણવાનું અથવા સમજવાનું કાર્ય અત્યંત કઠિન છે. જીવનમાં કયી કયી વસ્તુઓ ઉચિત છે, કયી વસ્તુઓ અનુચિત છે, એનો શું આદિ છે અને શુ અંત છે વગેરે મહત્વના પ્રશ્નોનું નિરાકરણ મહાન્ ધુરંધર જ્ઞાની પુરૂષો પણ એક રૂપથી કરી શકયા નથી. અનેક વિદ્વાન્ પુરૂષો ભ્રમણામાં પડીને નાસ્તિક બની ગયા છે. જો કે અનેક વિદ્વાન્ પુરૂષોએ ઉક્ત વિષયોનો વિચારપૂર્વક અભ્યાસ કરવામાં વર્ષોનાં વર્ષ વ્યતીત કર્યાં છે, તથાપિ ઘણી બાબતો એવી હોય છે કે જેનો પત્તો પણ લાગતો નથી. સત્યનું શોધન કરવામાં લોકો અત્યંત પરિશ્રમ વેઠે છે, પરંતુ એ શોધનું છેવટ એટલું જ આવે છે કે વસ્તુતઃ શું હકીકત છે તેનું ખરૂં સ્વરૂપ સમજવામાં આવી શકતું નથી.

કોઇ કોઇ વખત મનુષ્યને એટલી બધી નિરાશા ઉપજે છે કે તે ચારે તરફ અંધકાર જ જુએ છે. કોઇ વખત સંદેહનું વાદળું એટલું બધું છવાઇ રહે છે કે તેને પદાર્થોના સ્વરૂપમાં પણ વિશ્વાસ નથી રહેતો અને તેના મનમાં નાના પ્રકારની પ્રશ્નપરંપરા ઉઠવા લાગે છે. તે કહેવા લાગે છે કે " આ સઘળી માયાજાળ છે. કોઇ જીવાત્મા નથી વા કોઇ પરમાત્મા નથી. સ્વર્ગ નથી તેમજ નરક નથી. લોક પરલોક આદિ શબ્દમાત્ર છે. દયા અને ન્યાય જેવી વસ્તુ વાસ્તવિક રીતે છે જ નહિ. આખો સંસાર માયાથી પૂર્ણ છે, કોઇ સુખી છે, તો કોઇ દુઃખી છે; કોઇ રાજા છે, તો કોઈ રંક છે. કોઇ જુઠું બોલે છે, ચોરી કરે છે છતાં સુખી જીવન ગાળતા માલુમ પડે છે. કોઇ સત્યવાદી છે, નીતિમય જીવન ગુજારે છે, છતાં દુઃખપીડિત દશા અનુભવે છે. સત્પુરૂષો યૌવનકાળમાં જ કાળના કોળીયા બની જાય છે અને દુર્જનો દીર્ઘાયુષ્ય ભોગવતા જોવામાં આવે છે. આમ હોવાથી સંસારમાં રહીને કંઇ કાર્ય કરવું વ્યર્થ છે.

ખરેખરી રીતે જોતાં આ સર્વ એવી બાબતો છે કે જેનો તાત્કાલિક ઉત્તર આપવો કઠિન છે. સંસારમાં જેટલા મતમતાંતરો છે તે સર્વ આ પ્રશ્નોના ભિન્ન ભિન્ન પ્રકારના ઉત્તરો આપે છે અને એ કારણથી જ અનેકાનેક મતમતાંતરો ઉત્પન્ન થયા છે. જે જે તત્વવેત્તાઓએ એ સર્વ પ્રશ્નો ઉપર વિચાર કર્યો છે તે બધાએ પૃથક્ પૃથક્ રૂપથી એના ઉત્તર આપ્યા છે અને પોતાના ઉત્તરને યથાસંભવ યુક્તિઓથી સિદ્ધ કર્યા છે. હવે આ સ્થળે આપણું કાર્ય તેઓના સિદ્ધાંતો ઉપર વિચાર કરવાનું છે. જે જે બાબતોનો આપણો અંતરાત્મા સ્વીકાર કરે અને જે આપણને યુક્તિપુરઃસર જણાય તે સઘળી બાબતો ઉપર વિશ્વાસ રાખી આપણે જીવનનાં કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરવો જોઇએ. જીવન નિઃસાર વસ્તુ નથી. મહામુશીબતે માનવજીવનની પ્રાપ્તિ થાય છે. તેથી આવું અમૂલ્ય માનવજીવન નિરાશામાં ગુમાવી દેવું નહિ. આપણે હમેશાં યથાશક્તિ ઉદ્યોગ કરતા રહેવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે. પ્રત્યેક મનુષ્યે આવો નિશ્ચયાત્મક સંકલ્પ કરી લેવો જોઈએ કે, 'હું ઉત્તમ કાર્યોની ખાતર યથાશક્તિ નિરંતર ઉદ્યોગ કરીશ અને મારા પોતાના હૃદયના પ્રકાશને હમેશાં વધારતો રહીશ. કદાચ મને સ્વીકૃત કાર્યમાં નિષ્ફલતા મળે તો પણ હું મારા કર્તવ્યકર્મથી લેશમાત્ર ચ્યુત થઇશ નહિ અને **अङ्गीकृत सुकृतिनः परिपालयन्ति ॥** એ સૂક્તને યથાર્થ રીતે અનુસરીશ. કદાપિ મારા માર્ગમાં ભય, દુઃખ અને શોકના પ્રસંગો ઉપસ્થિત થાય તો પણ હું અધીરો બની જરા પણ ગભરાઇ જઇશ નહિ.' જે મનુષ્યો આપત્તિના કઠિન પ્રસંગોની સામે થઇને યથાશક્તિ હમેશાં પોતાનું કાર્ય કર્યે જાય છે, ભૂત ભવિષ્યની ચિંતા કરતા નથી, કાર્યોનાં સારાં વા નરસાં પરિણામને લઈને પોતાના માર્ગથી વિચલિત થતા નથી તેજ મનુષ્યને શાંતિદેવીનો સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે.

અર્થાત્ તેઓ જ પૂર્ણરૂપથી શાંતિ અનુભવી શકે છે. આવા મનુષ્યો તો ચિત્તમાં શાંતિ રાખી એમજ વિચાર કરે છે કે ' હું મારી પોતાની શક્તિ અનુસાર કાર્ય કરૂં છું; પછી પરિણામ જે આવવું હોય તે આવે.'

' મારે યથાશક્તિ પ્રયત્ન સદા કરવો જોઇએ ' એ સંકલ્પને પોતાનાં જીવનનો આધાર બનાવીને એના ઉપર મનુષ્ય પોતાના મત યા દર્શનનો પ્રબંધ રચે છે. ફક્ત એટલી જ જરૂર છે કે આ જીવનને વાસ્તે જે જે સામગ્રી એકત્રિત કરી હોય તેમાં પોતાની શક્તિ અને અનુભવને સંપૂર્ણતઃ લગાવી દેવા જોઇએ. આમ કરવું એ કોઇ મતથી પ્રતિકૂળ નથી. તેમજ કોઈ ધર્મમાં બાધક ગણાતું નથી; પરંતુ જે સમયે જીવનસંગ્રામમાં કઠિનતાઓ ઉપસ્થિત થાય છે તે સમય અત્યંત ઉપયોગી તેમજ લાભદાયી ગણાય છે.

અત્ર એક વાત ખાસ લક્ષમાં રાખવા લાયક છે. તે એ છે કે કેવળ વિચારોથી કામ ચાલી શકતું નથી. જ્યાં સુધી વિચારોને કાર્યનું રૂપ આપવામાં આવતું નથી ત્યાં સુધી એકલા વિચારો નિરર્થક છે. જ્યાં સુધી મનુષ્ય અમુક નિયમને પોતાનો બનાવી લેતો નથી અથવા પ્રતિદિન વ્યવહારમાં યોજતો નથી ત્યાં સુધી ઉક્ત નિયમ ઉપયોગી થઇ શકતો નથી. જ્યાંસુધી વિચારરૂપી બીજમાંથી કાર્યરૂપી ફળફુલની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી વિચાર વ્યર્થ છે. આ એક સર્વના અનુભવની વાત છે કે જો આપણે બેઠાં બેઠાં વિચારો કર્યા કરીએ કે શસ્ત્રનો ઉપયોગ આમ કરવો જોઇએ અને તેમ કરવો જોઇએ, પરન્તુ શસ્ત્રને હાથમાં કદિ પણ ન લઇએ, તો રણસંગ્રામમાં કદાપિ સફલતા મળી શકતી નથી.

જે મનુષ્ય શુદ્ધ હૃદયથી પ્રત્યેક કાર્ય યથાશક્તિ ઉદ્યોગપૂર્વક કરવાની ઇચ્છા રાખે છે તેનાં જીવનમાં આ વાત પ્રતિપલ પ્રકટ થયા કરે છે. તુચ્છમાં તુચ્છ કાર્યમાં પણ પૂર્ણ ઉદ્યોગની આવશ્યકતા છે.

સહુ કોઇ જાણે છે કે સૂર્ય કેવળ મોટી વસ્તુઓ ઉપર પ્રકાશતો નથી; પરંતુ જમીન ઉપર પડેલી નજીવી વસ્તુઓ ઉપર તેમજ મોટા પર્વતોના શિખરો ઉપર સરખી રીતે તેનો તેજસ્વી પ્રકાશ પડે છે. જે રાસાયણિક ગુણ સમુદ્રનાં પાણીમાં રહેલો છે તે પાણીના એક બિંદુમાં પણ રહેલો છે. એ મુજબ કાર્ય કરતી વખતે આપણે એમ વિચાર ન કરવો જોઇએ કે આ કામ નજીવું છે, તેથી તેમાં વધારે ધ્યાન આપવાની જરૂરીયાત નથી. ન્હાનાં મોટાં સર્વ કાર્યો યથાશક્તિ ઉત્તમ રીતિથી કરવાં જોઈએ. કોઇ પણ કાર્ય ગમે તેટલું ન્હાનું હોય તો પણ તે હમેશાં ઉત્તમ રીતે કરવું જોઇએ. કદાચ કાર્ય હલકું હોય તો પણ આપણું હૃદય તેમાં પુરેપુરૂં લગાવીને તેને ઉચ્ચ કોટિનું બનાવવા પ્રયત્નો કરવા જોઇએ.

નજીવી વાતો તરફ બેદરકારીથી દુર્લક્ષ રાખવું તે કદી પણ યોગ્ય નથી. ન્હાનાં ન્હાનાં કાર્યો તરફ આપણે બેદરકાર રહેશું તો મોટાં મોટાં કાર્યોમાં કદિ સફલતા મળી શકશે નહિ. મોટાં કાર્યો સારી રીતે કરવા માટે એ જરૂરનું છે કે આપણે ન્હાનાં કાર્યો સારી રીતે કરવાં જોઇએ. કોઈ પણ કાર્ય જેવું થવું જોઈએ તેવું જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી મનુષ્યે સંતુષ્ટ થવું જોઇએ નહિ. અત્ર એટલું સ્મરણમાં રાખવાનું છે કે જે કાર્ય કરવા યોગ્ય હોય છે તે અવશ્યમેવ સારૂં કરવાને યોગ્ય હોય છે.

જે મનુષ્ય હમેશાં યથાશક્તિ ઉત્તમ રીતિથી કાર્ય કરવામાં ઉદ્યોગપરાયણ રહે છે તે તીક્ષ્ણબુદ્ધિ અને ચાલાક બને છે. નજીવી વાતોમાં પણ તે પોતે ધ્યાન રાખતાં શીખે છે. જગતના લોકો પોતાનું કાર્ય જોઇને શું કહેશે તેની તે દરકાર રાખતો નથી; પરંતુ તે તો એક જ વાત ધ્યાનમાં રાખે છે કે જે કાર્ય હું કરૂં છું તે પોતાને કરવા યોગ્ય છે કે નહિ. બીજા લોકો પોતાનાં કાર્ય વિષે કેવા વિચારો

બાંધે છે તેની મુંઝવણમાં જે મનુષ્ય પડે છે તે કંઇ પણ કરી શકતો નથી અને તેને કદિ શાંતિ પણ મળી શકતી નથી. સામાન્ય જન-સ્વભાવ જ એવો છે કે આપણે સારામાં સારૂં કાર્ય કરશું તો પણ લોકો તેમાં કાંઇને કાંઈ દોષ શોધી કાઢવા મથશે જ. કાર્યના પ્રમાણમાં બીજા લોકોનો વિરોધ હોય છે જ. જો આપણે આ વિરોધના કારણથી કાર્ય કરવાનું તજી દઇએ તો કંઈ પણ કાર્ય થઈ શકતું નથી. આથી જ મનુષ્યે એટલું જ કરવું ઉચિત છે કે પોતાનું કાર્ય સારૂં, ઉપયોગી અને યોગ્ય છે કે નહિ એટલો જ તેણે વિચાર કરવો જોઇએ. આપણો અંતરાત્મા સાક્ષી પુરે કે અમુક કાર્ય સારૂં છે, કરવા યોગ્ય છે, તો પછી જગતના વિરોધની લેશ પણ પરવા કરવાની જરૂર નથી અને નિઃશંક બનીને આપણે આપણાં કાર્યમાં તત્પર બનવું જોઇએ.

ન્હાની ન્હાની વાતોમાં ધ્યાન રાખવાથી જ મનુષ્ય મોટી વાતોમાં સાવધાન રહેતાં શીખી શકે છે. જે મનુષ્યની હમેશની વાતચીતમાં બેદરકારી જોવામાં આવે છે, જરા વાત કરવામાં પણ અચકાય છે અને ભૂલો કરે છે તે મનુષ્યમાં વકતૃત્વ ખીલે એવી કદાપિ આશા રાખી શકાતી નથી. જે મનુષ્ય પ્રત્યેક વાતમાં ઉત્તમતા દર્શાવે છે તે જ મનુષ્ય પોતાનું જીવન ઉત્તમ રીતિથી વહન કરી શકે છે. કોઇ માણસના વિષે એમ કહેવામાં આવે કે તે પોતાનું કાર્ય ઉત્તમ રીતિથી કરે છે તો તેનો અર્થ એમ છે કે તે પોતાની ચિત્તવૃત્તિઓને કાર્યમાં ઘણી સારી રીતે પરોવી શકયો છે અને પોતાના જીવનને ઉપયોગી બનાવી શકયો છે. આવા મનુષ્યમાં કૃત્રિમતાનો લેશ પણ આભાસ હોતો નથી. માનસિક અને શારીરિક શકિતઓનો સદુપયોગ એ જ શિક્ષણનો વાસ્તવિક હેતુ છે. ઉકત મનુષ્યમાં એ બન્ને શકિતઓ પોતાનાં કાર્યો સારી રીતે બજાવતી હોય છે. આવો માણસ

કોઈ પણ વાત જાણવા માત્રથી સંતોષ માનતો નથી, પરંતુ જો તે સારી હોય છે તો તે તેનું તત્કાળ ગૃહણ કરી લે છે.

કેટલાક મનુષ્યો દૈવ પર અનુચિત વિશ્વાસ રાખીને પોતાની જાતને તુચ્છ અને અયોગ્ય બનાવી મુકે છે. તેઓ એમ સમજે છે કે અમુક મનુષ્ય સુખી છે અથવા તો આનંદમાં છે તેનું કારણ એ છે કે તેનું ભાગ્ય સારૂં છે. તે પોતે ઉદ્યોગ કરતો નથી, પરંતુ એમ જ સમજે છે કે મારૂં ભાગ્ય જ ખરાબ હોવું જોઇએ કે જેથી મને મારા કાર્યમાં સાફલ્ય મળ્યું નહિ. તે પોતાનાં જીવનની લગામ કેવળ ભાગ્ય ઉપર જ છોડી દે છે. તેને એમ ખબર નથી હોતી અથવા તે વિચાર પણ નથી કરતો કે બીજાની સફલતાનું કારણ તેનું ભાગ્ય નહિ, પરંતુ તેની દૃઢતા, વીરતા, એકાગ્રતા અને કાર્યતત્પરતા છે. વળી તે મસ્ત દશામાં પડયો રહી સમયનો પણ કંઇ વિચાર કરતો નથી. તે તો એવા વિચારોમાં મગ્ન રહે છે કે 'જે ભાગ્યમાં લખ્યું હશે તે ઘરે બેઠાં મળી રહેશે. પાતાળમાંથી નીકળીને લક્ષ્મી સ્વયં ચાલી આવશે.' આવા મનુષ્યોને સંસારમાં કદિ પણ સફલતા મળી શકતી નથી, તેઓ દિવસાનુદિવસ આળસુ, નિરૂદ્યમી અને સાહસહીન બનતા જાય છે, અને ધીમે ધીમે બીજા લોકોની ઇર્ષ્યા કરવા અને તેઓની સાથે દ્વેષથી વર્તવા લાગે છે. આવા મનુષ્યો સંસાર અને સમાજને ભારરૂપ લેખાય છે. જે દેશમાં આવા લોકો મોટા પ્રમાણમાં વસતા હોય છે તે દેશ સમય જતાં રસાતળ જાય છે એ નિર્વિવાદ છે. જે દેશના મનુષ્યો સાહસિક વૃત્તિવાળા, પરિશ્રમી અને ઉદ્યોગી હોય છે તે દેશ અલ્પ સમયમાં ઉન્નતિના શિખરે પહોંચી શકે છે. જ્યારથી ભારતવાસીઓ પુરૂષાર્થની અવજ્ઞા કરવા લાગ્યા અને પુરૂષાર્થહીન બની દૈવ ઉપર અંધ વિશ્વાસ રાખવા લાગ્યા ત્યારથી ભારતવર્ષની પતિત અવસ્થાનો આરંભ થયો છે એ વાતની ના પાડી શકાય તેમ નથી.

ખરેખરા ઉદ્યોગપરાયણુ મનુષ્યો કદિ પણુ હતોત્સાહ બનતા નથી. તેઓ નિષ્ફલતાને ભાગ્યજન્ય સમજતા નથી, પરંતુ સફલતાનું કારણુ માને છે. 'નિષ્ફલતામાં જ સફલતા રહેલી છે' એ વચન ઉપર તેઓને સંપૂર્ણ પ્રતીતિ હોય છે; અને તેથી જ તેઓ નિષ્ફલતા અને મુસ્કેલીઓની લેશ પણુ પરવા કરતા નથી. પરંતુ પુનઃ પુનઃ યથાશક્તિ પરિશ્રમ અને ઉદ્યોગ કર્યા કરે છે. ઉદ્યોગની સામે સફલતા હાથ જોડીને ઉભી રહે છે. આજે સફલતા ન મળી તો કાલે પુનઃ ઉદ્યોગ કરવો. એટલું તો ચોક્કસ છે કે પરિશ્રમ અને ઉદ્યોગ બરાબર રીતે સતત કરવાથી કોઇ ને કોઇ દિવસે સફલતા અવશ્ય મળશે જ. જો મનુષ્ય યથાશક્તિ ઉદ્યોગ કરે અને હમેશાં નવીન શક્તિ તથા નવીન ઉત્સાહપૂર્વક કામ કરે તો સફલતા ન મળે એ વાત અસંભવિત છે. એક વિદ્વાનનું કથન છે કે "સફલતા વા નિષ્ફલતાનો બિલકુલ વિચાર ન કરો, યથાશક્તિ ઉદ્યોગ યાને પુરૂષાર્થ કર્યા કરો અને પોતાની શક્તિઓનો સદુપયોગ કરતા રહો. નિરંતર ઉદ્યોગપરાયણુ રહેવામાં સફલતા રહેલી જ છે."

સફલતા પ્રાપ્ત કરવાનું કાર્ય કઠિન છે એ વાત નિઃસંદેહ છે. પરંતુ લોકો માને છે તેટલું તે કઠિન નથી. ઘણુા મનુષ્યો એવા હોય છે કે જેઓને પ્રત્યેક કાર્યમાં સંદેહ રહે છે. તેઓ સદા એવું કહે છે કે સફલતા મળશે એવી કોઇ ખાતરી આપે તો કાર્ય થઇ શકે. તેઓને એવો ભય પણુ રહે છે કે કદાચ અમારા કામની કોઇ કદર ન કરે. આવા મનુષ્યોનું જીવન કદાપિ ઉત્તમ કોટિનું કહી શકાતું નથી. તેઓ પોતે પોતાની ઉન્નતિ સાધવામાં મુસ્કેલીઓ ઉભી કરે છે. પોતાના આલસ્યને લઇને કાર્ય ન કરવાનાં ખોટાં બ્હાનાં બતાવ્યા કરે છે. આ પ્રકારે તેઓનું બળ દિવસે દિવસે ઘટતું જાય છે અને અંતે એક પણુ ઉપયોગી કાર્ય તેઓ કરી શકતા નથી. પ્રત્યેક મનુષ્યે યુક્તિ-

પુરઃસર કાર્ય કરવાની પોતામાં શક્તિ ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે.

મનુષ્યોમાં આત્મનિર્બલતા ઉત્પન્ન થવાનું એક એ પણ કારણ છે કે તેઓમાં વૃદ્ધાવસ્થાના વિચારો ઉત્પન્ન થાય છે. તેઓ એમ વિચારે છે કે હવે તો અમે વૃદ્ધ બની ગયા અને તેથી કાંઇ કરી શકવાના નથી હવે તો બીજા જન્મમાં કરશું. વૃદ્ધાવસ્થાના આ ભયથી આત્મ-વિશ્વાસ ન્યૂન થઇ જાય છે. કદિ કોઇ તેઓને ઉન્નતિ સાધવાનું કહે તો વૃદ્ધાવસ્થાથી ડરનારા મનુષ્યો કહેવા લાગે કે "ભાઇ, તમારૂં કહેવું યથાર્થ છે. અમને અમારી ઉન્નતિ સાધવાની ઇચ્છા થાય છે, પરંતુ પહેલાં તે વાત તમે કરી હોત તો તે દિશામાં પ્રયત્ન થઇ શકત. હવે તો અમારા કેશ સફેત થઇ ગયા અને તેથી અમારે માટે તો તેમ કરવાનો સમય ચાલ્યો ગયો છે. યુવાવસ્થામાં જ જે કાર્ય કરવું હોય છે તે થઇ શકે છે." પરંતુ નહિ, આવા નબળા વિચારો કરવા તે એક પ્રકારની ભૂલ છે. હવે કાર્ય કરવાનો સમય ચાલ્યો ગયો છે એવો વિચાર કદિ પણ ન કરવો. સત્યની શોધ કરવાને વાસ્તે અને તેને પોતાના જીવનમાં સંમિલિત કરવાને વાસ્તે એમ કદિ પણ ન સમજવું કે યોગ્ય સમય વ્યતીત થઇ ગયો છે. માત્ર અધિક ઉદ્યોગ કરવાની અને અધિક ચિત્ત ચોંટાડવાની જ આવશ્યકતા છે. જે મનુષ્યમાં આત્મવિશ્વાસ છે તે કદાપિ એમ નથી વિચારતો કે અમુક કાર્ય કરવાનો હવે સમય રહ્યો નથી. જ્યાંસુધી શ્વાસોશ્વાસ ચાલતા હોય છે ત્યાં સુધી મનુષ્ય આત્મોન્નતિ કરી શકે છે. વૃદ્ધાવસ્થામાં કાર્ય કરવામાં પરિશ્રમ વિશેષ પડે છે એ ચોક્કસ છે, પરંતુ આત્મવિશ્વાસ-ના બળથી ઉદ્યોગપરાયણ મનુષ્ય તેની પરવા કરતો નથી. તેનું આત્મ-બળ તેને હમેશાં યુવાન જ રાખે છે. તેને નવી નવી વાતો જાણ-વાની મળે છે જેથી તે હમેશાં ઉત્સાહિત રહે છે. આ વાતના સમ-ર્થન રૂપે અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે, જેનાથી આપણને

પ્રતીત થાય છે કે અનેક દેશી યા વિદેશી લોકોએ મોટી ઉમ્મરે પહોંચ્યા પછી ઉદ્યોગ કરવાનો પ્રારંભ કર્યો હતો અને આખરે સંપૂર્ણ સફલતા મેળવી હતી. ફારસી ભાષાના સુપ્રસિદ્ધ કવિ અને ગ્રંથકાર શેખસાદીએ પોતે એક સ્થળે લખ્યું છે કે 'મારી ચાલીશ વર્ષની વય થઇ ત્યાં સુધી મને કંઇપણ આવડતું નહોતું.' આટલી મોટી ઉંમર સુધી તેને કોઇ પણ ભાષાનો એક પણ અક્ષર આવડતો નહોતો; પરંતુ એ જ શેખસાદીએ એવાં એવાં મહત્વપૂર્ણ પુસ્તકો લખ્યાં છે કે જેની ધુરંધર વિદ્વાનો મુક્તકંઠે પ્રશંસા કરે છે. સુવિખ્યાત તત્વવેત્તા સૉક્રેટીસે વૃદ્ધાવસ્થામાં સંગીતકળા શીખવાનો પ્રારંભ કર્યો હતો. કૅટોએ એંશી વર્ષની ઉમ્મરે યુનાની ભાષા શીખવાનું શરૂ કર્યું હતું. પ્લુટાર્કે પણ એંશી વર્ષની ઉમ્મરે લૅટીન ભાષાનો અભ્યાસ પૂર્ણ ઉત્સાહથી શરૂ કર્યો હતો. જે લોકો વૃદ્ધાવસ્થાના ભયથી કાર્ય કરવામાં હતોત્સાહ બની જાય છે તેઓને ઉપરોક્ત ઉદાહરણોથી પ્રોત્સાહન મળવું જોઇએ. જ્યાં સુધી મનુષ્ય પોતે બંધ કરી દેતો નથી ત્યાં સુધી સત્ય અને ઉત્તમ જીવનનો માર્ગ કદિ પણ બંધ થતો નથી. જો મનુષ્ય આ વાત સારી રીતે સમજીને ગ્રહણ કરે, તેના પર વિશ્વાસ રાખે અને તેને પોતાના જીવનનો ઉદ્દેશ બનાવી લે તો પછી મનુષ્યની ઉન્નતિની કશી સીમા રહેતી નથી. મનુષ્યનું તો એ જ કર્તવ્ય છે કે તેણે સર્વદા યથાશકિત ઉદ્યોગ કરતાં રહેવું, ચિત્તમાં અશાંતિ જરા પણ આવવા દેવી નહિ અને પોતાના ઉદ્યોગનું શું પરિણામ આવશે તેની લેશ પણ પરવા કરવી નહિ.

આત્મનિર્બળતાનું એક બીજું પણ કારણ છે. એ છે કે પ્રાયે કરીને મનુષ્ય એમ સંકલ્પ કરે છે કે અમુક કાર્ય જો અમુક પ્રકારે કર્યું હોત તો અમુક પરિણામ આવત. આવા સંકલ્પવિકલ્પ કરવામાં સમય અને શકિતનો વ્યર્થ ઉપયોગ થાય છે. જે બનવાનું હતું તે

બન્યું, તેને માટે શોચ કરવો ફોકટ છે, પરંતુ જે બનવાનું છે તેના પર તો વિચાર કરવો જોઇએ. જે મનુષ્ય ભૂતકાળની બાબતોને માટે શોચ કર્યા કરે છે તે ભવિષ્યનાં કાર્યો પણ બગાડી મુકે છે; તેથી તેને કોઇ પણ કાર્યમાં સફલતા મળી શકતી નથી. જ્યારે મનુષ્ય જીવન-સંગ્રામમાં લડતાં લડતાં થાકી જાય છે ત્યારે પ્રકૃતિદેવી તેને પ્રેમથી એમ કહેતી માલુમ પડે છે કે "પ્રિય પુત્ર! અત્યારે જે કાંઈ કાર્ય તમે હાથમાં લીધું છે તે ઉત્તમ રીતિથી કરો, એમાં જ તમારી સઘળી બુદ્ધિ અને શક્તિ પૂર્ણ રૂપથી લગાવી દો કે જેથી કરીને ભવિષ્યને માટે તમે સારી તૈયારી કરી શકો અને તમે યોગ્યતા પ્રાપ્ત કરી શકો. તમારી પાસે જે કાંઇ જ્ઞાન અને બુદ્ધિનો ખજાનો હોય તે સર્વ તમે સ્વીકારેલ કાર્ય કરવામાં લગાવી દો" જ્યારે તમે આમ કરશો ત્યારે તમને કહેવામાં આવશે કે તમે યથાશક્તિ સારૂં કર્યું છે. '**गतं न शोचेत्**' એ સૂત્ર મનનપૂર્વક હમેશાં લક્ષમાં રાખો. ભૂતકાળ તરફ નજર ન કરો; કેમકે થઇ ગયેલી બાબતો માટે પશ્ચાતાપ કરવો વ્યર્થ છે. જે વાત બની ગઇ તે કોટિ પ્રયત્નો કરવા છતાં અણબની થવાની નથી. એમાં કાંઇ પણ પરિવર્તન થઈ શકતું નથી, તેથી જ તેને માટે પશ્ચાતાપ અને શોક કરી હૃદય બાળવું નિરર્થક છે. બની ગયેલી બાબતો ઉપરથી વર્તમાન અને ભવિષ્યને માટે ધડો લેવો જોઇએ. એવી રીતે કાર્ય કરવું જોઇએ કે જે ભૂલો પહેલાં થઇ ગઈ હોય તે ફરીથી ન થવા પામે. આનું પરિણામ એ આવશે કે તમારો અનુભવ દિનપ્રતિદિન વધતો જશે, જ્ઞાન પણ વૃદ્ધિ પામતું જશે અને આ માનવજીવનનું સાધ્યબિંદુ પ્રાપ્ત કરવા તમે અવશ્ય ભાગ્યશાળી બનશો.

# (૧૮) બોધક સૂત્રો.

માયાળુ વિચારો સેવવાની ટેવ કેળવવાથી વાણી સ્વતઃ માયાળુ થાય છે.

કંઇ પણ કહેવાનું હોવું તે બોલવા માટે સૌથી સરસ તૈયારી છે.

સદ્‌ગુણ અને સત્કાર્યનો મૂલ્યવાન મુકુટ સૌ ધારણ કરી શકે છે.

નિર્હેતુક બોલવું તેના કરતાં કાંઈ ન બોલવું વધારે સારૂં છે.

જે મનુષ્ય સ્વપ્રકાશમાં ઉભો રહે તે આખા જગતને અંધકારમય ધારે છે.

આપણી વર્તમાન સ્થિતિ આપણા ભુતકાળના વિચારો અને કાર્યોનું જ પરિણામ છે.

આપણે સત્ય અને અસત્યના પરિણામ જાણતા શીખવું જોઇએ અને પછી જ તે એમાંથી પસંદગી કરવી જોઇએ.

જે માણુસને બીજા લોકોમાં વિશ્વાસ નથી હોતો તેને કોઇ પણ કાર્યમાં કોઇની સાહાય્ય મળી શકતી નથી, અને તેથી તે વિજય પ્રાપ્ત કરી શકતો નથી.

ચારિત્ર્યનો વિકાસ એ પ્રથમ ઉદ્દેશ હોવો જોઇએ.

પ્રત્યેક આશિર્વાદ તમને દેવાદાર બનાવે છે. જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે તે દેવું વાળવા તમારે તત્પર રહેવું જોઇએ.

જ્યારે વિરક્તભાવ જાગૃત થાય છે ત્યારે જ આપણા ખરા જીવનની શરૂઆત થાય છે.

કાર્ય કરવામાં આપણે વધારે શાંતિ અને ધીરજ રાખીએ તો ઓછી ભૂલો થવાનો સંભવ છે.

જે માણુસ હમેશાં સરળ અને સ્હેલાં કાર્યોને શોધતો ફરે છે તે મુસ્કેલીઓમાંથી પસાર થવાનો આનંદ અનુભવી શકતો નથી.

જ્યારે કોઈ માણુસ શોકાતુર હોય છે ત્યારે તેને સુખી અને આનંદી બનાવવાનો યત્ન કરવો તેના જેવો તેનો શોક દૂર કરવાનો અન્ય કોઇ અકસીર ઉપાય નથી.

આપણી આસપાસના લોકો સારૂં જીવન વહન કરે તે માટે તેઓને મદદગાર થવું એ આપણા દેશની સેવા કરવાનો વ્યવહારિક માર્ગ છે.

સ્વર્ગમાં મનુષ્યના દરજ્જાનું માપ તેણે પૃથ્વીપર કરેલાં કાર્યોથી થઈ શકે છે.

શુભાશુભ કાર્યોનો બદલો માણુસોને છેવટે જરૂર મળે છે.

તમારામાં રહેલું સારૂં બીજાને આપવું તે તમારા પ્રતિ સારાને આકર્ષવાની ઉત્તમ રીત છે.

નૈસર્ગિક રીતે જીવન વહન કરવામાં અને સર્વને ચ્હાવામાં જ ખરૂં સૌજન્ય રહેલું છે,—નહિ કે પવિત્ર વચનોમાં.

તમે ઇચ્છો તેવી તમારી જાતને બનાવવાની તમારામાં શક્તિ રહેલી છે.

જો આપણે ઉચ્ચગામી થઇએ તો આપણી આસપાસ રહેલા સર્વને આપણે ઉચ્ચ બનાવી શકીએ, અને જો અધોગામી થઇશું તો આપણે સર્વને અધોગતિની ખાઈમાં ધસડી જશું.

ચ્હેરાપર હાસ્યની છટા સહિત સુવા જાઓ. તેથી તમારો ચ્હેરો સુંદર થશે અને તમારી પ્રકૃતિ આનંદી બનશે.

જેનો આપણે નિરંતર વિચાર કર્યા કરીએ છીએ તેવાજ આપણે થઇએ છીએ.

તમે ઉચ્ચતર કાર્યો માટે પાત્રતા બતાવશો તો કુદરત તેવાં કાર્યો તમારા માટે નિયત કરશે જ.

એક શુભ વિચારથી માત્ર ચ્હેરો બદલાઇ જાય છે, એટલુંજ નહિ પણ આખા શરીરમાં રૂપાંતર થઇ જાય છે.

એક તેજસ્વી ચ્હેરો અનેક કિંમતી રત્નો કરતાં વધારે કિંમતી છે, અને તેથી જ તે વિરલ છે.

આપણે કંઇક સારૂં કર્યું છે તે અભિજ્ઞાનથી મૃત્યુની ભયંકરતા કંઇક અંશે ઓછી થાય છે.

જેઓએ મહાન્ પરાક્રમ ભરેલાં કાર્યો બજાવ્યાં હોય છે તેઓને મોટી મુશીબતોમાંથી પસાર થવું પડયું હોય છે.

જેમ આપણને આનંદી લોકોના સહવાસથી વિશ્રાંતિ મળે છે તેમ આપણે પણ આપણા સહવાસથી બીજા લોકોને વિશ્રાંતિ આપવી જોઇએ.

આપણા જીવનનું માપ, આપણા શ્વાસોશ્વાસથી નહિ, પણ આપણાં કાર્યોથી થાય છે.

જો તમે મુખ ઉપર મંદ હાસ્યસહિત ઉન્નતિના ગિરિ ઉપર આરોહણ કરવાનું શરૂ કરશો તો ઘણી જ સ્હેલાઇથી શિખર ઉપર પહોંચી શકશો.

મનુષ્યજીવન અનેક પ્રસંગોથી ભરપૂર છે. પ્રત્યેક સંયોગ અને બનાવને ઉન્નતિના શિખર ઉપર પહોંચવાના પગથીયારૂપ બનાવી શકાય છે.

આ જગતમાં માણસો જે કાંઇ ભલું કરે છે તે જ તેઓનું ખરૂં દ્રવ્ય છે. પ્રત્યેક મનુષ્યના હૃદયમાં જે સારૂં રહેલું છે તે જાણવા સદા યત્ન કરો.

કંઇક કાર્ય કરવું, કંઇકને ચ્હાવું, અને કંઇકને માટે આશા રાખવી એ ત્રણ જીવનનાં મુખ્ય તત્વો છે.

પ્રત્યેક દયાળુ વિચાર, સ્વાર્થત્યાગ અને ઉમદા કાર્ય મનુષ્યને પરમાત્માની વધારે અને વધારે નિકટમાં લઈ જાય છે.

ચાર વસ્તુઓ ગયા પછી પાછી આવતી નથી. ૧ ફેંકેલું તીર. ૨ બોલાયેલો શબ્દ. ૩ ગાળેલી જીંદગી. ૪ જવા દીધેલી તક.

કોઈ પણ કાર્ય કરવાની શક્તિનો જેમ જેમ ઉપયોગ કરવામાં આવે છે તેમ તેમ તેમાં વધારો થાય છે.

ઘણા ઉચ્ચાભિલાષો હોવા તે આધ્યાત્મિક દૃષ્ટિએ દ્રવ્યસંપન્ન હોવા સમાન છે; કેમકે ઉચ્ચાભિલાષોની સિદ્ધિ થશે જ.

તું પૈસાને આધીન ન બન; પણ પૈસાને તારો ગુલામ બનાવ.

પ્રેમ વિના મનુષ્ય વા દેવમાં સૌંદર્યનો અવબોધ થતો નથી.

આપણાં હૃદયમાં જે હશે તે આપણાં કાર્યોમાં પ્રત્યક્ષીભૂત થશે. જેવા આપણે છીએ તેવાં જ આપણાં કાર્યો બનશે.

જે માણસ સભ્યતા વાવે છે તે મિત્રતારૂપી સુફળ ચાખે છે; જે દયાનું રોપણ કરે છે તે પ્રેમ સંપાદન કરી શકે છે.

તમારાથી બની શકે તેટલો પ્રેમ દરેક સારી વસ્તુ પ્રત્યે રાખો. જગત્ કટુતાથી ભરેલું છે, માટે જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે જીંદગીનો પ્યાલો મધુર બનાવવાનો પ્રયત્ન કરો.

વિત્તની માફક વિદ્યાનો ઉપયોગ મનુષ્યોના ઉદ્ધાર અને મુક્તિ માટે કરવો જોઇએ; નહિ તો તે ધારનારમાં કાંઈ પણ ન્યૂનતા હોવી જોઇએ.

સર્વ મનુષ્યોમાં દૂષણો હોય છે; અને જે કોઇ દોષ વગરના મિત્રને શોધે છે તે તેવા પ્રકારનો મિત્ર મેળવી શકતો નથી. આપણે પોતે દોષોથી ભરેલા છતાં આપણે આપણી જાતને ચાહીએ છીએ, તેવી જ રીતે આપણા મિત્રોને આપણે ચ્હાવા જોઇએ.

“સર્વનું કલ્યાણ સાધવા કાર્ય કર” એ પ્રભુપ્રેરિત આદેશ આપણાં હૃદયપટમાં લખાયેલો છે, અને જ્યાંસુધી તે આદેશનો રાત્રિ-દિવસ યથાર્થ સમજણ પૂર્વક અમલ કરવામાં નથી આવતો ત્યાંસુધી આપણને લેશ પણ આરામ મળી શકતો નથી.

આપણે બધા સીધા જઈ શકીએ છીએ અને નિયત કર્તવ્ય બજાવી શકીએ છીએ.

હમેશાં જ્યારે પ્રસંગ મળે ત્યારે બને તેટલું હસો. તે એક પ્રકારનું સસ્તું ઔષધ છે.

શત્રુને બલાત્કારથી જીતવાથી આપણે શત્રુતામાં વૃદ્ધિ કરીએ છીએ, પરંતુ પ્રીતિવડે જીતીએ તો આપણને કોઇ જાતની દિલગીરી કે ગ્લાનિ થશે નહિં.

જે માણસની કંઇક કિંમત હોય છે તે જ બીજાની કિંમત કરી શકે છે. સૌંદર્યના પ્રેમમાંથી જ પૃથ્વી અને સ્વર્ગની દરેક સારી વસ્તુની ઉત્પત્તિ થયેલી છે.

પોતાના દેશબંધુઓ માટે દેહત્યાગથી માણસ બીજું વધારે શું કરી શકે ? તેઓને માટે જીવો. તે કાર્ય લાંબા સમય સુધી ચાલે એવું છે અને તેથી જ વધારે સરલ અને વધારે ઉમદા છે.

મહાન્ કાર્યો મહાન્ વારસા સમાન છે, અને તે આશ્ચર્યભૂત અસર કરે છે. માણસોએ જે કર્યું છે તેનાથી માણસ શું કરી શકે છે તે આપણે જાણી શકીએ છીએ અને માનવજાતિની શક્તિનું માપ કરી શકીએ છીએ.

ગૃહોનાં છાપરાં ઉંચાં કરવાથી નહિ, પરંતુ મનુષ્યોના આત્માની ઉન્નતિ કરવાથી તમે દેશની મોટામાં મોટી સેવા બજાવી શકશો. કેમકે નિકૃષ્ટ કોટિના આત્માઓ મોટા આવાસમાં રહે તે કરતાં ઉત્કૃષ્ટ કોટિના આત્માઓ નાના આવાસમાં રહે તે વધારે સારૂં છે.

તમે દૂષણોમાંથી છટકી શકો તેમ નથી. તમારે કોઇક વખતે તેનો નાશ કરવો જ પડશે. અને તો પછી શા માટે હમણાં જ અને વર્તમાન સ્થિતિમાં તે કાર્ય ન કરવું ?

જે માણસ સ્ત્રીના પ્રેમથી પવિત્ર થયો નથી, તેની હિંમતથી

મજબૂત થયો નથી, અને તેનાં ચાતુર્યથી દોરાયો નથી, તે કદિ ખરૂં જીવન ગુજારી શકતો નથી.

ચોક્કસ માનો કે એક મનુષ્યના હૃદયની ચાવી મેળવવાથી તમે સર્વનાં હૃદયની ચાવી મેળવી શકો છો. શુદ્ધ હૃદયથી ચ્હાવું એ જ શુદ્ધ ભાવથી જાણવા બરાબર છે, અને એક માણસને શુદ્ધ હૃદયથી ચ્હાવું તે સર્વ મનુષ્યોને શુદ્ધ હૃદયથી ચ્હાવાનું પ્રથમ પગથીયું છે.

માણસ કેટલું કાર્ય કરે છે તે કરતાં કેવા પ્રેમથી તે કાર્ય કરે છે એની જ ગણુના થાય છે.

અધઃપાત થયા પછી ઉન્નત થવામાં જ ખરી મહત્તા છે; નહિ કે આપણો કદિ અધઃપાત ન થાય તેમાં.

જે દેશની અંદર સુખી અને ઉદારચિત્ત નરદેવો વસે છે તે જ દેશ ખરેખરો સમૃદ્ધિવાન છે.

મનુષ્યજીવનનો આદ્ય સિદ્ધાંત અને હેતુ ‘ પ્રેમ ’ છે.

અસત્યને સત્ય નથી એમ સિદ્ધ કરવા કરતાં અસત્ય સ્વીકારી લેવું એમાં ઓછી મહેનત રહેલી છે.

સુખ વિરૂપતાનો નાશ કરે છે અને સૌંદર્યને અધિક સુંદર બનાવે છે.

કર્તવ્યને મજબૂત વળગી રહો. તમે અંતરાત્માની શાંતિ અનુભવતા હો તો ભવિષ્યની દરકાર ન કરો. તમારે જેવા થવું જોઇએ તેવા થાઓ. આથી વિશેષ તમારે કરવાનું નથી.

એક સુખી માણસનો દેખાવ અને તેનું નામ માત્ર અન્ય મનુષ્યોને જીવન નિર્વહન કરવામાં ઘણી મદદ કરે છે.



